હઝરત મુહમ્મદ

સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું

પવિત્ર જીવન

# હયાતે તૈયિબહ

: લેખક :

મૌલાના મુહમ્મદ અબ્દુલ હૈઈ

: અનુવાદક :

ઈકબાલ અહમદ મિર્ઝા

# અનુક્રમણિકા

**પ્રકરણ-૧૨**

# પ્રસ્તાવના

**અલ્હમદુલિલ્લાહિ રબ્બિલ આલમીન વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિહિલ કરીમ.**

નબીએ અરબી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું પવિત્ર જીવન (સીરતે પાક) એક એવો વિષય છે, જેના પર અસંખ્ય લોકોએ લખ્યું છે અને કયામત સુધી આ પવિત્ર કાર્યની હારમાળા ચાલુ રહેશે. આ વિષય જ કંઈક એવો છે કે આના વિષે જેટલા લોકો, જેટલું કંઈ પણ લખે તોય વિષયની શુષ્કતા અને નિરસતાની ફરિયાદ ક્યારેય કરવામાં નહીં આવે. નબીએ પાકના પવિત્ર જીવનના એટલા બધા પાસા છે, અને દરેક પાસાના એટલા તકાદા છે કે કોઈ વ્યક્તિ ક્યારેય પણ આ દાવો કરી ન શકે કે એણે આ વિષયનો હક અદા કરી દીધો. અહીં તો આ જ હાલ છે કે :

*કરિશ્મા દામને દિલ મી કુશદ કે જા ઈંજાસ્ત*

ઉર્દૂ ભાષામાં આ વિષય પર અસંખ્ય પુસ્તકો ઉપલબ્ધ છે. સરળ પણ, ભારે ભરખમ પણ. સંક્ષિપ્ત પણ અને લંબાણમાં પણ. પરંતુ એક મુદ્દતથી હૃદયમાં ઈચ્છા(ખલિશ) હતી કે આ ભાષામાં કોઈ પુસ્તક એવું પણ હોય જેમાં દાઈએ ઈસ્લામના પવિત્ર જીવનની વિસ્તૃત માહિતી એ શૈલીમાં હોય કે વાચકની દૃષ્ટિ સમક્ષ એ મહાન કાર્ય અને આંદોલનનો નકશો પણ સ્પષ્ટ દેખાય, જેને પૂર્ણ કરવા માટે હુઝૂર સ.અ.વ. તત્પર હતા. સ્પષ્ટ છે કે આ કોઈ સરળ કાર્ય નથી. આના માટે વિશાળ જ્ઞાન, ઉમદા લેખનની કાબેલિયત અને આવશ્યક ગ્રંથોની ઉપલબ્ધિ તથા નવરાશની જરૂર હોય છે. અલ્લાહ જ સારી રીતે જાણે છે કે આ પવિત્ર કાર્યનું સદ્‌ભાગ્ય કોને આપે છે.

સંયોગ એવો થયો કે ૧૨ ઓગષ્ટ ૧૯૫૪ થી ૧૧ ઓગષ્ટ ૧૯૫૫ સુધી રાયબરેલીની ડિસ્ટ્રીક્ટ જેલમાં નવરાશનો સમય મળ્યો ત્યારે આ વિચાર ઉદ્‌ભવ્યો

કે નજરકેદના આ સમયનો વધુમાં વધુ કેવી રીતે શ્રેષ્ઠ ઉપયોગ કરી શકાય. તેથી અલ્લાહના ફઝલો કરમે માર્ગદર્શન આપ્યું અને ઉપર વર્ણવેલ મહેચ્છાની પૂર્ણતા માટે નવરાશના એ સમયનો ઉપયોગ કરી ઉપરોક્ત મહેચ્છાની પૂર્તિ માટે ધ્યાન કેન્દ્રિત કર્યું.

જેલમાં મર્યાદિત પુસ્તકો જ ઉપલબ્ધ થઈ શકતા હતા. તેથી સીરતુન્નબી, તફહીમુલ કુર્આન અને બીજા કેટલાક પુસ્તકો જ ઉપલબ્ધ હતા અને એના જ આધારે સરળ ભાષામાં આ કાર્યનો આરંભ કર્યો જેની ઇચ્છા ઘણા સમયથી મનમાં સળવળતી હતી.

આ વિષયનો હક ક્યાં સુધી અદા થયો છે એની પુષ્ટિ વાચકને પુસ્તકના અભ્યાસ પછી જ થઈ શકશે. જો કે લેખકને આ વાતની સ્પષ્ટ અનુભૂતિ છે કે આ વિષયનો હક અદા કરવાની ન જ ત્રેવડ હતી કે ન જ સાધનો ઉપલબ્ધ હતા. એમ છતાંય કેટલીક આશાઓ હતી, જેના આધારે આ કાર્યનું પ્રારંભ કરવામાં આવ્યું.

(૧) બની શકે છે કે આ તુચ્છ પ્રયાસ બીજા કાબેલ માણસો માટે તેને વધુ સારી રીતે પરિપૂર્ણ કરવા પ્રેરણા આપી શકે.

(૨) ઉર્દૂમાં સરળ શૈલીમાં સીરતે પાક પર એક નવી શૈલીથી લખાયેલ પુસ્તકનો વધારો થઈ જાય.

(૩) આ આશા કે અલ્લાહતઆલા આ પ્રયાસને કબૂલ કરી લે અને આના દ્વારા કેટલાક લોકોને તેહરીકે ઈસ્લામીના મિજાજ અને કાર્યશૈલી તરફ માર્ગદર્શન આપે અને કેટલીય આત્માઓને ઈસ્લામ તરફ આગળ વધવાનો જુસ્સો પેદા થાય.

***અબૂ સલીમ મુહમ્મદ અબ્દુલ હૈઈ***
**ડિસ્ટ્રીક્ટ જેલ રાયબરેલી**
**૧૧ જુલાઈ, ૧૯૫૫**

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન વસ્સલાતુ વસ્સલામુ
અલા મુહમ્મદિંવ વ આલિહિ વ અસ્હાબિહિ અજમઈન.

**પ્રથમ તબક્કો**

**પ્રકરણ : ૧**

# ઈસ્લામી ચળવળ અને એની પહેલાં

ઈસ્લામ અથવા મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો સંદેશ, સુધારણાનું એક ઉચ્ચતમ આંદોલન છે. એ જ આંદોલન જેને દરેક યુગમાં અને દરેક દેશમાં અલ્લાહના મોકલેલા નબીઓ ચલાવતા રહ્યા છે. આ આંદોલને ન જ માત્ર આધ્યાત્મિક પરંતુ માનવીય જીવનના દરેક પાસાની એવી સુધારણા કરી છે જેનું ઉદાહરણ મળી શકતું નથી. આ એક એવું આંદોલન છે જે એક સાથે આધ્યાત્મિક, નૈતિક, સામાજિક, આર્થિક અને રાજકીય છે, જેના વર્તુળની બહાર માનવીય જિંદગીનો કોઈ તબક્કો નથી.

**ઈસ્લામી આંદોલનનું મહત્ત્વ**

વિશ્વમાં સુધારણા માટેના અને ક્રાંતિકારી આંદોલનો ઘણા થતા રહ્યા છે પરંતુ ઈસ્લામી આંદોલન પોતાની વિશાળતા અને બીજી કેટલીક વિશેષતાઓના કારણે આ બધામાં ઉચ્ચ છે. આ આંદોલનનો ઉદય કેવી રીતે થયો ? આને રજૂ કરનારે કેવી રીતે રજૂ કર્યું અને આનો પ્રત્યાઘાત શું આવ્યો, આ પ્રશ્નો એમના દિમાગમાં ઉદ્‌ભવે છે જેમને આ આંદોલનની પ્રારંભિક માહિતી હોય છે. આ પ્રશ્નોના ઉત્તર મેળવી લેવા માત્ર ઈતિહાસની રુચિને પૂર્ણ કરવી જ નથી, બલ્કે આ ઉત્તરોનું વાસ્તવિક મહત્ત્વ આ છે કે આમને જાણી લેવાના પરિણામ સ્વરૂપે એક એવું સંપૂર્ણ સુધારાવાદી આંદોલન આપણી સમક્ષ આવે છે જે આજે પણ એ બધી જ સમસ્યાઓના ઉકેલ માટે આવશ્યક છે, જેમાં આજનો માણસ ગૂંચવાઈ ગયો છે.

આ આંદોલન એક તરફ તો માણસને એના ખરા નફા કે નુકસાનનો સાચો અર્થ બતાવે છે, એની સમક્ષ એ જીવનની વાસ્તવિકતાઓ સ્પષ્ટ કરે છે જે દરેક માણસની છેલ્લી મંઝિલ છે. અને પછી આ દુન્યવી જીવન માટે એક એવો અમલ સૂચવે છે જે આ જીવનને પણ એ રીતે શણગારી દે છે કે પછી માણસને એ બધી જ ગૂંચવણો અને સમસ્યાઓથી છુટકારો મળી જાય છે જેને ઉકેલવા માટે તે હંમેશા ચિંતિત રહ્યો છે અને આજે પણ છે.

ઈસ્લામી આંદોલનની આ જ એક વિશેષતા છે જે દરેક જ્ઞાનોત્સુક આકર્ષિત કરે છે કે તે આને નજીકથી જુએ અને આ સમજવાનો પ્રયત્ન કરે કે આ આંદોલન માટે આટલો મોટો દાવો કરવામાં આવે છે તે ક્યાં સુધી યોગ્ય છે.

ઈસ્લામી આંદોલનને સમજવા માટે આમ તો ઘણા પુસ્તકો લખાઈ ચૂક્યા છે અને લખાતા રહેશે, અને તેમની મદદથી ઈસ્લામી આંદોલનની સ્પષ્ટ ઓળખાણ થઈ જાય છે. પંરતુ જેવી રીતે પ્રકાશની કલ્પનાને દીપકથી અને સુગંધની અનુભૂતિને ફૂલથી અલગ નથી કરી શકાતી એવી જ રીતે કોઈ એવા ઉચ્ચતમ આંદોલનને પણ એના (આંદોલનકાર) ના ખયાલથી અલગ કરી શકાય નહીં. તેથી જ જ્યારે પણ લોકો સમક્ષ ઈસ્લામી આંદોલનનું વર્ણન કરવામાં આવે છે ત્યારે તેઓ સ્વાભાવિક રીતે જ આંદોલનના આમંત્રક હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું જીવન વૃત્તાંત અને આંદોલનના વાસ્તવિક અર્થાત્ કુર્આનપાકના વિવરણની માગણી કરે છે જે બિલકુલ યોગ્ય અને સ્વાભાવિક છે.

### ઈસ્લામી આંદોલનની વિશેષતા

બધાં જાણે છે કે માણસાઈની સૌથી પ્રથમ ફરજ અને એની સૌથી શ્રેષ્ઠ સેવા આ જ છે કે લોકોની નૈતિક સુધારણા કરવામાં આવે. એમનામાંની બૂરાઈઓને દૂર કરવામાં આવે. અને એમની સમક્ષ જીવનનો એક એવો સંપૂર્ણ નકશો રજૂ કરવામાં આવે જેના પથ પર ચાલીને માણસ સાચા અર્થમાં સફળ થઈ શકે. આ હેતુ માટે ઘણા લોકોએ પોતપોતાની રીતે કાર્ય કર્યા. પરંતુ આ પ્રકારના સુધારકોએ માનવીય સુધારણા માટે કેટલાક ક્ષેત્રોને પોતાના માટે વિશેષ કરી લીધા અને પછી આ જ ક્ષેત્રોમાં જે કાંઈ કરી શકતા હતા, એ કર્યું. કેટલાકે નૈતિકતા અને આધ્યાત્મિકતાને પોતાના કેન્દ્ર બનાવ્યા, કેટલાકે સંસ્કૃતિ અને સભ્યતાને શણગારવાના પ્રયત્નો કર્યા, કેટલાકે સત્તા અને રાજકારણને પોતાનાં લક્ષ્ય બનાવ્યાં

પરંતુ એવા સુધારકો કે જેમણે માણસના સંપૂર્ણ જીવનને સુધારવા અને શણગારવાનો નિર્ણય કર્યો એ મહાપુરુષો અંબિયા અલૈહિસ્સલામ જ હતા.

આ સૃષ્ટિના સર્જકનો માણસાઈ પર સૌથી મોટો ઉપકાર આ છે કે અંબિયાએ કિરામ અલૈહિસ્સલામમાં જે નબી સૌથી છેલ્લે પધાર્યા એમના આમંત્રણ અને એમનું જીવન વૃત્તાંત આ જ સુધી એવી રીતે સુરક્ષિત છે કે આનું બીજું કોઈ ઉદાહરણ માનવીય ઈતિહાસમાં જોવા મળતું નથી. હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના જીવનની ઘટનાઓ અને પરિસ્થિતિઓ સ્પષ્ટપણે લખાયેલ છે અને તેના ઐતિહાસિક રેકોર્ડની સાચવણી એટલી સુંદર રીતે થઈ છે જે આ પહેલાં ક્યારેય થઈ ન હતી. બીજી તરફ આપના જીવન વૃત્તાંતના લખાણની વિસ્તૃતતાની આ સ્થિતિ કે આપની વાતો, કાર્યો, જીવન વિતાવવાનો ઢંગ, મુખાકૃતિ, ઊઠવું, બેસવું, બોલચાલ, રહેણી-કરણી, મામલાઓ અને હદ તો આ કે ખાવા-પીવા, ઊંઘવા, જાગવા, હસવા, બોલવા સુદ્ધાંની દરેકે દરેક અદા સુરક્ષિત રહી. તાત્પર્ય આ કે આજે જે વિવરણો આપણે આપણા યુગના કેટલાક સો વરસ પહેલાં થઈ ચૂકેલ મહાપુરુષો વિષે નથી જાણતા તે લગભગ દોઢ હજાર વર્ષો વીતી ગયા પછી પણ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ વિષે જાણી શકીએ છીએ.

હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની જીવનકથાનો અભ્યાસ કરતા પહેલાં એક વિશિષ્ટતા ઉપર પણ ધ્યાન આપવું જોઈએ. દરેક કાર્યની મહત્તાનો અંદાજ એ પરિસ્થિતિઓથી થાય છે જેમાં તે કાર્ય પૂર્ણ કરવામાં આવ્યું. અનુકૂળ અને યોગ્ય પરિસ્થિતિઓમાં જે ચળવળો જોત જોતાંમાં જ ક્યાંકથી ક્યાંક પહોંચી જાય છે, તો પ્રતિકૂળ સંજોગોમાં સંપૂર્ણપણે કરમાઈ જાય છે. સામાન્ય રીતે ચળવળોની સ્થિતિ આ હોય છે કે લોકોમાં પહેલાં આમના સ્વીકાર માટે મત બંધાતો જાય છે અને પછી જ્યારે કોઈ તરફથી એકદમ કોઈ ચળવળ ઊભી થાય છે તો લોકોની સહાનુભૂતિ એ સાથે જોડાઈ જાય છે અને આ રીતે ચળવળ જોર પકડી લે છે. ઉદાહરણ તરીકે કોઈ દેશના સ્વાતંત્ર્ય સંગ્રામને જ લઈ લો. જનતા સામાન્ય રીતે કોઈ પરદેશી શાસનના અત્યાચાર અને ત્રાસથી ત્રસ્ત હોય છે. એમના દિલોમાં એની વિરુદ્ધ આ ભાવના જન્મતી રહે છે. અને જ્યારે કોઈ હિમ્મતવાન પુરુષ ઊભો થઈ સ્વતંત્રતાનો નાદ ગજવે છે તો નુકસાન અને ભયના કારણે ભલે થોડાક જ લોકો એને સાથ આપે, પરંતુ બહુમતી જનતાની લાગણીઓ

અને સહાનુભૂતિ એ સાથે હોય છે. આ જ સ્થિતિ આર્થિક આંદોલનની હોય છે. લોકો જ્યારે આર્થિક શોષણખોરોના ત્રાસથી વાજ આવી જાય છે એ સમયે જો કોઈ આંદોલન આની વિરુદ્ધ છેડાઈ જાય છે તો આ બધા લોકો આ તરફ ધ્યાન આપે છે. પરંતુ જરા કલ્પના કરો એવા આંદોલનની જે બિલકુલ પ્રતિકૂળ સંજોગોમાં ઊઠે. ઉદાહરણ તરીકે કોઈ સ્વતંત્ર રાષ્ટ્રમાં કોઈ માણસ એ નારો ઉઠાવે કે રાષ્ટ્રે ફલાણી તાકતની ગુલામી સ્વીકારી લેવી જોઈએ, જ્યારે કે રાષ્ટ્રનાં બધા જ લોકો સ્વતંત્રતાની ઈચ્છા રાખતા હોય. કલ્પના કરો એ મુશ્કેલીઓની જે આવી સ્થિતિમાં આ વાત રજૂ કરનારની સામે ઉદ્ભવતી હોય.

ઈસ્લામી આંદોલનના પ્રવર્તકનું ખરૂં મહત્ત્વ અને આપના કાર્યની ઉચ્ચતાની કોઈ કલ્પના નથી થઈ શકતી જ્યાં સુધી આપની સમક્ષ આ વાત ન હોય કે આપે જે કંઈ રજૂ કર્યું એ કેવી વિરોધી પરિસ્થિતિઓમાં રજૂ કર્યું. તેથી આપના જીવન વૃત્તાંતનો અભ્યાસ કરતા પહેલાં આ પણ જોઈ લો કે જ્યારે ઈસ્લામનાં આમંત્રક એ ઈસ્લામના આમંત્રણની વાત રજૂ કરી ત્યારે અરબસ્તાન અને વિશ્વના બીજા દેશોમાં કેવી પરિસ્થિતિઓ હતી ?

### ઈસ્લામના આમંત્રણ સમયે વિશ્વની સ્થિતિ

ઈસ્લામે જે કાંઈ રજૂ કર્યું એનો વાસ્તવિક પાયો તૌહીદ (એકેશ્વરવાદ) છે. પરંતુ આ જ એ પ્રકાશ હતો જેનાથી ન જ માત્ર અરબસ્તાન, બલ્કે સમગ્ર વિશ્વ વંચિત હતું. એકેશ્વરવાદથી માણસોની સમજ અપૂરતી હતી. આ સાચું છે કે આં હઝરતની પહેલાં સાચા ઈસ્લામના અસંખ્ય આમંત્રકો આવી ચૂક્યા હતા અને ધરતીનો દરેક આબાદ પ્રદેશ એકેશ્વરવાદના શુદ્ધ સંદેશાથી પાવન થઈ ચૂક્યો હતો. પરંતુ માણસાઈનું દુર્ભાગ્ય કે એણે આ પાઠને વિસારી દીધું હતું. અને પોતાની ઈચ્છાઓ મુજબ સૂર્ય, ચંદ્ર, તારાઓ, જિન્નાતો, ફિરશ્તાઓ, દેવીઓ, દેવતાઓ, પહાડો, સમુદ્રો, પ્રાણીઓ, માણસો અને કોણ જાણે કેવા કેવાને ઈશ્વરના ભાગીદાર બનાવી લીધા હતા અને માણસ એક (ઈશ્વર)ની બંદગીમાં શાંતિ પ્રાપ્ત કરવાના બદલે અસંખ્ય ભગવાનોનાં ચક્રમાં ફસાઈ ગયો હતો.

એ વખતે રાજકીય રીતે બે સશક્ત તાકતો હતી ફારસ (ઈરાન) અને રોમ. ફારસનો ધર્મ જરથૂસ્ત અર્થાત્ પારસી ધર્મ હતો જે ઇરાકથી લઈ ભારતની સીમાઓ સુધી વિસ્તરેલું હતું. રોમનો ધર્મ ખ્રિસ્તી હતો, જે યુરોપ, એશિયા અને આફ્રિકા

સુધી વિસ્તરેલું હતું. આ ઉપરાંત ધાર્મિક દૃષ્ટિએ યહૂદીઓ અને હિન્દુઓ પણ મહત્ત્વ ધરાવતા હતા. અને આ બધાને પોતાની સત્યતાની ખાતરી હતી.

ઈરાનમાં તારાઓની પૂજા સામાન્ય હતી. આ ઉપરાંત બાદશાહો અને અમીરોને પણ દરજ્જા મુજબ ખુદા અને દેવતા માનવામાં આવતા તથા એમને સજદા કરવામાં આવતા. એમની ખુદાઈના ગીત ગાવામાં આવતા હતા. તાત્પર્ય કે આખું રાષ્ટ્ર એકેશ્વરવાદના ખયાલથી અજાણ હતું.

**રોમની સત્તા**

ગ્રીકોના પતન પછી રોમનોનું સામ્રાજ્ય વિશ્વમાં સૌથી મોટું માનવામાં આવતું હતું, પરંતુ ઈ.સ. છઠ્ઠી સદીના અંત સાથે જ આ મહાન સામ્રાજ્ય પોતાના પતન તરફ આગેકૂચ કરી રહ્યું હતું. શાસનની અવ્યવસ્થા, શત્રુઓનો ભય, દેશમાં અશાંતિ, નૈતિકતાનું અધોપતન, ભોગ-વિલાસિતા જેવા અનિષ્ટો એમનામાં ફેલાઈ ગયા હતા. એવી કોઈ બૂરાઈ બાકી ન હતી જે એમનામાં પ્રવેશી ન હોય. ધાર્મિક દૃષ્ટિએ કેટલાક લોકો તારાઓ અને દેવતાઓની પૂજામાં વ્યસ્ત રહેતા અને જે લોકોએ ખ્રિસ્તી ધર્મ સ્વીકારી પણ લીધો હતો તેઓ એકેશ્વરવાદના વિચારથી અજાણ હતા. તેઓ પિતા, પુત્ર, પવિત્ર આત્મા અને મરિયમની ખુદાઈના વિશ્વાસુ હતા. અસંખ્ય ધાર્મિક સંપ્રદાયો બની ગયા હતા અને આ બધા પરસ્પર લડતા રહેતા હતા. કબરોની પૂજા સામાન્ય બાબત હતી. પાદરીઓને સજદા કરવામાં આવતા. પોપ અને એમના પછીના મોટા હોદ્દેદારોએ પોતાના સ્થાન બાદશાહો કરતા પણ ઉચ્ચ માની લીધા હતા, અહીં સુધી કે તેઓ પોતાને ધરતી પર ઈશ્વરના પ્રતિનિધિ તરીકે ઓળખાવતા હતા. વૈધ-અવૈધના અધિકારો એમને પ્રાપ્ત હતા. એમની વાત ખુદાની વાત માનવામાં આવતી. વૈરાગ્ય અને દુનિયા તથા સમાજને છોડી જતા રહેવાની ઘટનાને ધાર્મિકતાનું ઉચ્ચ લક્ષણ ગણવામાં આવતું. દરેક પ્રકારના આરામ અને મોજ-મજાથી શરીરને વંચિત રાખવાને સૌથી મોટી બંદગી માનવામાં આવતી.

**ભારત**

ભારતમાં એ સમયે જે યુગ હતો એને ધાર્મિક દૃષ્ટિએ પૌરાણિક યુગ કહેવામાં આવે છે. અને આ યુગ ભારતના ધાર્મિક ઇતિહાસમાં સૌથી અંધકારભર્યો યુગ

માનવામાં આવે છે. એ વખતે અધાર્મિકતા ફરીથી વિસ્તૃત થઈ રહી હતી અને બૌદ્ધોનો કિલ્લો લગભગ ધ્વસ્ત થવા આવ્યો હતો. એ યુગની વિશેષતા એ હતી કે શિર્ક (બીજાઓને ઈશ્વર સાથે ભાગીદાર ઠેરવવા) હદથી વધી ગયો હતો. દેવતાઓની સંખ્યા વધતાં વધતાં ૩૩ કરોડ સુધી પહોંચી ગઈ હતી. કહેવાય છે કે વૈદિક કાળમાં મૂર્તિ પૂજાનો રિવાજ ન હતો, પરંતુ એ વખતે મંદિરોમાં મૂર્તિ પૂજા સામાન્ય હતી. મંદિરોનાં પૂજારીઓ અનૈતિકતાના નમૂના હતા, અને સામાન્ય જનતાને લૂંટવી એમનું કામ હતું. એ જ સમયમાં નાત-જાતના ભેદભાવ પણ ઉચ્ચ સપાટીએ હતા. જો કે પ્રારંભિક કાળમાં આવો ભેદભાવ ન હતો. આ ભેદભાવે સમાજની વ્યવસ્થાને તારાજ કરી દીધી હતી. એવા કાનૂન બનાવવામાં આવ્યા હતા જેમાં ન્યાયનું ખૂન થતું હતું. વંશ અને કુટુંબના આધારે લોકોને ખોટી છૂટછાટો આપવામાં આવી હતી. દારૂ પીવાનો સામાન્ય રીવાજ હતો. ખુદાની શોધમાં જંગલો અને પહાડો પર જીવન વિતાવવું આવશ્યક માનવામાં આવતું હતું. વહેમ અને અંધશ્રદ્ધા પરાકાષ્ઠાએ હતા. ભૂતપ્રેત અને અસંખ્ય પ્રકારના શુકન-અપશુકનોએ માનવીય જીવનને જકડી લીધું હતું. દરેક વિચિત્ર વસ્તુને ખુદા માનવામાં આવતી. દરેકની સામે માથું ઝુકાવી દેવું જ જાણે ધર્મ બની ગયું હતું ! દેવી, દેવતાઓ અને મૂર્તિઓની સંખ્યા અગણિત હતી. પૂજારણો અને દેવદાસીઓનું નૈતિક સ્થાન અત્યંત લજ્જાસ્પદ બની ગયું હતું. અને દુઃખ તો આ હતું કે આ બધું ધર્મના નામે કરવામાં આવતું હતું! સ્ત્રીઓ જુગારમાં દાવ પર લગાવવામાં આવતી. એક સ્ત્રીના ઘણા પતિઓ રહેતા. વિધવા સ્ત્રીને કાયદાકીય રીતે જીવનભર મોજ આનંદથી વંચિત કરી દેવામાં આવતી. સમાજના આવા લજ્જાસ્પદ અને ઘૃણાસ્પદ વર્તાવના કારણે જ સ્ત્રી પોતાના પતિના મૃત્યુ પછી એની ચિતામાં જીવતી બળી મરવાનું પસંદ કરતી હતી. લડાઈમાં હારી જવાની બીકે સ્ત્રીઓને ખુદ એમના જ પિતા, ભાઈ કે પતિ પોતાના હાથે કતલ કરી દેતા અને આના પર ગર્વ કરતા. નગ્ન સ્ત્રી-પુરુષોની પૂજા કરવામાં આવતી. ધાર્મિક તહેવારોમાં દારૂ પીને છાકટા થવામાં આનંદ લેવાતો. અને આ બધા ધંધા નેકીના કાર્યો (સદ્‌કાર્યો) ગણીને કરવામાં આવતા ! કહેવાનો અર્થ એ છે કે નૈતિક, ધાર્મિક અને સામાજિક દૃષ્ટિએ અલ્લાહની આ ધરતી બૂરી રીતે શેતાનની જાળમાં ફસાયેલી હતી.

**યહૂદીઓ**

ખુદાના ધર્મના ધારકો હોવાના કારણે સુધારણાની આશા રાખી શકાય એમ કોઈ હતું તો તે યહૂદીઓ હતા, પરંતુ એમની સ્થિતિ પણ ઘણી કથળી ગઈ હતી. તેમણે પોતાના લાંબા ઈતિહાસમાં એવા એવા અપરાધો કર્યા હતા કે જેના કારણે હવે એમણે એ સ્થાન ગુમાવી દીધું હતું કે તેઓ કોઈ સુધારાજનક કામ કરે. પરાકાષ્ઠા આ હતી કે જ્યારે એમનામાં અલ્લાહનો કોઈ નબી આવતો તો એની વાતો સુદ્ધાં સહન કરી શકતા ન હતા. અને એમણે અસંખ્ય નબીઓને કતલ કરી દીધા. તેઓ આ વહેમમાં હતા કે ખુદાથી તેમનો ખાસ સંબંધ છે તેથી તે એમના પર ક્યારેય કોઈ પ્રકોપ (અઝાબ) નહીં મોકલે. એમનો ખયાલ હતો કે સ્વર્ગની ને'મતો હકીકતમાં એમના માટે જ બનાવવામાં આવી છે. નબુવ્વત અને રિસાલતને તેઓ પોતાનો કોમી વારસો કહેતા હતા. એમના આલિમ (વિદ્વાનો) ખૂબ જ ધાર્મિક અને ખૂબ ચાલાક હતા. તેઓ માલદારો અને શાસકોની કૃપાદૃષ્ટિ માટે ધાર્મિક આદેશોમાં સમયે સમયે કાપકૂપ કરતા રહેતા હતા. અલ્લાહના આદેશોમાં જે આજ્ઞા સરળ અને પોતાની મહેચ્છા મુજબ હોય એના પર અમલ કરતા અને જે આજ્ઞા સખત અને નાપસંદ હોય એને છોડી દેતા હતા. અંદરો અંદર લડવું મરવું એમનો સામાન્ય શોખ થઈ ગયો હતો. ધન દોલતની લાલસા એટલી વધી ગઈ હતી કે એના કારણે તેઓ એવું કોઈ કાર્ય કરવાનો ઈરાદો પણ રાખતા ન હતા જેમાં પ્રાણ અને માલને નુકસાન થાય. આ જ કારણે નૈતિક રીતે તેઓ નિર્બળ બની ગયા હતા. એમનામાં અનેકેશ્વરવાદીઓની જેમ મૂર્તિ પૂજાનો પ્રભાવ પણ જન્મી ચૂક્યો હતો. જાદૂ-ટોણા, તંત્ર-મંત્ર, જાદૂ, અંધશ્રદ્ધા, વહેમ વગેરે ચીજોએ એમનામાં પ્રવેશીને એકેશ્વરવાદની અસલ કલ્પનાને જ બરબાદ કરી દીધી હતી. અહીં સુધી કે જ્યારે અલ્લાહના અંતિમ નબી એ એકેશ્વરવાદની સ્પષ્ટ વાત રજૂ કરી તો આ જ યહૂદીઓએ ત્યાં સુધી કહી દીધું કે આ મુસલમાનોથી તો અરબસ્તાનના મૂર્તિપૂજકો સારા છે.

. . . . . .

**અરબસ્તાનની સ્થિતિ**

વિશ્વની ધાર્મિક અને રાજકીય પરિસ્થિતિઓ પર દૃષ્ટિપાત કર્યા પછી આવો હવે સ્વયં અરબસ્તાનની સ્થિતિ પર નજર કરવામાં આવે, કેમકે આ જ એ સ્થળ છે જ્યાં અલ્લાહના નબીએ પોતાના આંદોલનની શરૂઆત કરી અને અહીંની

પરિસ્થિતિઓનો સામનો કરવો પડ્યો.

અરબસ્તાનના એક મોટા ભાગ અર્થાત્ત કુરાની ખીણ અને ખૈબર તથા ફદકમાં મોટાભાગે યહૂદીઓ વસતા હતા. સ્વયં મદીનામાં પણ યહૂદીઓનું શાસન હતું. દેશના બીજા ભાગોમાં અનેકેશ્વરવાદી રીતિ રિવાજો પ્રચલિત હતા. લોકો મૂર્તિઓ, પથ્થરો, વૃક્ષો, તારાઓ, ફિરશ્તાઓ તથા જિન્નાતોની પૂજા કરતા હતા, જો કે એક અલ્લાહ (એકેશ્વરવાદ)ની વિભાવના પણ હતી. એને આ લોકો ખુદાઓનો ખુદા (પરમેશ્વર) અથવા સૌથી મોટો ખુદા માનતા હતા, પરંતુ આ શ્રદ્ધા એટલી નિર્બળ બની ગઈ હતી કે તેઓ પોતાના નાના નાના ખુદાઓ અને દેવતાઓમાં ફસાયેલા રહેતા હતા, જેમને તેઓએ અલ્લાહ ઉપરાંત પોતાના ખુદા બનાવી લીધા હતા. એમની માન્યતા હતી કે રોજબરોજના જીવનમાં અસલ કામ તો આ નાના ખુદાઓથી પડે છે. તેથી તેઓ આમની પૂજા કરતા હતા. એમનાં જ નામે ભેટ સોગાદો ચડાવતા અને કુર્બાની કરતા. અને એમનાથી જ પોતાની માનતાઓ માનતા. અલ્લાહ વિશે એમની શ્રદ્ધા એવી હતી કે નાના ખુદાઓને રાજી કરી લેવાથી અલ્લાહ પણ રાજી થઈ જાય છે !

આ લોકો ફિરશ્તાઓને અલ્લાહની પુત્રીઓ કહેતા હતા. જિન્નાતોને ખુદાના મિત્રો અને ખુદાઈમાં ભાગીદાર માનતા હતા. અને આ જ કારણે તેઓ એમની પૂજા કરતા, અને એમની મદદ માંગતા. જેમને જેમને તેઓ ખુદાઈમાં ભાગીદાર સમજતા એમની મૂર્તિઓ બનાવી એમની પૂજા કરતા. મૂર્તિ પૂજાના એટલા શોખીન હતા કે જ્યાં કોઈ સુંદર પથ્થર જોવા મળતો એની પૂજા શરૂ કરી દેતા ! તાત્પર્ય કે આરબોના અસંખ્ય બુત (ઈશ્વર) હતા. આ મૂર્તિઓ ઉપરાંત આરબો તારાઓની પણ પૂજા કરતા. અલગ અલગ કબીલાઓ અલગ અલગ તારાઓની પૂજા કરતા, એમાં સૂર્ય અને ચંદ્રનું મહત્ત્વ વધારે હતું. જિન્નાતો અને ભૂતપ્રેતોની પણ પૂજા કરતા, એમના વિશે ઘણી વિચિત્ર બાબતો એમનામાં પ્રચલિતહતી. આ ધાર્મિક અંધશ્રદ્ધા, વહેમો અને કુરિવાજો ઉપરાંત અંદરોઅંદર લડવું સામાન્ય વાત હતી. સામાન્ય બાબતમાં લડાઈઓ શરૂ થઈ જતી અને આ વેર પ્રતિવેરની લડાઈ ઘણી પેઢીઓ સુધી ચાલુ રહેતી. જુગાર રમવું અને દારૂ પીવું એટલી સામાન્ય બાબત ગણાતી કે કદાચ જ બીજી કોઈ કોમ આ બાબતે એમની હરિફાઈ કરી શકે. દારૂની પ્રશંસા અને એના સંબંધિત દુષ્કર્મોના વર્ણનોથી એમની કવિતાઓ ભરી પડી હતી. આ ઉપરાંત વ્યાજખોરી, લૂટમાર, ચોરી, નિર્દયતા, કતલ, વ્યભિચાર

અને બીજા અનિષ્ટ કાર્યોએ એમને જાણે કે માણસના રૂપમાં પ્રાણી બનાવી દીધા હતા. તેઓ પોતાની દીકરીઓને જીવતી દફનાવી દેતા. નિર્લજ્જતાની દશા આ હતી કે સ્ત્રીઓ અને પુરુષો નગ્ન થઈ કા'બા શરીફની પરિક્રમ્મા (તવાફ) કરતા હતા અને આને એક ધાર્મિક કાર્ય સમજતા હતા. આમ આરબો ધાર્મિક, નૈતિક, સામાજિક અને રાજકીય દૃષ્ટિએ પતનની ખીણમાં ધકેલાઈ ગયા હતા.

**ઈસ્લામી આંદોલન માટે અરબસ્તાનની વિશેષતાઓ**

ન જ માત્ર અરબસ્તાન બલ્કે સમગ્ર વિશ્વ જે અંધકારમાં આખડી રહ્યું હતું, એ માટે એવી ઉષાની આવશ્યક્તા હતી જે બધા જ અંધકારોને નષ્ટ કરી દે અને અલ્લાહના પથ ભૂલેલા બંદાઓને અલ્લાહનો માર્ગ બતાવી દે. આ ઉષાના ઉદય માટે અલ્લાહે સમગ્ર વિશ્વમાંથી અરબસ્તાનને જ કેમ પસંદગી આપી, આ વિશે કેટલીક બાબતો વિચારણા માગી લે એવી છે.

હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને અલ્લાહતઆલાએ સમગ્ર સંસાર માટે માર્ગદર્શનનો છેલ્લો સંદેશ આપીને મોકલવા માટે પસંદ કર્યા હતા, અને આપના આમંત્રણને આખી દુનિયામાં પ્રસાર કરવો હતો, સ્વાભાવિક છે કે કોઈ એકલા માણસનું જીવન આ મહાન કાર્ય માટે પૂરતું ન હતું. આના માટે આવશ્યક હતું કે અલ્લાહના નબી પોતાની ઉપસ્થિતિમાં નેક સાથીઓનું એક એવું જૂથ તૈયાર કરે જે આપના પછી પણ આપનું કાર્ય ચાલુ રાખે. આ મહત્ત્વના કાર્ય માટે જે પ્રકારની વિશેષતાઓની આવશ્યક્તા હતી એ અરબસ્તાનના લોકોમાં વધુ ઊંચી માત્રામાં જોવા મળતી હતી. આ ઉપરાંત અરબસ્તાનનું ભૌગોલિક સ્થાન પણ એવું છે કે જે વિશ્વની લગભગ મધ્યમાં છે, જેથી આ સંદેશને પહોંચાડવા માટે ઘણી સરળતા રહે.

આ ઉપરાંત અરબી ભાષાની વિશાળતા અને વિશેષતા એવી છે કે જે વિષયને રજૂ કરવો હતો એને જેટલી સરળતાથી અરબી ભાષામાં રજૂ કરી શકાય એમ હતો તે માટે દુનિયાની કોઈ બીજી ભાષાનો પાલવ ટૂંકો પડે એમ હતો.

આરબોની મોટી વિશેષતા આ હતી કે તેઓ કોઈના શાસનની નીચે ન હતા. ગુલામીના કારણે બુદ્ધિમાં જે પ્રકારની કલિષ્ટતા આવી જાય છે અને ઉચ્ચ માણસાઈના ગુણોમાં જે પતન આવી જાય છે એનાથી આ લોકો સુરક્ષિત હતા. એમની ચારે તરફ ઈરાન અને રોમની મોટી મોટી સત્તાઓ હતી. પરંતુ એમનામાંથી

કોઈ આરબોને પોતાના ગુલામ બનાવી શક્યા ન હતા. તેઓ હદથી વધારે બહાદુર અને પરાક્રમી હતા. જોખમથી તેઓ ક્યારેય ડરતા નહોતા. લડાઈને રમત સમજતા હતા. જોશીલા હતા. દૃઢ ઈચ્છા ધરાવતા હતા. હૃદયના સાફ હતા, જે વાત હૃદયમાં હોય એ જ વાત જીભ પર લાવતા હતા. છળકપટ અને લાગ લગાવ કે જે સામાન્ય રીતે નિર્બળ અને ગુલામ કોમોમાં હોય છે એનાથી દૂર હતા. સામાન્ય સમજદારી અને બુદ્ધિ ધરાવતા હતા. બૌદ્ધિક રીતે બુલંદ હતા. સૂક્ષ્મ વાતોને સમજવાની કાબેલિયત ધરાવતા હતા. સ્મરણશક્તિ ખૂબ સતેજ હતી. એટલી સતેજ કે આ બાબતમાં તેઓ સમકાલીન વિશ્વની કોમોમાં ઉચ્ચતાએ બિરાજતા હતા. આત્મ સન્માની અને ખુદ્દાર હતા. અપમાનિત થવાનું સહન કરી શકતા ન હતા. રણપ્રદેશની સખત હાંડમારી ભરેલ જિંદગીના કારણે મહેનતુ અને ખડતલ હતા. કોઈ વાતને સ્વીકારી લીધા પછી એમના માટે આ અતિ દુષ્કર હતું કે તેઓ બેઠા બેઠા એની પ્રશંસા કર્યા કરે બલ્કે એનાથી વિરુદ્ધ આ વાતને લઈને ઊઠી જતા અને જોતાં જોતાં પોતાનું સમગ્ર જીવન પોતાના પસંદગીના કાર્યમાં લગાવી દેતા હતા.

**આરબોની સુધારણાની મુશ્કેલીઓ**

એક તરફ તો અરબની ધરતી, અરબની ભાષા અને અરબના લોકોની આ વિશેષતાઓ હતી જેના પાયા પર અલ્લાહતઆલાએ પોતાના અંતિમ સંદેશવાહકને આ દેશ અને આ લોકોની વચ્ચે મોકલવાનો નિર્ણય કરી લીધો, પરંતુ બીજી બાજુ એ મુશ્કેલીઓ પણ ઓછી ન હતી જે આ કોમની સુધારણાઓ માટે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને સહન કરવી પડી. પ્રારંભમાં જ લખ્યું એમ દરેક કામની મહાનતાને જાણવા માટે એ કેવી પરિસ્થિતિઓમાં થયું એ જાણવું જરૂરી છે. તેથી ઈસ્લામી આંદોલન જે યુગમાં અને જેવા કપરા કાળ તથા પરિસ્થિતિઓમાં વિકાસ પામ્યો અને સફળ થયો એ દૃષ્ટિએ તે વિશ્વના ઈતિહાસમાં એક મહાન કાર્ય છે અને આ રીતે હઝરત મુહમ્મદ સલ્લલલ્લાહુ અલૈહિ વસલ્લમે જે કોમને દુનિયાની આગેવાની માટે તૈયાર કરી અને એ સંબંધે જે મુશ્કેલીઓ સહન કરી તે એક મો'જિઝા (ચમત્કાર)થી ઓછું નથી.

જ્યાં સુધી આરબ કોમની આ વિશેષતાઓ દૃષ્ટિ સમક્ષ ન હોય ત્યાં સુધી કોઈ પણ માણસ આ મહાન સુધારણા કાર્યનો અંદાજ નથી લગાવી શકતો જે અલ્લાહના

અંતિમ નબી સ.અ.વ.ના હાથોએ પૂર્ણ કર્યું. આ કોમની સુધારણા માટે કેટ-કેટલીય મુશ્કેલીઓ હતી. આમાંથી મોટી મોટી અને વર્ણનલાયક આ હતી.

આરબ કોમ નિરક્ષર હતી. ખુદાની જાત અને સિફાત (ગુણો)ની ખરી કલ્પના, રિસાલતની યથાર્થતા અને મહત્ત્વ, વહ્યનો અર્થ, અલ્લાહના ગ્રંથની સમજ, આખિરત (પરલોક)ની કલ્પના, ઇબાદતનો સાચો અર્થ વગેરેમાંથી કોઈ વસ્તુ એવી ન હતી જેનાથી તેઓ પહેલાં જાણકાર હોય. આ લોકો પોતાના બાપ-દાદાના રીતિ-રિવાજોના એવા આંધળા અનુયાયીઓ હતા કે એનાથી ઈંચભર ખસવું પણ તેમના માટે મુશ્કેલ હતું. તે એમના આ પૂર્વજોના ધર્મથી બિલકુલ વિરુદ્ધ હતું. મૂર્તિપૂજાથી જન્મનારી બધી જ માનસિક બીમારીઓ એમનામાં મૌજૂદ હતી. અંધશ્રદ્ધાએ એમની બુદ્ધિને કુંઠિત કરી દીધી હતી. પરસ્પરની લડાઈઓ જાણે કે કોમી વિશેષતા બની ગઈ હતી અને આના કારણે એમના માટે કોઈ સમસ્યા પર ગંભીરતાથી વિચારણા કરવી સરળ ન હતું. તેઓ જે કાંઈ વિચારતા એ લડાઈના દૃષ્ટિકોણથી જ વિચારતા, મોટાભાગે લૂંટફાટ એમની રોજગારીનું સાધન હતું. આવી રીતે સમજી શકાય કે જ્યારે હઝરત મુહમ્મદ સલ્લલલ્લાહુ અલૈહિ વસલ્લમ એમને ઇસ્લામનું આમંત્રણ આપતા હતા ત્યારે એમની સમક્ષ એક એવી વાત આવતી હતી જેને એમણે આની પહેલા ન તો સાંભળી હતી અને ન જ સમજી હતી. અને જે બાપ-દાદાના ચલણ અને એમના વિચારોથી તદ્દન વિપરિત હતી, જેમને તેઓ અત્યાર સુધી છાતીથી લગાવી રાખી હતી. આ આમંત્રણનો અર્થ હતો કે લડાઈઓ બંધ કરો, શાંતિથી રહેવાનો નિર્ણય કરો, લૂંટફાટ કરવી ખોટું છે. ખોટા વિચારો, બૂરી ટેવો અને સૌથી વધુ આ અવૈધ રોજગાર એટલે કે ચોરી, લૂંટફાટ છોડી દો. સ્પષ્ટ છે કે આવી પોકાર પર સાથ આપવા માટે એ લોકોને તૈયાર કરવા એ અતિ દુષ્કર કાર્ય હતું.

તાત્પર્ય એ કે આખી દુનિયાની સ્થિતિ, અરબસ્તાનની સ્થિતિ, અને જે કોમથી સંબંધ હતો એની ટેવો અને વિશેષતાઓ, કોઈ વસ્તુ પણ એવી ન હતી જે આ આમંત્રણ માટે યોગ્ય કે સુમેળભરી કહી શકાય, પરંતુ જ્યારે પરિણામો સામે આવે છે તો જણાય છે કે :

વહ બિજલીકા કડકા થા યા સૌતે હાદી
અરબકી ઝમીં જિસને સારી હિલા દી
નઈ ઈક લગન દિલમેં સબકે લગા દી

ઈક આવાઝમેં સોતી બસ્તી જગા દી
પડા હર તરફ ગુલ યહ પૈગામે હકસે
કે ગૂંજ ઉઠે દશ્ત વ જબલ નામે હકસે

અને આ જ મો'જિઝો (ચમત્કાર) છે જે સામે આવતાં જ દરેક માણસ દિલથી ઇચ્છે છે કે તે એ પવિત્ર જાત વિશે વિસ્તારપૂર્વક જાણકારી મેળવે અને આપે રજૂ કરેલ આમંત્રણને નજીકથી સમજે. આવનારા પ્રકરણોમાં આ જ વસ્તુ આપની સામે આવશે.

.......

## પ્રકરણ : ૨

# જન્મ અને બાળપણ

**કુળ**

હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના પિતાનું નામ અબ્દુલ્લાહ હતું, જેઓ અબ્દુલ મુત્તલિબના પુત્ર હતા. આપનું વંશ આશરે સાઇંઠ પેઢીએ હઝરત ઇસ્માઈલ, હઝરત ઈબ્રાહીમ અ.સ.ને જઈને મળતું હતું. આપના કુળનું નામ કુરૈશ હતું, જે આરબના બધા જ કુટુંબોમાં અનેક પેઢીઓથી આદરણીય અને પ્રતિષ્ઠિત માનવામાં આવતું હતું. આરબના ઈતિહાસમાં આ કુટુંબના અનેક લોકો ખૂબ જ ઈઝ્ઝતદાર અને મહાન માનવામાં આવ્યા છે. ઉદા. તરીકે નુઝર, ફહર, કુસ્સૈય બિન કુલાબ. કુસ્સૈયને તેમના સમયમાં હરમે કા'બાના મુતવલ્લી બનાવવામાં આવ્યા હતા જેથી તેમની મહાનતા ખૂબ જ વધી ગઈ હતી. કુસ્સૈયએ અનેક મહાન કાર્યો કર્યા, જેમ કે હાજીઓને પાણી પીવડાવવાની અને તેમના અતિથિ-સત્કારની વ્યવસ્થા કરવી વગેરે. આ કામ તેમના પછી તેમના કુટુંબના લોકો કરતા રહ્યા. આ સેવાભાવી કાર્ય કરવા અને હરમે કા'બાના મુતવલ્લી હોવાના કારણે કુરૈશને સમગ્ર આરબમાં ઈઝ્ઝત અને મહત્તા પ્રાપ્ત થઈ ગઈ હતી.સામાન્ય રીતે આરબમાં લૂંટફાટનો રિવાજ હતો અને માર્ગો સુરક્ષિત ન હતા. પરંતુ હરમે કા'બા સાથે સંબંધ અને હાજીઓની સેવા સુશ્રુષા કરવાને કારણે કુરૈશના કાફલાને કોઈ લૂંટતું ન હતું અને તેઓ શાંતિથી પોતાના વેપારનો માલ એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જતા હતા. અબ્દુલ મુત્તલિબના દસ અથવા બાર પુત્રો હતા. પરંતુ કુફ્ર અથવા ઈસ્લામની આગવી પ્રતિભાને કારણે તેમનામાંથી પાંચ ખૂબ જ પ્રખ્યાત હતા. પ્રથમ જનાબ અબ્દુલ્લાહ, જે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના પિતા હતા. બીજા અબૂ તાલિબ તેમણે જો કે ઈસ્લામ ધર્મ અંગિકાર કર્યો ન હતો, પરંતુ તેમણે સારા એવા સમય સુધી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની દેખરેખ કરી. ત્રીજા હઝરત હમઝાહ અને ચોથા હઝરત અબ્બાસ રદિ. આપના આ બંને કાકાઓને ઈસ્લામ અંગિકાર કરવાનું બહુમાન પ્રાપ્ત થયું અને ઈસ્લામી ઈતિહાસમાં ખૂબ જ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું. અને પાંચમા અબૂ લહબ. અબૂ લહબનું વ્યક્તિત્વ ઈસ્લામી ઈતિહાસમાં ઈસ્લામની દુશ્મની માટે જગ-જાહેર છે.

અબ્દુલ્લાહના લગ્ન જોહરાહ કબીલાના વહબ અબ્દેમુનાફની પુત્રી આમેના જોડે થયા હતા. કુરૈશના કુટુંબમાં બીબી આમેના ખૂબ જ માનવંતુ સ્થાન ધરાવતા હતા.લગ્ન સમયે અબ્દુલ્લાહની વય આશરે સત્તર વરસની હતી. લગ્ન પછી કુટુંબના રિવાજ મુજબ આપ ત્રણ દિવસ સુધી સાસરીમાં રહ્યા. ત્યાર પછી વેપાર કાજે શાંમ (સીરિયા) દેશમાં ચાલ્યા ગયા. વેપારથી પાછા ફરતા સમયે મદીનામાં બીમાર થઈ ગયા અને ત્યાં જ તેમણે પ્રાણ ત્યાગી દીધા. એ સમયે હઝરત આમેના સગર્ભા હતા.

**જન્મ**

હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના જન્મ અંગે ૯મી અને ૧૨મી રબીઉલ અવ્વલ એમ બન્ને તારીખોની રિવાયતો મળે છે. ૫૭૧ ઈ.સ.ની એક પવિત્ર સવાર હતી જ્યારે રહેમતે ઈલાહીના નિર્ણય મુજબ એ મહાન હસ્તીનો જન્મ થયો જેના અસ્તિત્વથી સમગ્ર સૃષ્ટિના અંધકારને દૂર થવાનું હતું અને માનવતાને માર્ગદર્શનનો એ પ્રકાશ મળવાનો હતો જે કયામત સુધી આ ધરતી ઉપર વસનારા સમગ્ર મનુષ્યો માટે સૃષ્ટિના સર્જનહાર તરફથી સૌથી મોટી કૃપા (ને'મત) છે. પિતા તો પ્રાણ ત્યાગ કરી ચૂક્યા જ હતા. દાદા અબ્દુલ મુત્તલિબે આપનું નામ મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ રાખ્યું.

**ઉછેર અને બાળપણ**

સૌ પ્રથમ આપની વહાલસોયી માતા હઝરત આમેનાએ દૂધ પીવડાવ્યું. ત્યારબાદ અબૂ લહબની દાસી સુએબાએ પણ દૂધ પીવડાવ્યું. એ જમાનામાં આ રિવાજ હતો કે શહેરના મોટા લોકો પોતાના બાળકોને દૂધ પીવડાવવાને માટે અને તેમના ઉછેર માટે ગામડાઓમાં મોકલી આપતા હતા કે જેથી ત્યાંના શુદ્ધ વાતાવરણમાં તેમની તંદુરસ્તી સારી રહે અને તે સારી અરબી ભાષા પણ શીખી જાય. આરબમાં શહેરના મુકાબલે ગામડાઓની ભાષાને ઉત્કૃષ્ટ અને સારી માનવામાં આવતી હતી. આ રિવાજ મુજબ ગામડાઓની સ્ત્રીઓ શહેરોમાં આવતી હતી અને બાળકોને ઉછેર માટે પોતા સાથે લઈ જતી હતી. જેથી કરીને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના જન્મના થોડા જ દિવસ પછી હવાજન કબીલાની કેટલીક સ્ત્રીઓ બાળકોની શોધમાં મક્કા આવી. તેમાં હલીમા સા'દીયા પણ હતા.

આ જ તે ભાગ્યશાળી સ્ત્રી છે જેને જ્યારે કોઈ અન્ય બાળક ન મળ્યું તો મજબૂરીમાં આમેનાના અનાથ બાળકને જ લઈ જવાનું મંજૂર કર્યું.

બે વર્ષ પછી હલીમા સા'દીયા આપને પાછા લાવી પરંતુ એ સમયે મક્કામાં કોઈ બીમારી ફેલાયેલી હતી, તેથી આપની માતાએ આપને ફરી ગામડામાં મોકલી દીધા જ્યાં આપ આશરે છ વર્ષની વય સુધી રહ્યા.

જ્યારે આપની વય છ વર્ષની થઈ તો આપની માતા આપને લઈને મદીના ગયા. કદાચ તેઓ પતિની કબરની ઝિયારત માટે ગયા હોય અથવા ત્યાં કોઈ એવા સંબંધી રહેતા હોય જેના કારણે આપે આ મુસાફરી કરી હોય. તેમણે ત્યાં આશરે એક મહિના સુધી રોકાણ કર્યું. પાછા ફરતા સમયે અબ્વા નામના એક સ્થળે આપનું અવસાન થઈ ગયું અને ત્યાં જ તેમને દફન કરવામાં આવ્યા.

માતાના અવસાન પછી આપના ઉછેર અને દેખરેખની સમગ્ર જવાબદારી અબ્દુલ મુત્તલિબના શિરે આવી પડી. તેઓ હંમેશાં આપને સાથે જ રાખતા હતા. જ્યારે આપની વય આઠ વર્ષની થઈ તો દાદા અબ્દુલ મુત્તલિબનું પણ અવસાન થઈ ગયું. મૃત્યુ સમયે તેમણે આપના ઉછેરની જવાબદારી તેમના પુત્ર અબૂ તાલિબને સોંપી દીધી, જેમણે આ ફરજને ખૂબ જ સારી રીતે અદા કરી. અબૂ તાલિબ અને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના પિતા અબ્દુલ્લાહ એક જ માતાના પુત્ર હતા, આ કારણે પણ અબૂ તાલિબને આપ ઉપર ખૂબ જ પ્રેમ હતો. તેઓ આપના મુકાબલે પોતાના બાળકોની પણ પરવા કરતા ન હતા. ઊંઘતા તો સાથે લઈને ઊંઘતા, બહાર જતા તો સાથે જ લઈને જતાં.

આપની વય દસ-બાર વર્ષની હશે એ સમયે આપે સમાન વયના છોકરાઓ સાથે બકરીઓ પણ ચરાવી. આરબમાં આ કામ ખરાબ સમજવામાં આવતું ન હતું. સારા-સારા ઘરના છોકરાઓ પણ બકરીઓ ચરાવતા હતા.

અબૂ તાલિબ વેપાર કરતા હતા. કુરૈશના રિવાજ મુજબ વર્ષમાં એક વખત શામ (સીરિયા) જતાં હતા. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની વય આશરે બાર વર્ષની હશે ત્યારે અબૂ તાલિબે શામની મુસાફરીનો નિર્ણય કર્યો. જો કે મુસાફરીની તકલીફને કારણે તેઓ આપને સાથે લઈ જવા ઈચ્છતા ન હતા. પરંતુ તેમને આપ સાથે એટલો પ્રેમ હતો કે મુસાફરીએ જતા સમયે આપ તેમને વળગી પડ્યા અને સાથે આવવા માટે આગ્રહ કર્યો તો આપના હૃદયને દુભાવવાનું યોગ્ય ન લાગ્યું અને સાથે લઈ લીધા.

## પ્રકરણ : ૩

# નુબુવ્વત પહેલાં

### ફિજારનું યુદ્ધ

ઈસ્લામ પહેલાં આરબોમાં યુદ્ધોની એક વણથંભી પરંપરા ચાલતી હતી. એ જ યુદ્ધોમાં એક ખૂબ જ ખતરનાક અને પ્રખ્યાત યુદ્ધ ફિજારનું યુદ્ધ છે. આ યુદ્ધ કુરૈશ અને કૈસના કબીલાઓ વચ્ચે થયું. કુરૈશ આ યુદ્ધમાં સત્યને પક્ષે હતા એટલા માટે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે પણ કુરૈશ વતી આ યુદ્ધમાં ભાગ લીધો પરંતુ આપે કોઈના ઉપર હાથ ન ઉગામ્યો. આ યુદ્ધમાં પ્રથમ કૈસે અને પછી કુરૈશે પ્રભુત્વ મેળવ્યું અને અંતે સમાધાન ઉપર યુદ્ધની પૂર્ણાહુતિ થઈ.

### હિલફુલ ફુઝૂલ

રોજિંદા યુદ્ધોથી અનેક કુટુંબો બરબાદ થઈ ગયા. લોકો માટે ન તો દિવસે ચેન હતું અને ન જ રાત્રે આરામ. ફિજારના યુદ્ધ પછી આ પરિસ્થિતિથી તંગ આવીને કેટલાક શાંતિ ઝંખતા લોકોએ સુધારણાની એક ચળવળ ચલાવી. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના કાકા ઝુબૈર ઈબ્ને અબ્દુલ મુત્તલિબે પ્રસ્તાવ મૂક્યો કે હવે પરિસ્થિતિને સુધારવા માટે કંઈક કરવું જોઈએ. જેથી કુરૈશ કુટુંબના મોટા-મોટા લોકો ભેગા થયા અને આ કરાર કર્યો કે આપણે—

(૧) દેશમાંથી અશાંતિ દૂર કરીશું.
(૨) મુસાફરોની સુરક્ષા કરીશું.
(૩) ગરીબોની મદદ કરતા રહીશું.
(૪) મજલૂમની તરફેણ કરીશું.
(૫) કોઈ પણ અત્યાચારીને મક્કામાં નહીં રહેવા દઈશું.

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પણ આ કરાર સમયે હાજર હતા અને આપને આવા કાર્યો ખૂબ જ પ્રિય હતા. જેથી કરીને નબુવ્વતના સમયમાં આપે ફરમાવ્યું, "એ કરારના બદલામાં જો મને લાલ ઊંટ પણ આપવામાં આવતો તો હું ન લેતો અને આજે પણ આવા કરાર માટે મને કોઈ બોલાવે તો હું હાજર છું."

## કા'બાનું નિર્માણ

કા'બાની ઈમારત માત્ર ચાર દીવાલો હતી ઉપર છત ન હતી. દીવાલો પણ માત્ર એટલી ઊંચી હતી જેટલું માનવીનું કદ.પછી ઈમારત નીચાણવાળા વિસ્તારમાં પણ હતી. ચોમાસામાં શહેરનું પાણી વહીને અહીં આવતું હતું જેને રોકવા માટે બંધ બનાવવામાં આવ્યો હતો. પરંતુ તે વારંવાર તૂટી જતો હતો અને એ જગ્યાએ પાણી ભરાઈ જતું હતું. આ રીતે ઈમારતને નુકસાન થતું હતું. જેથી આ નિર્ણય કરવામાં આવ્યો કે ઈમારતને ધરાશાયી કરીને પુનઃ એક મજબૂત ઈમારતનું નિર્માણ કરવામાં આવે. બધા જ કુરૈશોએ મળીને નિર્માણનું કાર્ય આરંભ્યું. વિભિન્ન કબીલાઓએ ઈમારતના વિભિન્ન ભાગો અરસ-પરસ વહેંચી લીધા જેથી કોઈ આ શુભકાર્યથી વંચિત ન રહી જાય. પરંતુ જ્યારે હજ્રે અસ્વદને સ્થાપિત કરવાનો પ્રસંગ આવ્યો તો એક મોટો વિવાદ ઊભો થયો. દરેક કબીલો ઈચ્છતો હતો કે આ સેવા-કાર્ય તેમનો જ કબીલો કરશે. વાત એટલી આગળ વધી ગઈ કે તલવારો નીકળી ગઈ. ચાર દિવસ સુધી આ વિવાદ ચાલતો રહ્યો. પાંચમા દિવસે કુરૈશના એક વયોવૃદ્ધ વડીલે આ સલાહ આપી કે સારૂં ત્યારે કાલે સવારે જે વ્યક્તિ સૌ પ્રથમ અહીં આવે તેને પંચ માની લેવું અને તે જેમ કહે તેમ કરવામાં આવે. બધાએ આ વાત માની લીધી. બીજા દિવસે અલ્લાહની કૃપાથી સૌ પ્રથમ જેના ઉપર લોકોની દૃષ્ટિ પડી તે રહેમતે આલમ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ જ હતા. જેથી આપે આ ફેસલો આપ્યો કે જે જે કબીલાના લોકો હજ્રે અસ્વદને આ સ્થાને મૂકવાના દાવેદાર છે તેમનો એક સરદાર ચૂંટી લેવામાં આવે. પછી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે એક ચાદર પાથરીને પથ્થરને તેના ઉપર મૂક્યો અને દાવેદાર કબીલાઓના સરદારોને કહ્યું કે ચાદરનો ખૂણો પકડી લો અને પથ્થરને ઉઠાવો. જ્યારે તેઓ પથ્થર ઉઠાવીને નિશ્ચિત સ્થાને પહોંચી ગયા તો આપે હજ્રે અસ્વદને તેના સ્થાને મૂકી દીધો. આ રીતે એક એવી લડાઈ ટળી ગઈ જેના પરિણામ સ્વરૂપ કોણ જાણે કેટલી ખુવારી થાત.

હવે જે કા'બાની ઈમારતનું નિર્માણ થયું તેમાં છત પણ લગાવવામાં આવી, પરંતુ પર્યાપ્ત સામાન ન હોવાને કારણે એક તરફ જમીનનો થોડો ભાગ બહાર છોડીને નવો પાયો નાખવામાં આવ્યો. આ એ જ સ્થાન હતું જેને આજે હતીમ કહેવામાં આવે છે.

**વેપાર**

આરબોનો અને તેમાંય ખાસ કરીને કુરૈશનો ચાલ્યો આવતો ધંધો વેપાર હતો. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના કાકા અબૂ તાલિબ પણ વેપારી હતા. એટલા માટે જ જ્યારે આપ યુવાન થયા તો આપે વેપારને જ આજીવિકા મેળવવાનું માધ્યમ બનાવ્યું. આપના કાકા સાથે આપે બાળપણમાં જે વેપાર માટે પ્રવાસ ખેડ્યાં હતા તેનાથી સારો એવો અનુભવ પ્રાપ્ત થયો હતો. પછી જ્યારે આપે વેપાર શરૂ કર્યો તો આપના સારા વ્યવહારની ખ્યાતિ ચોતરફ ફેલાવવા લાગી. લોકોએ આપને વ્યવહારના ચોખ્ખા અને અતિ ઈમાનદાર જોયા અને એટલા માટે જ લોકો પોતાનો માલ આપને ભાગીદારી માટે આપવા લાગ્યા. વચનના પાકા, વ્યવહાર ચોખ્ખો, પારાવાર સચ્ચાઈ અને દયાનત આ બધા જ ગુણોએ મળીને આપને લોકોની નજરમાં અત્યંત પ્રિય બનાવી દીધા હતા અને સામાન્ય રીતે લોકો આપને સાદિક (સાચા) અને અમીન (અમાનત સાચવનાર)ના ઈલ્કાબથી યાદ કરવા લાગ્યાં. વેપારના સંદર્ભમાં આપે સીરિયા, બસરા અને યમનના અનેક પ્રવાસ ખેડ્યાં.

**લગ્ન**

હઝરત ખદીજા એક માનવંતા અને માલદાર સ્ત્રી હતા. આ આપના દૂરના સગામાં પિત્રાઈ બહેન પણ થતા હતા. પ્રથમ લગ્ન પછી તે વિધવા થઈ ગયા તો બીજું લગ્ન કર્યું, પરંતુ થોડાક દિવસો પછી બીજા પતિનું પણ અવસાન થઈ ગયું અને ફરી તે વિધવા થઈ ગયા. આ ખૂબ જ ચારિત્ર્યવાન અને પવિત્ર સ્વભાવના મહિલા હતા. લોકો તેમના ચારિત્ર્યને કારણે તેમને તાહેરા (પવિત્ર)ના નામથી બોલાવતા હતા. આ ખૂબ જ પૈસાદાર સ્ત્રી હતા. તેઓ પોતાનો માલ લોકોને આપીને વેપારનો કારોબાર કરતા હતા.

એ સમયે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની વય ૨૫ વર્ષ થઈ ચૂકી હતી. આપ અનેક વેપારી પ્રવાસ કરી ચૂક્યા હતા અને તેમાં આપની સચ્ચાઈ, અમાનત અને પવિત્ર સ્વભાવ લોકોની સામે આવી ચૂક્યા હતા. તેથી આપની ખ્યાતિ સાંભળીને હઝરત ખદીજાએ આ સંદેશ મોકલ્યો કે આપ મારા વેપારનો માલ લઈને સીરિયા જાઓ, હું જે વળતર બીજાને આપું છું આપને આપીશ. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે કબૂલ કરી લીધું અને માલ લઈને બસરા ગયા. પાછા

ફરવાના આશરે ત્રણ મહિના પછી હઝરત ખદીજાએ આપને લગ્નનો પ્રસ્તાવ મોકલ્યો. આપે મંજૂર કરી લીધો અને તારીખ નિશ્ચિત થઈ ગઈ. નિશ્ચિત તારીખે અબૂ તાલિબ, હઝરત હમઝહ અને કુટુંબના બીજા વડીલો સાથે હઝરત ખદીજાના મકાને પધાર્યા. અબૂ તાલિબે નિકાહનો ખુત્બો પઢ્યો અને પાંચસો દિરહમ મહર પર નિકાહ થઈ ગયો. નિકાહ સમયે હઝરત ખદીજાની વય ચાળીસ વર્ષ હતી અને અગાઉના બે પતિઓથી બે પુત્રો અને એક પુત્રી મોજૂદ હતા.

**અસામાન્ય પ્રસંગો**

સંસારમાં જેટલા પણ મહાન લોકો થયા છે તેમના જીવનમાં પ્રારંભથી જ એવા સંકેતો જોવા મળે છે જેને જોઈને તેમના ઉજ્જવળ ભવિષ્ય વિષે અંદાજો થવા લાગે છે. આ તો એ લોકોની સ્થિતિ છે જેઓ ભવિષ્યમાં કોઈ ખાનદાન, કોમ કે દેશના જીવનના કોઈ ખૂણામાં કોઈ સુધારણા-કાર્ય કરે છે. પરંતુ જે મહાન હસ્તી કયામત સુધીની સમગ્ર સૃષ્ટિના માર્ગદર્શન માટે અવતરિત કરવામાં આવી હોય અને જેના માધ્યમથી માનવજીવનના દરેક પાસાની સુધારણા થવાની હોય તેમનાં જીવનની શરૂઆતમાં તો આવા સંકેતો કે જે પોતાની રીતના અસામાન્ય હોય, અસંખ્ય મળવા જોઈએ. આમ તો આ જાતના સંકેતોનું વિસ્તૃત વર્ણન સીરત (જીવનચરિત્ર)ના પુસ્તકોમાં અસંખ્યવાર જોવા મળે છે. પરંતુ જે પ્રસંગો શોધખોળના પ્રકાશમાં માન્ય રિવાયતોમાં વર્ણવવામાં આવ્યા છે, તેમાંથી કેટલાક આ પ્રમાણે છે.

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું કે "જ્યારે હું મારી મા-ના ગર્ભમાં હતો તો તેમણે એક સ્વપ્ન જોયું કે તેમના શરીરમાંથી એક તેજ નીકળ્યું જેનાથી શામ(સીરિયા)ના મહેલો પ્રકાશિત થઈ ગયા." અનેક રિવાયતોથી જાણવા મળે છે કે એ જમાનામાં યહૂદીઓ અને ખ્રિસ્તીઓ ખાસ કરીને એક આવનારા નબીની પ્રતીક્ષા કરતા હતા અને એ વિષે વિભિન્ન ભવિષ્યવાણીઓ કરતા હતા.

આપના બાળપણનો પ્રસંગ છે કે કા'બાનું નિર્માણ થઈ રહ્યું હતું અને મોટાઓ સાથે બાળકો પણ ઈંટો ઉઠાવીને લાવતા હતા. એ બાળકોમાં આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ અને આપના કાકા હઝરત અબ્બાસ રદિ. પણ હતા. હઝરત અબ્બાસ રદિ.એ કહ્યું કે તમારૂં તહેબંધ (લૂંગી) ખોલીને ખભા ઉપર મૂકી દો તો ઈંટોના ઘસારાની તકલીફ નહીં થાય. આરબના માહોલમાં આ વાત સામાન્ય

હતી. બાળકો તો શું ત્યાં તો મોટા લોકો પણ નગ્ન થવામાં શરમ અનુભવતા ન હતા. પરંતુ જ્યારે આપે એવું કર્યું તો નગ્નતાની અનુભૂતિથી આપ તરત જ બેહોશ થઈ ગયા, અને આંખો ફાટી પડી. જ્યારે ભાન આવ્યું તો આપ કહી રહ્યા હતા, "મારૂં તહેબંધ, મારૂં તહેબંધ." લોકોએ જલ્દીથી તહેબંધ કમર સાથે બાંધી દીધું. અબૂતાલિબે ત્યારબાદ આપને સ્થિતિ વિષે પૂછ્યું તો આપે ફરમાવ્યું કે મને સફેદ પોષાકોમાં સજ્જ એક પુરુષ દેખાયો જેણે મને કહ્યું કે "અંગ ઢાંકી દો" કદાચ આ પ્રથમ ગેબી અવાજ હતો જે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે સાંભળ્યો.

આરબમાં કથાઓ સાંભળવાનો રિવાજ હતો. લોકો રાત્રે કોઈ જગ્યાએ ભેગા થતા અને કોઈ કથાકાર મોડી રાત સુધી કથા સંભળાવતો રહેતો. બાળપણમાં આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે પણ આ કથામાં જવાનો ઈરાદો કર્યો. પરંતુ અકસ્માતે માર્ગમાં લગ્નનો કોઈ જલસો હતો. આપ એને જોવા માટે રોકાયા. ત્યાં જ ઊંઘ આવી ગઈ. આંખો ખુલી તો સવાર થઈ ગઈ હતી. આવો જ પ્રસંગ બીજી વખત પણ બન્યો અને આ વખતે પણ આપને ઊંઘ આવી ગઈ. આ રીતે અલ્લાહતઆલાએ આપને એનાથી બચાવ્યા.

રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ જે જમાનામાં જન્મ્યા, મક્કા મૂર્તિપૂજાનું સૌથી મોટું કેન્દ્ર હતું. ખાનએ કા'બામાં જ ૩૬૦ મૂર્તિઓની પૂજા થતી હતી અને આપના કુટુંબના લોકો એટલે કુરૈશ, એ સમયે ખાનએ કા'બાના મુતવલ્લી અથવા પૂજારી હતા. તેમ છતાં પણ આપે ક્યારેય મૂર્તિ સમક્ષ માથું નથી નમાવ્યું અને ન જ ત્યાંની મુશરિકો જેવી વિધિઓમાં કોઈ ભાગ લીધો. આ સિવાય પણ કુરૈશના લોકો જે ખોટી રસમોમાં સપડાયેલા હતા, આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ક્યારેય પણ એ રસમોમાં પોતાના કુટુંબને સાથ નથી આપ્યો.

.......

## પ્રકરણ : ૪
# નુબુવ્વતનો પ્રારંભ

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના જીવનમાં હવે વધુ એક નવું પરિવર્તન થવા લાગ્યું. આપનું ધ્યાન એકાંતમાં બેસીને અલ્લાહની ઇબાદત કરવા અને પોતાના માહોલના નૈતિક અને ધાર્મિક પતન વિશે ચિંતન કરવા તરફ વધવા લાગ્યું. આપ હંમેશાં વિચાર્યા કરતા હતા કે મારી જાતિના લોકોએ કેવી રીતે મૂર્તિને પોતાનો ઉપાસ્ય બનાવી લીધી છે. તેઓ નૈતિકતાની દૃષ્ટિએ કેટલા નિમ્ન સ્તરે પહોંચી ગયા છે. તેમની આ બૂરાઈઓ કેવી રીતે દૂર થાય ? તેમને કેવી રીતે બતાવવામાં આવે કે એક માત્ર ખુદાને પામવાનો માર્ગ કયો છે? આ સૃષ્ટિના ખરા સર્જનહાર અને પાલનહારની ઇબાદત કેવી રીતે થવી જોઈએ. આ જ પ્રકારના અનેક વિચારો અને પ્રશ્નો હતા જે નિરંતર આપના મસ્તિષ્કમાં ચક્રાવો લેતાં હતા. અને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ એની ઉપર કલાકો ચિંતન કર્યા કરતા હતા.

### હિરાની ગુફા

મક્કા મુઅઝ્ઝમાથી ત્રણ કિલોમીટરના અંતરે એ ગુફા હતી જેને હિરા કહેવામાં આવતી હતી. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ હંમેશાં ત્યાં જઈને રોકાણ કરતા અને ચિંતન-મનન તેમજ અલ્લાહની ઇબાદતમાં વ્યસ્ત રહેતા. ખાવા-પીવાની વસ્તુઓ સાથે લઈ જતા. જ્યારે વસ્તુઓ ખલાસ થઈ જતી તો ઘરે આવીને લઈ જતા અથવા હઝરત ખદીજા રદિ. મોકલી દેતાં.

### પ્રથમ વહી

એક દિવસ આપ હિરાની ગુફામાં નિયમાનુસાર ઇબાદતમા વ્યસ્ત હતા. રમઝાનનો મહિનો હતો. આપની સમક્ષ અલ્લાહતઆલાનો મોકલેલો ફરિશ્તો દૃશ્યમાન થયો. આ હઝરત જિબ્રઈલ અ.સ. હતા જે ફરિશ્તાઓમાં સૌથી ઉચ્ચ દરજ્જો ધરાવે છે અને જે હંમેશથી ખુદાનો સંદેશ તેના રસૂલો સુધી પહોંચાડતા રહ્યા છે. હઝરત જિબ્રઈલ અ.સ.એ જાહેર થઈને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને કહ્યું, "પઢો." આપે ફરમાવ્યું, "હું ભણેલો નથી." આ સાંભળીને

હઝરત જિબ્રઈલ અ.સ.એ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને પકડીને છાતી સરસા એટલા દબાવ્યા કે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ થાકી ગયા. પછી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને છોડી દીધા અને કહ્યું, "પઢો." આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરી એ જ જવાબ આપ્યો અને એમણે ફરી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને પકડીને દબાવ્યા અને છોડીને કહ્યું, "પઢો." આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું, "હું ભણેલો નથી." હવે જિબ્રઈલ અ.સ.એ ત્રીજી વખત એ જ કર્યું અને છોડીને કહ્યું :

**"ઈકરા બિસ્મે..... માલમ યાલમ."**

"પઢો (હે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) પોતાના રબના નામ સાથે જેણે પેદા કર્યો, થીજેલા લોહીના એક લોચામાંથી માનવીનું સર્જન કર્યું. પઢો, અને તમારો રબ અત્યંત ઉદાર છે જેણે કલમ વડે જ્ઞાન શીખવાડ્યું, માનવીને તે જ્ઞાન આપ્યું જે તે જાણતો ન હતો." *(સૂરઃ અલક, આયતો-૧ થી ૫)*

આ જ સૌ પ્રથમ વહી હતી. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ આ પ્રસંગ પછી ઘરે પધાર્યા. એ સમયે આપના પવિત્ર હૃદય ઉપર એક જાતનો કંપન[1] છવાયેલ હતું. આપે હઝરત ખદીજા રદિ.ને જણાવ્યું, "મને કાંબળો ઓઢાડો, મને કાંબળો ઓઢાડો." આપને કાંબળો ઓઢાડવામાં આવ્યો. જ્યારે આપને થોડી શાંતિ થઈ તો આપે હઝરત ખદીજા રદિ.ને આખો પ્રસંગ વર્ણવ્યો અને ફરમાવ્યું, "મને મારા જીવનો ભય છે." હઝરત ખદીજા રદિ.એ કહ્યું, "નહીં ક્યારેય નહીં, આપના જીવને ભય નથી. ખુદા આપને અપમાનિત નહીં કરે. આપ હકદારોના હક અદા કરો છો. લોકોના ભારને આપ પોતે ઉઠાવો છો, ગરીબોની મદદ કરો છો. મુસાફરોનો અતિથિ-સત્કાર કરો છો. ન્યાયને ખાતર આપ લોકોની મુશ્કેલીઓમાં કામ આવો છો." ત્યાર પછી હઝરત ખદીજા રદિ. આપને લઈને વર્કા બિન નૌફલની પાસે ગયા. આ એક વંયોવૃદ્ધ ઈસાઈ (ખ્રિસ્તી) ધર્મિષ્ઠ વ્યક્તિ હતા. તૌરેતનું જ્ઞાન ધરાવતા હતા. હઝરત ખદીજા રદિ.એ આખા પ્રસંગનું તેમની સમક્ષ વર્ણન કર્યું. વર્કાએ સાંભળીને કહ્યું, "આ તે જ મર્યાદા પુરુષ (છુપાયેલા ભેદોને જાણનારો ફરિશ્તો છે) જે મૂસા અ.સ. પાસે મોકલવામાં આવ્યો હતો.

[1] આ કંપન એ જવાબદારીની ભાવનાના કારણે હતું જે અચાનક આપની ઉપર નાખી દેવાઈ હતી અને આપે જે કંઈ ફરમાવ્યું અને હઝરત ખદીજા રદિ.એ જે રીતે સાંત્વના આપી એ એક શુદ્ધ સ્વાભાવિક કૈફિયત સિવાય બીજું કાંઈ નહતું.

અરે કદાચ હું એ સમયે જીવતો રહું જ્યારે તમારી કોમ-જાતિના લોકો તમને વતનમાંથી કાઢી મૂકશે." આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે પૂછ્યું શું મારી કોમ-જાતિ મને કાઢી મૂકશે ?" એમણે કહ્યું, "હા !" અને આ પણ કહ્યું કે તમે જે કાંઈ લઈને આવ્યા છો તેને જે કોઈ પણ લઈને આવ્યું, તે સાથે તેના લોકોએ શત્રુતા જ કરી. જો હું એ સમય સુધી જીવતો રહીશ તો તમારી મદદ કરીશ. તેના થોડા જ દિવસ પછી વર્કાનું અવસાન થઈ ગયું.

ત્યાર બાદ હઝરત જિબ્રઈલ અ.સ.નું જાહેર થવું થોડાક સમય માટે બંધ થઈ ગયું અને આપ નિયમાનુસાર હિરાની ગુફામાં જતા હતા. આ સમયગાળો ઓછામાં ઓછો ૬ માસનો રહ્યો. આ વચગાળાના અવકાશથી આ લાભ થયો કે આપના હૃદય ઉપર જે હંગામી આડ અસરો માનવ-સહજ પ્રકૃતિના કારણે પેદા થઈ હતી તે દૂર થઈ ગઈ અને આપનું મુબારક મન ફરીથી વહીના ઉતરાળાનું અભિલાષી થઈ ગયું. ત્યાં સુધી કે જ્યારે આ સમયગાળો થોડોક વધુ લંબાયો તો આપના સંતોષ અને શાંતિ માટે ક્યારેક ક્યારેક હઝરત જિબ્રઈલ અ.સ. પધારવા લાગ્યા અને આપને સંતોષ અપાવતા રહ્યા કે ચોક્કસપણે આપને રસૂલ તરીકે ચૂંટી લેવામાં આવ્યા છે. આપ પ્રતીક્ષા અને સંતોષ કરો. પછી થોડાક દિવસો પછી હઝરત જિબ્રઈલ અ.સ. નિયમિત આવવા લાગ્યા.

......

## પ્રકરણ : ૫

# દા'વતનો પ્રારંભ

હિરાની ગુફામાં પ્રથમ વહીના અવતરણ પછી થોડાક દિવસો સુધી કોઈ વહીનું અવતરણ થયું નહીં. ત્યારબાદ સૂરઃ મુદ્દસ્સિરની શરૂઆતની આયતોનું અવતરણ થયું : **યા અય્યુહલ મુદ્દસ્સિર.....** *(સૂરઃ મુદ્દસ્સિર, આયતો ૧થી ૭)*

"હે કાંબળો ઓઢનારા, ઊઠો અને ચેતવો. અને પોતાના રબની મોટાઈનું એલાન કરો. અને પોતાના કપડા પાક રાખો. અને ગંદકીથી દૂર રહો. અને ઉપકાર ન કરો વધુ મેળવવા ખાતર. અને પોતાના રબ ખાતર ધીરજ રાખો."

નબુવ્વતનો કાર્યભાર સંભાળવાની આ શરૂઆત હતી, હવે વિધિવત રીતે આદેશ મળી ગયો કે ઊઠો અને ભટકેલી માનવતાને તેની મુક્તિ તથા સફળતાનો માર્ગ બતાવો અને લોકોને ચેતવી દો કે સફળતાનો માર્ગ માત્ર એક જ છે, એટલે એક માત્ર ખુદાની બંદગી. જે કોઈ પણ આ માર્ગને ગ્રહણ કરશે તે જ સફળતા પામશે. અને જે કોઈ આ માર્ગ સિવાય અન્ય કોઈ માર્ગ ગ્રહણ કરશે તેને આખિરત (પરલોક)ના ખરાબ પરિણામથી ડરાવો. માનવજીવનનો પાયો માત્ર એક ખુદાની બંદગી અને તેની મહાનતા અને મોટાઈના સ્વીકાર ઉપર હોવો જોઈએ. આ જ સ્થિતિમાં તે દરેક જાતની બાહ્ય બૂરાઈઓ અને આંતરિક ગંદકીઓથી પવિત્ર રહી શકે છે. એક અલ્લાહ સિવાય બીજાઓની પૂજા જ માનવીની તબાહીનું કારણ બને છે. મનુષ્યોએ એકબીજા સાથે સદ્વ્યવહાર કરવો જોઈએ. એવો સદ્વ્યવહાર જેનો પાયો કોઈ પણ જાતની ગરજ અથવા લાલચ ઉપર ન હોય.

### દા'વતના બે યુગ

અહીંથી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના જીવનનો દા'વતી યુગ શરૂ થાય છે. આ યુગને આપણે બે મોટા ભાગોમાં વિભાજીત કરી શકીએ છીએ. એક એ ભાગ છે જે હિજરત પહેલાં મક્કામાં પસાર થયો, જેને મક્કી યુગ કહેવામાં આવે છે. અને બીજો એ ભાગ જે હિજરત પછી મદીનામાં પસાર થયો, જેને મદની યુગ કહેવામાં આવે છે. પહેલો યુગ ૧૩ વર્ષ અને બીજો યુગ ૧૦ વર્ષનો રહ્યો.

**મક્કી જીવન**

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની દા'વતનો એ યુગ જે મક્કામાં પસાર થયો એ તેના પરિણામની દૃષ્ટિએ ખૂબ જ મહત્ત્વની કક્ષાનો છે. વાસ્તવમાં આ જ તે યુગ છે જેમાં ઇસ્લામની ખેતીનું બીજારોપણ થયું. આ જ તે યુગ છે જેમાં માનવતાના એવા એવા ઉચ્ચ નમૂનાઓ કે આદર્શો તૈયાર થયા જેમણે ઇસ્લામી ચળવળને વાકેફ કરાવી.

ઇતિહાસ અને સીરત (જીવન ચરિત્ર)ના જે પુસ્તકો આ સમયે અસ્તિત્વમાં છે તેમાં મક્કી યુગની વિગતો ખૂબ જ ઓછી જોવા મળે છે. આ યુગની મહત્તા અને તેના બોધ ગ્રહણ પ્રસંગોને જાણવા માટે કુર્આનેપાકના એ ભાગનું ધ્યાનપૂર્વક અધ્યયન જરૂરી છે જે મક્કામાં અવતરિત થયું. વાસ્તવમાં મક્કી યુગની ખરી મહત્તાનો અંદાજો એ જ સમયે કરી શકાય છે જ્યારે મક્કી સૂરઃઓનો દા'વત આપવાનો અંદાજ, એ સમયની પરિસ્થિતિ અને પ્રસંગોની વિગતો, તૌહીદ (એકેશ્વરવાદ) અને આખિરત (પરલોક)ની દલીલ, ચારિત્ર્ય અને સીરતના ઘડતર માટે માર્ગદર્શન અને હક અને બાતિલ (સત્ય-અસત્ય)ના ધીરજ માંગી લેતા સંઘર્ષની વચ્ચે ચળવળને આગળ વધારવી અને ચળવળના ક્રાંતિકારીઓને તેમના સ્થાન ઉપર કાયમ રાખવાના સંઘર્ષની વિગતો સામે આવે. આ વિગતોનું જ્ઞાન કુર્આનપાકના વિગતવાર અને ધ્યાનપૂર્વકના અધ્યયન વગર શક્ય નથી. જો કે અહીં આપણે ટૂંકમાં તે યુગનું વિગતવાર વર્ણન કરીશું.

**મક્કી જીવનના ચાર ભાગ**

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની હયાતે તૈયિબહ (પવિત્ર જીવન)નો એ યુગ જે હિજરત પહેલાં મક્કામાં પસાર થયો અને જેમાં ઇસ્લામી ચળવળ, દા'વતના વિભિન્ન તબક્કાઓ અને સંઘર્ષોમાંથી પસાર થઈ, તેના કેટલાક મહત્ત્વના પાસાઓના કારણે ચાર વિભિન્ન ભાગોમાં વિભાજીત કરી શકાય છે.

**પ્રથમ ભાગ :** નબુવ્વત પછીથી આશરે ત્રણ વર્ષ સુધી જેમાં આપ દા'વત અને તબ્લીગની ફરજ ગુપ્ત રીતે અદા કરી રહ્યા હતા.

**બીજો ભાગ :** નબુવ્વતની જાહેરાતથી લઈને આશરે બે વર્ષ સુધી જેમાં શરૂઆતમાં તો થોડોક વિરોધ થયો, પછી હાંસી ઉડાવવામાં આવી, વિભિન્ન આરોપો ઘડવામાં આવ્યા. ભલું-બૂરૂં કહેવામાં આવ્યું. અને ખોટો કુપ્રચાર અને

વિરોધ દર્શાવતી ચર્ચાઓથી ઈસ્લામી દા'વતને દબાવવાના પ્રયત્નો કરવામાં આવ્યા.

**ત્રીજો ભાગ :** આમ છતાં પણ જ્યારે ઈસ્લામી ચળવળ નિરંતર આગળ વધતી રહી તો પછી જુલ્મ અને જબરદસ્તીની શરૂઆત થઈ અને મુસલમાનો ઉપર અત્યાચાર થવા લાગ્યો. આ પરિસ્થિતિ આશરે છ વર્ષ સુધી રહી અને તેમાં મુસલમાનોને જાત-જાતની તકલીફો વેઠવી પડી.

**ચોથો ભાગ :** અબૂતાલિબ અને હઝરત ખદીજા રદિ.ના અવસાન પછીથી લઈને હિજરત સુધી આશરે ત્રણ વર્ષનો સમયગાળો આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ અને આપના સાથીઓ માટે ખૂબ જ કપરો અને મુસીબતનો રહ્યો.

### પ્રથમ તબક્કો:

## છૂપી દા'વત

નબુવ્વતના હોદ્દા પર બિરાજમાન થયા બાદ પ્રથમ તબક્કો આ હતો કે માત્ર એક ખુદાની બંદગી સ્વીકાર કરવા અને બાકીના અસંખ્ય ખુદાઓનો ઈન્કાર કરી દેવાની દા'વત સૌ પ્રથમ કોને આપવામાં આવે. જાતિ અને દેશના લોકોની જે હાલત હતી તેની થોડીક માહિતી આપણે આ અગાઉ જોઈ ચૂકયા છીએ. આવા લોકો સમક્ષ એ વાત પ્રસ્તુત કરવી જે તેમના સ્વભાવ, પસંદ અને ટેવોની તદ્દન વિરુદ્ધ હોય, ખરેખર ખૂબ જ કપરો તબક્કો હતો. આથી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે સૌ પ્રથમ એ લોકોને લક્ષ્ય બનાવ્યા જેમ સાથે અત્યાર સુધી ખૂબ જ નજીકના સંબંધો હતા અને જેઓ આપની આદતો અને ચારિત્ર્યનો પ્રત્યક્ષ અનુભવ ધરાવતા હતા. આપની સત્યનિષ્ઠા અને પ્રમાણિકતા વિષે સંપૂર્ણપણે વિશ્વાસ ધરાવતા હતા. અને તેમના માટે આ બાબત સરળતાથી શક્ય ન હતી કે તેઓ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવેલી કોઈ વાતનો ઈન્કાર કરી શકે. એ લોકોમાં સૌથી વધુ મર્મજ્ઞ સાથી હઝરત ખદીજા રદિ. હતા. તેમના પછી હઝરત અલી રદિ., હઝરત ઝૈદ રદિ. અને હઝરત અબૂ બક્ર રદિ. હતા. હઝરત અલી રદિ. આપના પિત્રાઈ ભાઈ, હઝરત ઝૈદ રદિ. ગુલામ અને હઝરત અબૂ બક્ર રદિ. મિત્ર હતા. આ લોકો વર્ષોથી આપના સહવાસથી લાભાન્વિત થઈ રહ્યા હતા. જેથી આપે સૌ પ્રથમ હઝરત ખદીજા રદિ.ને આ સંદેશ સંભળાવ્યો અને

ત્યાર બાદ બીજા લોકો સુધી વાત પહોંચાડી. આ બધા જ જાણે કે અગાઉથી મો'મિન હતા. સાંભળ્યું અને માની લીધું. આ જ લોકો સૌથી પહેલાં ઈમાન લાવનારા ભાગ્યશાળી હતા. ત્યાર બાદ હઝરત અબૂ બક્ર રદિ.ની પ્રેરણા અને માર્ગદર્શનથી હઝરત ઉસ્માન રદિ., હઝરત જાબિર રદિ., હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ રદિ., હઝરત સઅ્દ બિન અબી વક્કાસ રદિ. અને હઝરત તલ્હા રદિ. ઈમાન લાવ્યા. આ રીતે ઈસ્લામની દા'વત ચુપકીદીથી ફેલાતી રહી અને મુસલમાનોની સંખ્યામાં વધારો થતો ગયો.

**કુર્આનની અસરકારકતા**

આ યુગમાં જે કુર્આનનું અવતરણ થઈ રહ્યું હતું તે દા'વતના પ્રારંભિક તબક્કાને અનુરૂપ નાના-નાના વાક્યો (આયતો) ઉપર આધારિત હતું, જેની ભાષા ખૂબ જ ઉત્કૃષ્ટ, મીઠી અને ખૂબ જ અસરકારક હતી. પછી તેમાં એવો સાહિત્યિક રંગ હતો કે સાંભળનારાઓ ઉપર તરત જ અસર થતી હતી અને તેના બોલ હૃદયમાં બાણની જેમ ઊતરી જતા હતા. જે કોઈ સાંભળતું હતું તે પ્રભાવિત થઈ જતું હતું અને તેમનું મન ઈચ્છતું હતું કે તેઓ આ બોલને વારંવાર ઉચ્ચારે.

**અકીદાઓની સુધારણા**

કુર્આનપાકની આ સૂરઃઓમાં તૌહીદ (એકેશ્વરવાદ) અને આખિરત (પરલોક)ની હકીકતોનું વર્ણન કરવામાં આવતું હતું અને તેમના વિષે એવી સાબિતીઓ રજૂ કરવામાં આવતી હતી જે હૃદયમાં ઊતરી જાય. તેના માટે સાંભળનારાઓની આસપાસના માહોલમાંથી જ દલીલો અને સાક્ષીઓ રજૂ કરવામાં આવતા હતા જેનાથી સંબોધિત સારી રીતે વાકેફ હતા તેમના જ ઈતિહાસના પ્રસંગો અને તેમની જ રિવાયતોના પાયા ઉપર મૂળ વાત સમજાવવાના પ્રયત્નો કરવામાં આવતા હતા. અકીદાઓની એ ગુમરાહીઓનું વર્ણન કરવામાં આવતું હતું જેમાં આ લોકો એ સમયે સપડાયેલા હતા. અને તેમની નૈતિક અને સામૂહિક ખરાબીઓનો ઉલ્લેખ રહેતો હતો જેનાથી એ લોકો સ્વયં વાકેફ હતા. આ જ કારણ હતું કે જે કોઈ આ વાણીને સાંભળતું પ્રભાવિત થયા વગર ન રહેતું. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે એકલાં આ દા'વતનો પ્રારંભ કર્યો. પરંતુ આ જ કુર્આનની શરૂઆતની આયતોનું અવતરણ

હતું જે આ મેદાનમાં સૌથી વધુ અસરકારક હથિયાર પુરવાર થયું હતું અને દા'વત ધીરે-ધીરે ચુપકીદીથી ફેલાઈ રહી હતી.

આ દા'વત અને તબ્લીગ માટે તૌહીદ અને આખિરતની દલીલો સાથે-સાથે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને સતત એ વાતની તા'લીમ પણ અપાઈ રહી હતી કે તે સ્વયં પોતાને આ મહાન કાર્ય માટે કેવી રીતે તૈયાર કરે અને આ મહાન કાર્યને પાર પાડવા માટે કેવી-કેવી તરકીબો અજમાવે.

**સંતાઈને નમાઝો**

અત્રે જે કાંઈ થઈ રહ્યું હતું ગુપ્ત રીતે થઈ રહ્યું હતું. ખૂબ જ તકેદારી રાખવામાં આવતી હતી કે ભરોસાપાત્ર લોકો સિવાય વાત ક્યાંય બહાર ન જાય. જ્યારે નમાઝનો સમય થતો તો આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ કોઈ પર્વતની ઘાટીમાં ચાલ્યા જતાં અને ત્યાં નમાઝ અદા કરતા. એક વખત આપ હઝરત અલી રદિ. સાથે કોઈ ઘાટી કે ખીણમાં નમાઝ પઢી રહ્યા હતા. અચાનક આપના કાકા અબૂ તાલિબ ત્યાં આવી ગયા અને ઈબાદતની આ નવીન પદ્ધતિને આશ્ચર્ય સાથે ખાસા સમય સુધી નિહાળતા રહ્યા. નમાઝ પછી પૂછ્યું, “આ કયો દીન છે ?” આપે ફરમાવ્યું, “આપણા દાદા ઈબ્રાહીમનો દીન છે.” અબૂ તાલિબ બોલ્યા, “જે હોય પણ હું તો આને ગ્રહણ નથી કરી શકતો. પરંતુ તમને પરવાનગી છે. કોઈ પણ વ્યક્તિ તમને અટકાવી શકશે નહીં.”

**આ યુગના મો'મિનોની ખાસિયત**

આ પ્રારંભિક યુગની ખાસિયત આ છે કે એ સમયે ઈસ્લામ કબૂલ કરવું અને પછી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો સાથ આપવો જાણે જાનની બાજી લગાવી દેવા જેવું હતું. એ યુગમાં જે લોકોએ આગળ વધીને આ દા'વતને કબૂલ કરી લીધી તેમનામાં ચોક્કસ કેટલીક એવી ખાસિયતો હતી, જેના બળે તેઓ આ મેદાનમાં આગળ વધી શક્યા. તેમની કેટલીક સમાન ખાસિયતો આ છે કે એ લોકો અગાઉથી જ બહુદેવવાદી પધ્ધતિઓ અને ઈબાદતોથી કંટાળેલા હતા અને સત્યની શોધમાં હતા. આ લોકો નેક સ્વભાવ અને પવિત્ર ચારિત્ર્ય ધરાવતાં હતા.

આશરે ત્રણ વર્ષ સુધી દા'વત અને તબ્લીગનું કાર્ય ગુપ્ત રીતે થતું રહ્યું. પરંતુ આખરે ક્યાં સુધી ? જે સૂર્યે પોતાના તેજથી સમગ્ર સૃષ્ટિને પ્રકાશિત કરવાનું હતું

એણે તો કેમેય કરીને જાહેર થઈ નજરોને આંજી નાખવાનું જ હતું. આથી દા'વત હવે તેના બીજા તબક્કામાં પ્રવેશ પામી.

## બીજો તબક્કો :
# જાહેરમાં દા'વત

હવે સ્પષ્ટ આદેશ આવી ગયો કે દા'વત જાહેરમાં આપવામાં આવે. જેથી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સફા પર્વત ઉપર પધાર્યા અને ત્યાં ઊભા થઈને પોકાર્યું : "યા સબાહા !" આરબમાં રિવાજ હતો કે જો કોઈ ભય ઊભો થનારો હોય તો કોઈ વ્યક્તિ કોઈ ઊંચી જગ્યાએ ચઢીને આ શબ્દો પોકારતી હતી. અને લોકો આ પોકારને સાંભળીને ભેગા થઈ જતાં હતા. જેથી સફાની ટેકરી પરથી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે આ સાદ દિધો અને કુરૈશના લોકોને પોકાર્યા તો અનેક લોકો ભેગા થઈ ગયા. એ લોકોમાં આપનો કાકા અબૂ લહબ પણ હતો.

જયારે લોકો એકત્ર થઈ ગયા તો આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું, "લોકો ! જો હું તમને એમ કહું કે આ પર્વતની પાછળ એક મોટું લશ્કર છે અને તમારી ઉપર હુમલો કરવા માટે તૈયાર છે તો શું તમે મારી વાતને સાચી માનશો?" લોકોએ કહ્યું, "નિઃશંક ! સાચી માનીશું, તમે આજ સુધી કોઈ વાત અસત્ય નથી કહી અને અમે તમને સાદિક (સત્યવાદી) અને અમીન (અમાનતદાર) માનીએ છીએ." ત્યારે આપે ફરમાવ્યું, "લોકો ! હું તમને એક ખુદાની બંદગી તરફ બોલાવું છું. અને મૂર્તિઓની પૂજાથી બચાવવા માંગું છું.પરંતુ જો તમે મારી વાત નહિ માનો તો હું તમને એક ખૂબ જ ભારે પીડાદાયક અઝાબ કે પ્રકોપથી ડરાવું છું."

જયારે કુરૈશે આ વાત સાંભળી તો ખૂબ જ નારાજ થયા અને અબૂ લહબે ખૂબ જ ક્રોધિત થઈને કહ્યું, "શું તેં માત્ર આના જ માટે અમને બોલાવ્યા હતા ?"

ઈસ્લામનું આ જાહરે આમંત્રણ હતું. હવે ખુદાના રસૂલે સ્પષ્ટતાપૂર્વક જાહેરાત કરી દીધી કે તેમને શું કહેવા માટે નિયુક્ત કરવામાં આવ્યા છે અને તે કયો સત્ય માર્ગ છે જેની તરફ તેઓ દરેકને બોલાવી રહ્યા છે. નબુવ્વતના મુખેથી હવે આ જાહેરાત થઈ ગઈ કે વાસ્તવમાં આ વિશાળ સૃષ્ટિનો સર્જનહાર અને પાલનહાર

માત્ર એક અલ્લાહ છે. મનુષ્યને પણ તેણે જ પેદા કર્યો છે અને તે જ સૌનો સ્વામી પણ છે. માનવીનું સ્થાન આના સિવાય કાંઈ નથી કે તે અલ્લાહનો બંદો અને ગુલામ છે, તેની જ તાબેદારી અને આજ્ઞાપાલન કરવું તેની ફરજ છે. તેને છોડીને અન્યોની સામે માથું નમાવવું અથવા તે સાથે બીજાઓને ભાગીદાર ઠેરવવા માનવીના એ દરજ્જાની વિરુદ્ધ છે જે તેને તેના સ્વામી તરફથી આપવામાં આવ્યો છે. વાસ્તવમાં માત્ર એક અલ્લાહ જ માનવીનો અને સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર, ઉપાસ્ય અને શાસક છે. તેના આ શાસનમાં મનુષ્ય ન તો પોતાની ઇચ્છાઓનો માલિક છે અને ન જ અન્ય કોઈનો બંદો. મનુષ્ય માટે આજ્ઞાપાલન, બંદગી અને ઉપાસનાને પાત્ર અલ્લાહ સિવાય બીજું કોઈ નથી. સંસારનું આ જીવન જેમાં અલ્લાહતઆલાએ મનુષ્યને કેટલાક અધિકારો આપીને મોકલ્યાં છે. વાસ્તવમાં તેનાં માટે એક પરીક્ષાનો સમય છે; જેના પછી તેને ચોક્કસ અલ્લાહની પાસે જવું પડશે અને તે મનુષ્યના બધા જ કાર્યોની ચકાસણી કરીને નિર્ણય કરશે કે મનુષ્યોમાંથી કોણ આ પરીક્ષામાં સફળ રહ્યા અને કોણ નિષ્ફળ.

આ જાહેરાત કોઈ સાધારણ જાહેરાત ન હતી. તેણે કુરૈશ અને અન્ય લોકોમાં એક આગ લગાવી દીધી અને ચારેય બાજુ આ દા'વત વિષે ચર્ચાઓ થવા લાગી. થોડાક દિવસ પછી આપે હઝરત અલી રદિ.ને ફરમાવ્યું કે જમણની વ્યવસ્થા કરો. આ જમણમાં અબ્દુલ મુત્તલિબ આખા કુટુંબને બોલાવવામાં આવ્યું જેમાં હમઝા, અબૂ તાલિબ, અબ્બાસ બધા જ હાજર હતા. ભોજન પછી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ઊભા થઈને ફરમાવ્યું, "હું એ વસ્તુ લઈને આવ્યો છું જે દીન અને દુનિયા બંને માટે પર્યાપ્ત છે. આ કાર્યભાર ઉપાડવામાં કોણ મારો સાથ આપશે?" આ ખૂબ જ આકરો સમય હતો. આ કાર્યભાર ઉપાડવામાં સાથ આપવાનો અર્થ આ હતો કે માત્ર કુટુંબ જ નહિ કબીલા અને શહેરના લોકો, બલ્કે સમગ્ર આરબના વિરોધનો મુકાબલો કરવા માટે માણસ તૈયાર થઈ જાય અને માત્ર એટલા માટે તૈયાર થઈ જાય કે તેના બદલામાં આખિરતનું જીવન સફળ થશે. અને બંદો પોતાના માલિકની સમક્ષ સફળતા મેળવશે: આ સિવાય અન્ય કોઈ લાભના અણસાર દૂર-દૂર સુધી દેખાતા ન હતા, જેથી સમગ્ર સભા ઉપર સન્નાટો છવાઈ ગયો. ઊભા થયા તો નાની વયના હઝરત અલી રદિ. ઊભા થયા અને જણાવ્યું, "જો કે મારી આંખો આવી છે. (એ સમયે એમની આંખો દુઃખતી હતી), મારા પગ પાતળાં છે, અને હું વયમાં સૌથી નાનો છું. છતાં પણ હું

આપનો સાથ આપીશ." કુરૈશ માટે આ દૃશ્ય પણ વિચિત્ર હતું કે માત્ર ૧૩ વર્ષનો બાળક સમજ્યા વિચાર્યા વગર કેટલો મોટો નિર્ણય કરી રહ્યો છે.

### દા'વતનો વિરોધ

આ સમયે ઈસ્લામી જમાઅત કે સંગઠનમાં ચાલીસથી થોડાક વધારે માણસો દાખલ થઈ ચૂક્યા હતા. હવે એક દિવસે આપે હરમે કા'બામાં જઈને તૌહીદનું એલાન કર્યું. મુશરિકો સમીપ આ હરમે કા'બાનું સૌથી મોટું અપમાન હતું. આ એલાન થતા જ એક તોફાન ઊભું થયું. ચારેય બાજુથી લોકો આપની ઉપર તૂટી પડ્યાં. હઝરત હારિસ બિન અબી હાલા આપની મદદ માટે દોડ્યા. પરંતુ તેમના ઉપર ચારેય બાજુથી તલવારોના એટલા ઘા પડ્યા કે તેઓ શહીદ થઈ ગયા. ઈસ્લામના માર્ગમાં આ પ્રથમ શહાદત હતી. અલ્લાહની કૃપાથી આપ સુરક્ષિત રહ્યા અને કોણ જાણે કેવી રીતે તોફાન શમી ગયું.

### વિરોધના કારણો

ઈસ્લામી દા'વતનું એલાન સૌથી વધારે કુરૈશ માટે મુશ્કેલીનું કારણ બન્યું હતું અને તેઓ જ આ દા'વતના સૌથી સખત વિરોધી પણ હતા. એ સમયે મક્કાની જે પ્રતિષ્ઠા હતી તે કા'બાના કારણે જ હતી. કુરૈશનું કુટુંબ કા'બાના મુજાવર અને મુતવલ્લી હતું. અને આ રીતે જાણે કુરૈશનું એક જાતનું ધાર્મિક શાસન લગભગ સમગ્ર આરબ ઉપર સ્થાપિત હતું. ધાર્મિક બાબતોમાં લોકો તેમની તરફ જોતાં હતા અને હંમેશાં તેમના માર્ગદર્શન ઉપર વિશ્વાસ કરતા હતા. ઈસ્લામી દા'વતની સૌથી પહેલો અને સખત પ્રહાર એ જ ધર્મ ઉપર પડતો હતો જેનું પ્રતિનિધિત્વ કુરૈશ કરી રહ્યા હતા, અને સ્પષ્ટ છે કે બાપ-દાદાના ધર્મ સાથે અજ્ઞાન જાતિને જેવી અંધશ્રદ્ધા હોય છે તેના મુકાબલે તેઓ કોઈ યોગ્ય સત્ય વાત સાંભળવા માટે તૈયાર જ નથી થતાં. આ જ કારણ છે કે આ નવી દા'વતને સાંભળીને લોકોના હૃદયમાં અગ્નિ ભભૂકતી હતી. પછી કુરૈશના સત્તા ધરાવતા લોકોને પણ આ સ્પષ્ટ દેખાતું હતું કે આ દા'વતના ફૂલવા-ફાલવાનો અર્થ આ સિવાય કાંઈ નથી કે તેમનું સમગ્ર શાસન ધરાશયી થઈ જશે અને તેમને જે ધાર્મિક નેતાગીરીનું સ્થાન પ્રાપ્ત છે તે આપોઆપ નષ્ટ થઈ જશે. આ રીતે જે માણસ જેટલી મોટી ગાદીનો માલિક હતો, એટલો જ વધારે ઈસ્લામી ચળવળના વિરોધમાં અગ્રેસર હતો.

પછી કુરૈશમાં અનેક અનૈતિકતા ફેલાયેલી હતી. મોટા મોટા લોકો આ બૂરાઈઓમાં સપડાયેલા હતા. અને આ બધું છતાં તેમનું ધાર્મિક સ્થાન તેમને લોકોની નજરમાંથી પડવા દેતું ન હતું. કારણ કે તેમના ધાર્મિક પવિત્ર સ્થાન અને દરજ્જાને કારણે લોકો તેમની ખામીઓ તરફ નજર જ નાખતા ન હતા.

આપ સ.અ.વ. એક તરફ મૂર્તિપૂજાની ખામીઓનું વર્ણન કરતા હતા અને તેની જગ્યાએ માત્ર તૌહીદની દા'વત આપતા હતા. આખિરતમાં જવાબ આપવાનો અહેસાસ અને ખુદા સમક્ષ હાજર થવાનો ભય અપાવતા હતા. બીજી તરફ તેઓ માનવીની પાયાની નૈતિકતાની એક એક ખામીનું સ્પષ્ટતાપૂર્વક વર્ણન કરતા હતા. તેના પરિણામથી ડરાવતા હતા અને એ બધાથી બચવાનું માર્ગદર્શન કરતા હતા. આ જાતની વાતો સૌ "મોટા" લોકોને મુશ્કેલીમાં નાખી દેતી હતી, કારણ કે ગમે તેમ તોય તે વાતો એવી તો હતી નહિ કે જેને તેઓ ખરી કહી શકે. પરંતુ તેમના ચારિત્ર્ય પણ આ બૂરાઈઓથી મુક્ત ન હતા. અને ન જ તેઓ આ બૂરાઈઓનો ત્યાગ કરવાની હિંમત પોતાની અંદર ધરાવતા હતા. એટલા માટે જ્યારે લોકોની સામે આ વાતો આવતી તો તેમને અનુભૂતિ થતી કે લોકોની નજરોમાં તેમનું સ્થાન નિમ્ન થઈ રહ્યું છે અને જો સામે નહિ તો પાછળ ચોક્કસ તેમના વિષે ટીકાઓ થઈ રહી છે. આ વાત તેમની અકળામણને વધારવા માટે પૂરતી હતી. કુર્આનમજીદમાં સમયાનુસાર આવા કુકર્મીઓ અને ખરાબ ચારિત્ર્યવાળાઓ માટે આયતોનું અવતરણ થઈ રહ્યું હતું. અને તેમના આ કરતૂતો માટે સખતમાં સખત યાતનાની ધમકીઓ પણ આપવામાં આવી રહી હતી. આ આયતોમાં જો કે વાત એકદમ સામાન્ય રીતે વ્યક્ત કરવામાં આવી રહી હતી. પરંતુ આ આયતો લોકોમાં ફેલાતી તો દરેક માણસ આ અનુભૂતિ કરતો કે દોષ કે ખામી ક્યાં છે ?

ઈસ્લામી ચળવળના વિરોધ અને શત્રુતા માટે આ બધા જ કારણો એટલા પર્યાપ્ત હતા કે આ શાસનની ધૂરા સંભાળનારા ઈસ્લામી જમાઅતના થોડાક લોકોની વિરુદ્ધ તલવાર લઈને ઊભા થઈ જતાં અને આ 'ભય'નો એક જ વારમાં ખાત્મો બોલાવી દેતાં. પરંતુ અલ્લાહ તો આ નિર્ણય લઈ ચૂક્યો હતો કે એ જ મુઠ્ઠીભર લોકોના હાથે સમગ્ર સંસારને અલ્લાહની એ કૃપા પહોંચાડવાની હતી જે કયામત સુધીના મનુષ્યો માટે મુક્તિનો એક માત્ર ઉકેલ છે. એટલા માટે એ સમયે કેટલાક એવા કારણો કે સબબ પણ પેદા થઈ ગયા કે જેનાં કારણે કુરૈશ આ પગલું ઉપાડી શકતા ન હતા.

## વિરોધીઓની વિવશતા

વારંવાર લડાઈઓને કારણે કુરૈશ તબાહ થઈ ચૂક્યા હતા. ફિજારની લડાઈ પછી તેઓ એટલા તંગ આવી ગયા હતા કે લડાઈના નામથી ડરતા હતા. પછી આ ગણ્યા-ગાંઠ્યા મુસલમાનો વિભિન્ન કબીલાઓથી છંટાઈને ઈસ્લામી જમાઅતમાં સામેલ થઈ ગયા હતા તેમની કતલનો અર્થ આ હતો કે આરબના વિભિન્ન કબીલાઓ સાથે લડાઈ થઈ જાય. કારણ કે એ સમયે કોઈ એક વ્યક્તિની કતલ વાસ્તવમાં એ કબીલાની વિરુદ્ધ યુદ્ધની જાહેરાત હતી, જે સાથે એ વ્યક્તિનો સંબંધ હોય. આ રીતે એક ભય હતો કે ક્યાંક સમગ્ર મક્કા લડાઈનું મેદાન ન બની જાય જેથી કરીને આ તબક્કામાં ચળવળને દબાવવા માટે કેટલીક અન્ય તરકીબો અજમાવવામાં આવી.

દા'વત અને દાઈની હાંસી ઉડાવવામાં આવી. ખોટા આરોપો લગાવવામાં આવ્યા. ગલી કે શેરીમાં ગાળો અને મ્હેણાં-ટોણાં સંભળાવવામાં આવ્યા. નવી રીતે ખોટી અને જૂઠી વાતો ઘડીને અપપ્રચાર કરવામાં આવ્યો. મજનૂ અને પાગલનો ઈલ્કાબ આપવામાં આવ્યો. શાયર અને જાદૂગર તરીકે પ્રખ્યાત કરવામાં આવ્યા અને લોકોને રોકવામાં આવ્યા કે કોઈ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની વાત ન સાંભળે.

## પરિસ્થિતિનો સામનો

એ સમયમાં કુર્આનની જે સૂરઃઓ અવતરિત થતી હતી તેમાં એ પરિસ્થિતિનો મુકાબલો કરવા માટે યોગ્ય માર્ગદર્શન નિરંતર આપવામાં આવી રહ્યું હતું અને વિરોધીઓના આરોપોના યોગ્ય જવાબો પણ આપવામાં આવી રહ્યા હતા, જેમ કે સૂરઃ કલમમાં આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને સાંત્વના આપવા માટે ફરમાવવામાં આવ્યું કે આપની ઉપર તો અલ્લાહની વિશેષ કૃપા છે, આપ પાગલ નથી. આપની ઉપર તો તેની અસીમ કૃપાઓ છે. જલ્દી જાણ થઈ જશે કે કોનું મગજ ઠેકાણે નથી. આપનો રબ સારી રીતે જાણે છે કે કોણ સત્ય માર્ગ ઉપર છે અને કોણ ભટકેલો છે. આપ આપનું કાર્ય કરતા જાઓ. જે લોકો આ દા'વતને ઝુટલાવી રહ્યા છે તેમનું કહેવું ક્યારેય ન માનો. તેઓ તો આ ઈચ્છે છે કે જો તમે તમારી આ ચળવળ અને દા'વતના કાર્યને થોડી ઢીલ આપી દો તો તેઓ પણ ઢીલ આપી દે. પરંતુ આપનું એ કાર્ય નથી કે આપ એ લોકોની ઈચ્છાઓનું અનુસરણ

કરો. જે કાંઈ તમે પ્રસ્તુત કરી રહ્યા છો તેને ન માનનારાઓનો મામલો આપ મારી ઉપર છોડી દો તેમને જલ્દી જાણ થઈ જશે કે તેમને જે ઢીલ આપવામાં આવી રહી છે તેનો શું અર્થ છે. તમે એમને પૂછો કે શું હું આપનાથી કાંઈ માગું છું અથવા પોતાના લાભ માટે તમારાથી કાંઈ ઇચ્છું છું અથવા મારી વાત વિરુદ્ધ તમારી પાસે કોઈ યોગ્ય દલીલ છે. સ્પષ્ટ છે આવી કોઈ વાત નથી. તેથી આપ નિશ્ચિતપણે આપના કાર્ય ઉપર અડગ રહો. આપ અને આપના સાથીઓ પરિસ્થિતિનો સામનો ખૂબ જ ધીરજથી કરતા રહો. પરિસ્થિતિ સમય આવે બદલાશે.

આ વકતવ્ય એક નમૂનો છે. આવા વકતવ્યો આવશ્યક્તાનુસાર અવતરિત થતા રહ્યા. સ્પષ્ટતાપૂર્વક બતાવી દેવામાં આવ્યું કે આપ ન તો પાગલ છો, ન તો જ્યોતિષી કે તાંત્રિક, ન શાયર અને ન જ જાદૂગર. જ્યોતિષી કે તાંત્રિકો, શાયરો અને જાદૂગરોની ખાસિયતો સામે રાખો અને જુઓ કે આપમાં એમાંની કઈ ખાસિયત જોવા મળે છે. એ વાણી જે આપ પ્રસ્તુત કરી રહ્યા છે એ ચારિત્ર્ય જેનું પ્રદર્શન આપના દરેક કાર્યથી થઈ રહ્યું છે અને એ જીવન જે તેઓ તમારી વચ્ચે વિતાવી રહ્યા છે. આ બધી બાબતોને શાયર, જ્યોતિષીઓ અને જાદૂગરોની વાતોથી શું લેવા-દેવા.

**દા'વત તરફ લોકોનું આકર્ષણ**

મક્કાના રહેવાસીઓએ આ જાતની ખોટી વાતોને ફેલાવી લોકોને જેટલા રોકવાના પ્રયત્નો કર્યા એટલી જ લોકોની જિજ્ઞાસા વધી કે જોઈએ તો ખરા કે આ સાહેબ શું કહે છે ? આથી જે લોકો આરબના બીજા વિસ્તારોમાંથી હજના પ્રસંગે અથવા અન્ય કોઈ પ્રસંગે આવતા હતા તેમાંથી કેટલાય સંતાઈને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં હાજર થતા હતા. અહીં આવીને જ્યારે આપના દયાળુ ને સ્નેહાળ સ્વભાવને જોતાં અને અલ્લાહની આયતોને સાંભળતાં દિલની દુનિયા જ બદલાઈ જતી અને હવે તેઓ પોત-પોતાના વિસ્તારમાં જઈને ઇસ્લામની દા'વત ફેલાવવા લાગતા.

જ્યારે આ ચર્ચા બીજા શહેરોમાં ફેલાઈ તો દૂર-દૂરના વિસ્તારના લોકો માત્ર આપના વિશે જાણવા માટે આવવા લાગ્યા. આ જાતના કિસ્સાઓમાં હઝરત અબૂઝર રદિ.નો કિસ્સો એક સારૂં ઉદાહરણ છે. ગિફારનો કબીલો એ માર્ગ ઉપર વસતો હતો જ્યાં થઈને કુરૈશ સીરિયા વેપાર કરવા માટે જતા હતા. જ્યારે ત્યાં

આ વાત પહોંચી તો હઝરત અબૂઝર રદિ.ના મનમાં પણ મુલાકાતની ઇચ્છા જન્મી. તેમણે પહેલાં તેમના ભાઈ અનીસને મક્કા મોકલ્યા કે જાવ જુઓ આ વ્યક્તિ જે નબુવ્વતનો દાવો કરે છે તેનું શિક્ષણ શું છે ? અનીસ મક્કા આવ્યા અને હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ વિશે માહિતી મેળવીને જ્યારે પાછા ફર્યા તો તેમના ભાઈને જઈને કહ્યું કે તે વ્યક્તિ ખૂબ જ ઉચ્ચ ચારિત્ર્યવાન વ્યક્તિ છે. નૈતિકતાનું શિક્ષણ આપે છે અને એક ખુદાની બંદગી તરફ લોકોને બોલાવે છે. તેઓ જે વાણી સંભળાવે છે તે શાયરી નથી. હઝરત અબૂઝર રદિ.ને આ સંક્ષિપ્ત વાતથી સંતોષ ન થયો. પોતે જ જવા માટે તૈયાર થયા. મક્કામાં પ્રવેશ્યા તો ડરના કારણે કોઈને પણ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું નામ પણ પૂછી ન શક્યા. હરમમાં હઝરત અલી રદિ. સાથે મુલાકાત થઈ ગઈ. ત્રણ દિવસ તેમને ત્યાં અતિથિ બનીને રહ્યા. ત્યારે થોડીક હિંમત આવી કે પોતાના આવવાનો આશય તેમને જણાવે. આથી હઝરત અલી રદિ. આપને હુઝૂર સ.અ.વ.ની સેવામાં લઈ ગયા. અહીં હાજર થયા પછી હઝરત અબૂઝર રદિ.એ ઈસ્લામ કબૂલ કરી લીધો. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે આપને આદેશ આપ્યો કે હવે તમારા કબીલામાં પાછા ફરો. પરંતુ તૌહીદની જે તાજી અસર હૃદય ઉપર થઈ હતી તેણે બધા જ આશયો અને ભયને હૃદયમાંથી કાઢી નાખ્યા હતા. ત્યાંથી આવતાં જ હરમમાં કલ્મએ તૌહિદ બુલંદ કર્યો. આ સાંભળવું હતું કે લોકો ચારેય બાજુથી તૂટી પડ્યા અને મારવું શરૂ કરી દીધું. એ તો સારૂં થયું કે ખરા સમયે હઝરત અબ્બાસ આવી ગયા અને તેમણે મારનારાઓને કહ્યું કે આ ગિફારના કબીલાના માણસ છે અને તમારા વેપારના માર્ગ તેમના કબીલાની પાસેથી પસાર થાય છે. જો તેમણે તમારો માર્ગ બંધ કરી દીધો તો શું કરશો ? આ સાંભળી લોકોએ આપને છોડી દીધા.

હઝરત અબૂઝર રદિ. જ્યારે પોતાના કબીલામાં પહોંચ્યા અને જઈને ઇસ્લામની દા'વત આપી તો લગભગ અડધો કબીલો એ જ સમયે મુસલમાન થઈ ગયો. ગિફારની પાસે જ અસલમનો કબીલો વસતો હતો. તેમની અસરથી તેમણે પણ ઈસ્લામની દા'વત કબૂલ કરી લીધી. આ રીતે ઈસ્લામની દા'વત ફેલાતી ગઈ. આ વાત વિરોધીઓ માટે કષ્ટદાયક અને મુશ્કેલીનું કારણ બનતી રહી. આથી હવે તેમાંથી કેટલાક લોકો મજબૂર થઈને અબૂતાલિબ પાસે ફરિયાદ લઈને ગયા. તેમણે અબૂ તાલિબને કહ્યું કે તમારો ભત્રીજો અમારા ઉપાસ્યોનું અપમાન કરે છે.

અમારા બાપ-દાદાઓને ગુમરાહ જણાવે છે અને અમને સૌને દુરાચારી અને મૂર્ખ કહે છે આથી ક્યાંક તો તમે વચ્ચેથી હટી જાઓ તો અમે મામલાનો ફેંસલો કરી નાખીએ અથવા પછી તમે એમને સમજાવો.

જ્યારે અબૂ તાલિબને લાગ્યું કે હવે વાત ખૂબ જ આગળ વધી ગઈ છે અને હું એકલો ક્યાં સુધી બધા કુરૈશનો સામનો કરીશ તો આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને કહ્યું, "વ્હાલા ભત્રીજા, મારી ઉપર એટલો ભાર ન નાખ કે હું ઉપાડી ન શકું." આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે જ્યારે જોયું કે હવે અબૂ તાલિબના પગ પણ ડગી રહ્યા છે તો ખૂબ જ શાંતિથી ફરમાવ્યું, "ખુદાના સોગંદ ! જો આ લોકો મારા એક હાથમાં સૂરજ અને બીજા હાથમાં ચંદ્ર લાવી આપે તો પણ હું મારી ફરજને નહીં છોડું. ખુદા આ કામને પાર પાડશે અથવા હું પોતે આ કાર્ય પર સમર્પિત થઈ જઈશ." આપના આ દૃઢ નિર્ધાર અને હિંમતપૂર્વકનો નિર્ણય સાંભળીને અબૂ તાલિબને પણ હિંમત આવી અને તેમણે કહ્યું કે, "જાઓ, કોઈ તમારો વાળ વાંકો નહીં કરી શકે."

**વિરોધીઓની દરખાસ્ત**

કુરૈશના લોકો જ્યારે આ રીતે પણ હતાશ થઈ ગયા તો છેવટના પ્રયાસરૂપે નિર્ણય કર્યો કે જો બળપૂર્વક નહિ તો નમ્રતાપૂર્વક આ આંદોલનને નષ્ટ કરી દેવામાં આવે જેથી ઉત્બા બિન રબીઆને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં મોકલ્યા. તેણે કહ્યું :-

"મુહમ્મદ ! એ તો જણાવો કે આખરે તમે ઇચ્છો છો શું ? શું મક્કાનું શાસન ઇચ્છો છો ? કોઈ મોટા કુટુંબમાં લગ્નની ઇચ્છા છે ? અથવા દોલતનો ઢગલો ઇચ્છો છો ? અમે આ બધી જ વ્યવસ્થા કરી શકીએ છીએ. તમે આના માટે કેમ આ બધું કરો છો. અમે એના માટે રાજી છીએ કે સમગ્ર મક્કા તમારા આધીન થઈ જાય અથવા આ સિવાય અન્ય કોઈ વસ્તુઓ ઇચ્છો તો તે આપવામાં આવે, પરંતુ તમે તમારી આ દા'વતને ત્યજી દો."

વિરોધીઓ બિચારા આટલું જ વિચારી શકતા હતા. તેમના મગજમાં આ વાત બેસતી જ ન હતી કે કોઈ આંદોલન ચલાવવામાં આવે અથવા કોઈ દા'વતનું કાર્ય કરવામાં આવે અને તેની પાછળ કોઈ ભૌતિક સ્વાર્થ ન હોય. તેમનું મગજ આ વિચારી જ શકતું ન હતું કે કોઈ કાર્ય માત્ર ખુદાની પ્રસન્નતા અને માત્ર તેના

આજ્ઞાપાલન માટે પણ કરવામાં આવી શકે છે. તેઓ તો આ જ જાણતા હતા કે જાન અને માલની બાજી શાસન અને દોલત મેળવવા માટે જ લગાવવામાં આવે છે. તેમને ક્યાં જ્ઞાન હતું કે આખિરતના પારલૌકિક અને સદાય રહેનારા જીવનની સફળતા માટે પણ લોકો આ સોદા પાર પાડી લે છે. જેથી કરીને ઉત્બાને સંપૂર્ણ વિશ્વાસ હતો કે તેની દરખાસ્ત ચોક્કસ મંજૂર કરી લેવામાં આવશે. પરંતુ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે તેના જવાબરૂપે કુર્આનેપાકની થોડીક આયતો તિલાવત ફરમાવી. જેમાં તૌહીદ (એકેશ્વરવાદ)ની દા'વત અને પોતાની રિસાલતની વિસ્તૃત સમજૂતી આપવામાં આવી હતી.

ઉત્બા આ સાંભળીને પાછો જતો રહ્યો અને એટલો પ્રભાવિત થઈને ગયો કે જ્યારે તેણે કુરૈશના સરદારો સમક્ષ પોતાનો અહેવાલ રજૂ કર્યો તો કહ્યું કે "મુહમ્મદ જે વાણી સંભળાવે છે તે શાયરી તો નથી કોઈ બીજી વસ્તુ છે. મારૂં મંતવ્ય છે કે તમે એમને એમના હાલ ઉપર છોડી દો. જો તેઓ સફળ થઈ જશે તો સંપૂર્ણ આરબ ઉપર પ્રભુત્વ મેળવશે અને તેમાં તમારી પણ ઇજ્જત વધશે, અને નહિતર સ્વયં આરબો તેમને સમાપ્ત કરી દેશે." પરંતુ કુરૈશે તેમની વાત ન માની.

હવે એક જ માર્ગ બાકી રહી ગયો હતો જે દરેક અધર્મ આ તબક્કે ધર્મની વિરુદ્ધ અપનાવતો રહે છે, એટલે હિંસા અને બળજબરીપૂર્વક ધર્મના અવાજને દબાવી દેવાના પ્રયાસો. જેથી હવે કુરૈશના લોકોએ આ જ નિર્ણય કર્યો કે મુસલમાનો ઉપર એટલી સખ્તાઈ કરવામાં આવે કે તેઓ કંટાળીને પોતાનો નિર્ણય બદલવા માટે મજબૂર થઈ જાય. જેને જ્યાં મોકો મળે મુસલમાનોને હેરાન કરે અને તકલીફ આપે.

### ત્રીજો તબક્કો :

## મુસીબતો અને અજમાયશ

અત્યાર સુધી ઈસ્લામની દા'વતનું જે કાર્ય થઈ રહ્યું હતું તેના પરિણામ સ્વરૂપ ત્રણ પરિસ્થિતિ સામે આવી હતી.

(૧) કેટલાક નેક અને સારા લોકોએ આ દા'વતનો સ્વીકાર કરી લીધો અને તેઓ એક સમૂહ બનીને આ આંદોલનને આગળ ધપાવવા માટે કોઈ પણ કિંમત ચૂકવવા માટે તૈયાર થઈ ગયા.

(૨) કેટલાંય લોકો પોતાની બાળક બુદ્ધિ, સ્વાર્થ અથવા પોતાના બાપ-દાદાઓની આંધળી શ્રદ્ધાના કારણે આ આંદોલનનો વિરોધ કરવા તૈયાર થઈ ગયા.

(૩) મક્કા અને કુરૈશની સીમાઓથી બહાર નીકળીને આ નવી દા'વત પ્રમાણમાં ખૂબ જ વિશાળ વર્ગ સુધી પહોંચવા લાગી.

અને હવે અહીંથી આ નવા આંદોલન અને જૂનવાણી વિચાર સરણી વચ્ચે સંઘર્ષ શરૂ થઈ ગયો. જે લોકો પોતાના જૂના ધર્મને વળગી રહેવા માંગતા હતા તેમણે સંપૂર્ણ શક્તિથી ઈસ્લામી આંદોલનને નષ્ટ કરવા માટે કમર કસી લીધી અને ઈસ્લામ કબૂલ કરનારાઓ ઉપર જંગાલિયતભર્યા અત્યાચારો ગુજાર્યા અને તેમને દરેક રીતે લાચાર કરવા તત્પર થઈ ગયાં, જેથી કરીને આ જ એ સમય છે જેમાં કુરૈશના અત્યાચારોના અત્યંત ઘૃણાસ્પદ પ્રસંગો આપણી સામે આવે છે.

આરબ જેવા ગરમ દેશની સખત ગરમીમાં બપોરના સમયે ધગધગતી રેતી ઉપર મુસલામનોને સુવડાવવા, તેમની છાતી ઉપર ભારે-ભારે પથ્થરો મૂકીને દબાવવા, લોખંડને ગરમ કરીને ડામ આપવા અને પાણીમાં ડૂબકીઓ મરાવવી, ખૂબ જ નિર્દયતાપૂર્વક માર મારવો, એટલે આ અને આના જેવા બીજા અત્યાચરો મુસલમાનો ઉપર ગુજારવામાં આવતા હતા. જો કે એ સમયમાં સામાન્ય મુસલમાન માટે જીવન જીવવું મુશ્કેલ અને કષ્ટદાયક થઈ પડ્યું હતું, પરંતુ ઈતિહાસના પૃષ્ઠોમાં આ મજલૂમોની કથાઓના કેટલાક પ્રેરક પ્રસંગો નોંધાયા છે. તેમાંથી થોડાક ઉદાહરણ આ મુજબ છે.

હઝરત ખબ્બાબ રદિ. ઉમ્મે અમ્મારના ગુલામ હતા. હજી છ-સાત માણસોએ જ ઈસ્લામનો સ્વીકાર કર્યો હતો કે તેઓ પણ ઈસ્લામ ગ્રહણ કરવાને ભાગ્યશાળી બન્યા અને આ જ 'ગુનાહ' માં કુરૈશના અત્યાચારોનું નિશાન બન્યા. કુરૈશે એક દિવસે જમીન ઉપર કોલસાઓ સળગાવીને તેમને તેના ઉપર ચત્તા સુવડાવી દીધા અને ઉપરથી એક માણસે છાતી ઉપર પગ રાખીને દબાવ્યા કે જેથી પડખું ફેરવી ન શકે ત્યાં સુધી કે કોલસાની આગ પીઠની નીચે જ ટાઢી થઈ ગઈ. સમય વિત્યા પછી હઝરત ખબ્બાબ રદિ.એ એક વખત તેમની બળેલી પીઠ પરના સફેદ ડાઘ દેખાડ્યા હતા.

હઝરત બિલાલ રદિ. ઉમૈયા બિન ખલફના ગુલામ હતા. ખરા બપોરના સમયે ઉમૈયા તેમને ધગધગતી રેતી ઉપર સુવડાવતો અને ભારે પથ્થર છાતી ઉપર મૂકી

દેતો અને કહેતો કે ઈસ્લામનો ઈન્કાર કર, નહિતર આમ જ તડપી તડપીને મરી જઈશ. પરંતુ એ સમયે પણ અત્યંત પીડાકારક પરિસ્થિતિમાં આપના મુખેથી 'અહદ - અહદ' જ નીકળતું. અને તેમનો માલિક તેમના ગળામાં રસ્સો બાંધીને છોકરાઓને હવાલે કરી દેતો અને તેઓ તેમને શહેરના એક છેડેથી બીજા છેડા સુધી ઢસડતા ઢસડતા ફરતા.

હઝરત અમ્માર રદિ. યમનના રહેવાસી હતા. આ એ થોડાક હિંમતવાન લોકોમાંથી હતા જેઓ એકદમ પ્રારંભિક કાળમાં મુસલમાન થયા હતા. તેઓ જયારે ઈસ્લામ લાવ્યા તો કુરૈશ તેમને ધગધગતી જમીન ઉપર સુવડાવીને એટલો માર મારતા કે તેઓ બેહોશ થઈ જતા.

હઝરત લુબનિયા (રદિયલ્લાહુ અન્હા) એક દાસી હતા. હઝરત ઉમર રદિ. તેમના મુસલમાન થયા અગાઉ તેમને એટલો માર મારતા કે પોતે થાકીને બેસી જતા પરંતુ અલ્લાહની આ બંદી આ જ કહેતી કે જો તમે ઈસ્લામનો સ્વીકાર નહિ કરો તો ખુદા તમારાથી તેનો બદલો લેશે.

હઝરત ઝબીરા રદિ. પણ હઝરત ઉમર રદિ. ના ઘરના દાસી હતા. એક વખત અબૂ જહેલે તેમને એટલા માર્યા કે તેમની આંખો જતી રહી.

ટૂંકમાં આ કે સ્ત્રી અને પુરુષોમાં અનેક એવા લાચાર અને મજબૂર મુસલમાનો હતા જેમને અનેક રીતે હેરાન કરવામાં આવતા હતા. પરંતુ આ બધા જ અત્યાચારો કોઈ એક મુસલમાનને પણ ઈસ્લામનો ત્યાગ કરવા તૈયાર ન કરી શક્યા.

જયારે એ લાચાર અને નિર્દોષ મુસલમાનો ઉપર અત્યાચાર ગુજારવામાં આવતા હતા તો લોકોનું ધ્યાન ચોક્કસ ખેંચાતું હતું અને તેમનું મન આ વિચારવા માટે મજબૂર થઈ જતું હતું કે આખરે એ કઈ લાલચ છે જે આ લોકોને આટલી મુસીબતો છતાંય ઈસ્લામથી વળગી રહેવા માટે તૈયાર કરે છે. બધા જાણતા હતા કે આ લોકો તેમના ચારિત્ર્ય, વ્યવહાર અને બીજા માનવીય સંબંધોની દષ્ટિએ શ્રેષ્ઠ વ્યકતિઓ હતી અને તેમનો વાંક આ સિવાય કાંઈ જ નથી કે તેઓ કહે છે કે અમે એક અલ્લાહ સિવાય અન્ય કોઈને અમારો પૂજ્ય, માલિક નહિ માનીએ અને આજ્ઞાપાલન અને બંદગી માત્ર તેની જ કરીશું.[૧] આ લાચાર મુસલમાનોની આ અડગતા અનેક લોકો સમક્ષ એક મોટો પ્રશ્ન બનીને ઊભી રહેતી હતી અને તેમના હૃદયમાં તેમના પ્રતિ એક જાતની નમ્રતા ઉત્પન્ન કરતી હતી અને તેઓ આ નવા આંદોલનને નજદીકથી જોવા અને સમજવા માટે પ્રોત્સાહિત થતા હતા. સત્યના

ધ્વજવાહકો પરનું દમન હંમેશાં સત્યની સફળતાની નિસરણી બન્યું છે જેથી હવે એક તરફ તો અત્યાચાર ગુજારવામાં આવતો હતો પરંતુ બીજી તરફ ઈસ્લામી આંદોલન નિરંતર ફેલાતું જઈ રહ્યું હતું. મક્કામાં કોઈ કુટુંબ અને ઘર એવું બાકી ન હતું કે જેની કોઈને કોઈ વ્યક્તિએ ઈસ્લામ કબૂલ ન કરી લીધો હોય અને આ જ કારણ હતું કે ઈસ્લામના વિરોધીઓ ખૂબ જ વધારે છંછેડાઈ ગયા હતા અને ક્રોધે ભરાઈ ગયા હતા. તેઓ જોતા હતા કે સ્વયં તેમને પોતાના ભાઈ, ભત્રીજા, બહેન-બનેવી, પુત્ર-પુત્રીઓ ઈસ્લામની દા'વતને કબૂલ કરતા જઈ રહ્યા હતા. અને માત્ર ઈસ્લામને ખાતર બધું જ ત્યજી દેવા ત્યાં સુધી કે તેમનાથી અળગા થઈ જવાને પણ તૈયાર હતા. એ લોકો માટે આ ઘાવ ખૂબ જ અસહ્ય હતો. તે ઉપરાંત મજાની વાત તો આ હતી કે જે લોકો આ નવીન આંદોલનમાં જોડાઈ રહ્યા હતા એ એવા લોકો હતા જે તેમના સમાજમાં શ્રેષ્ઠ લોકો માનવામાં આવતા હતા. તેમની સૂઝ-બૂઝ, ચારિત્ર્ય અને તેમની માનવીય વિશેષતાઓ બધા લોકો સમક્ષ સ્પષ્ટ અને જાહેર હતી. જ્યારે આવા લોકો ઈસ્લામ કબૂલ કરીને પોતાના સઘળા લાભ અને

---

[1] આમ જોવામાં આ વાત આજકાલ આપણા માટે ખૂબ જ સામાન્ય બની ગઈ છે અને આપણને આશ્ચર્ય થાય છે કે આટલી નજીવી વાત કહેવાને લીધે લોકોને આટલા કેમ સતાવવામાં આવતા હતા? વાત એમ છે કે આપણી સમક્ષ ન તો રબ શબ્દનો પૂરેપૂરો અર્થ છે અને ન જ આપણે ઈબાદતની સંપૂર્ણ હદોને સામે રાખીએ છીએ પરંતુ એ લોકો જાણતા હતા કે તેમની ભાષામાં રબ અને ઈબાદતના શબ્દોની વ્યાપકતા શું છે? તેથી જ્યારે તેઓ કહેતા હતા કે અમારો રબ અલ્લાહ છે તો કહેનાર અને સાંભળનાર બંને જાણતા હતા કે તેનો અર્થ આ છે કે:

(૧) અલ્લાહ સિવાય બીજો કોઈ પાલનહાર નથી, અને જ્યારે આવું છે તો પછી માનવીએ તેનો જ આભાર વ્યકત કરવો જોઈએ અને તેનાથી જ દુઆ માગવી યોગ્ય છે, અને પ્રેમ તેમજ શ્રધ્ધાપૂર્વક તેની જ સમક્ષ માથું નમાવવું ઉચિત તેના સિવાય અન્ય કોઈ ઉપાસનાને લાયક નથી અને ન જ હોઈ શકે છે.

(૨) અલ્લાહ સિવાય બીજો કોઈ માલિક અને સ્વામી નથી એટલા માટે મનુષ્યે તેના જ બંદા અને ગુલામ બનીને રહેવું જોઈએ. તેના મુકાબલે ન તો સ્વયં પોતાને સરમુખત્યાર સમજે અને ન જ કોઈ અન્યને. તેના સિવાય કોઈની પણ ગુલામી અને દાસત્વ યોગ્ય નથી.

(૩) અલ્લાહ સિવાય કોઈ બીજો હાકેમ અને શાસક નથી એટલા માટે આજ્ઞાપાલન માત્ર તેનું જ કરવું જોઈએ. માનવી ન તો સ્વયં પોતાનો હાકેમ બને અને ન જ ખુદા સિવાય અન્ય કોઈના આદેશોનો સ્વીકાર કરે. આજ એ એલાન હતું જેનાથી એક તરફ તો એ બધા જ ઉપાસકોની ઉપાસ્યતા સમાપ્ત થઈ જતી હતી જેમની ઈબાદત બાપ-દાદાથી ચાલી આવતી હતી, અને બીજી તરફ દરેક પ્રકારના નેતૃત્વ અને શાસનની વિરુદ્ધ આ જાહેર વિદ્રોહ હતો એટલા જ માટે ધાર્મિક આગેવાનો અને કબીલાઓના સરદાર આ એલાનને સહન કરવા માટે કોઈ પણ રીતે તૈયાર ન હતા. . .

ફાયદાઓ ઉપર પાણી ફેરવવા માટે તૈયાર થઈ જતા હતા. જેથી દરેક વ્યક્તિ વિચારવા માટે વિવશ થઇ જતી હતી કે આખરે આ આંદોલન અને તેની તરફ દા'વત (આમંત્રણ) આપનારમાં એવું કયું આકર્ષણ હતું જે લોકોને આ સ્થિતિએ પ્રાણ ન્યૌછાવર કરવા માટે તૈયાર કરી દેતું હતું. પછી લોકો આ પણ જોતા હતા કે ઈસ્લામના વર્તુળમાં આવી ગયા પછી આ લોકો ખૂબ જ વધારે સત્યનિષ્ઠ, સાચા, ચારિત્ર્યવાન, વ્યવહારના ચોખ્ખા અને પવિત્ર વ્યક્તિઓ બની જતી હતી. આ બધી વાતો એવી હતી જે દરેક જોનારને વિવશ કરી દેતી હતી કે તે ઇચ્છે તો આ ઈસ્લામી દા'વતને કબૂલ કરે અથવા ન કરે, પરંતુ પોતાના હૃદયમાં આ દા'વતની શ્રેષ્ઠતા અનુભવ્યા વગર રહી શકતા ન હતા.

**હબ્શા તરફ હિજરત**

હવે આપની નબુવ્વતને આશરે પાંચ વર્ષ થઈ ચૂક્યા હતા. જયારે આપે એ અંદાજો લગાવી લીધો કે હવે કુરૈશના અત્યાચારો સમાપ્ત થવાની કોઈ શક્યતા જ નથી અને અનેક મુસલમાનો એવા છે જે ગમે તેવી સખ્તાઈના મુકાબલે ઈસ્લામથી મોઢું તો નહીં ફેરવે પરતું અસહ્ય યાતનાઓ તેમની સહન શક્તિની મર્યાદાઓ ઓળંગી રહી હતી અને તેમના માટે ઈસ્લામની મૂળભૂત ફરજો અદા કરવી પણ અશક્ય બનતી જઈ રહી હતી. તો આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે આ નિર્ણય કર્યો કે થોડાક મુસલમાનો હબ્શા તરફ હિજરત કરી જાય. હબ્શા આફ્રિકાના દરિયાના પૂર્વ કિનારે આવેલ એક દેશ હતો. ત્યાંનો બાદશાહ ખૂબ જ ભલો અને ન્યાયપ્રિય ઈસાઈ હતો. આ હિજરતથી એક આશય એ હતો કે થોડાક મુસલમાનો કુરૈશના અત્યાચારોથી ઓછામાં ઓછા એ સમય સુધી મુક્તિ મેળવે જ્યાં સુધી પરિસ્થિતિ થોડી ઘણી ઠીક ન થઈ જાય. ત્યાં જ એક મોટો ફાયદો આ પણ હતો કે એ જાન ન્યૌછાવર કરનારાઓના માધ્યમથી ઈસ્લામની દા'વતને કેટલાક દૂરના વિસ્તારો સુધી પહોંચાડવાની તક મળે.

આથી પ્રથમ વખત અગિયાર પુરુષ અને ચાર સ્ત્રીઓ આ હિજરત માટે તૈયાર થઈ ગયા. આ લોકોએ નબુવ્વતના ૫માં વર્ષે રજજબ માસમાં આ મુસાફરી કરી. અલ્લાહનું કરવું કે જયારે આ લોકો બંદર ઉપર પહોંચ્યા તો વેપારી-જહાજ પરત જવા માટે તૈયાર જ ઊભું હતું જે આ લોકોને ખૂબ જ સસ્તા દરે લઈ ગયું. કુરૈશને જયારે સમાચાર મળ્યા તો તેમણે આ લોકોનો પીછો કર્યો. પરંતુ અલ્લાહની કૃપાથી

તેમનું જહાજ રવાના થઈ ગયું હતું.

હબશ (ઈથીયોપિયા)માં આ મુસલમાનો શાંતિ અને સલામતીપૂર્વક રહેવા લાગ્યા. પરંતુ જ્યારે આ સમાચાર કુરૈશને મળ્યા તો તેઓ ખૂબ જ ક્રોધે ભરાયા અને આખરે નિર્ણય કર્યો કે થોડાક લોકો હબશના બાદશાહ (આરબ લોકો તેને નજ્જાશી કહેતા હતા) ની પાસે જઈને કહે કે આ લોકો અમારા ગુનેહગાર છે. તમે તેમને તમારા દેશમાંથી હાંકી કાઢો જેથી અમે તેમને અમારી સાથે લઈ જઈએ. અબ્દુલ્લાહ બિન રબીઆ અને અમ્ર બિન આસની આ કાર્ય માટે વરણી કરવામાં આવી અને ખૂબ જ ઠાઠપૂર્વક આ લોકો હબશ રવાના થયા. પહેલાં આ લોકો જઈને હબશના પાદરીઓને મળ્યા અને તેમને કહ્યું કે આ લોકોએ એક નવો ધર્મ બનાવ્યો છે અને જ્યારે અમે તેમને કાઢી મૂક્યા તો તેઓ ભાગીને તમારા દેશમાં આવી ગયા છે. અમે ઈચ્છીએ છીએ કે તમારા બાદશાહ સમક્ષ અમે આ દરખાસ્ત રજૂ કરીએ કે આ અમારા અપરાધી છે જે ભાગી આવ્યા છે. તેમને પાછા સોંપી દેવામાં આવે. તમે બધા મહાનઊભાવો પણ દરબારમાં અમારી ભલામણ કરજો.

**મુસલમાનો નજ્જાશીના દરબારમાં**

જ્યારે મક્કાવાસીઓની દરખાસ્ત નજ્જાશી સમક્ષ રજૂ થઈ તો તેણે મુસલમાનોને દરબારમાં બોલાવ્યા અને પૂછ્યું કે "આ તમે કયા નવા ધર્મની શોધ કરી છે ?" મુસલમાનોએ તેમના વતી વાતચીત કરવા માટે હઝરત જા'ફર બિન અબિ તાલિબ (હઝરત અલીના ભાઈ) ની નિમણૂક કરી. તેમણે દરબારમાં આ પ્રસંગે જે વકતવ્ય આપ્યું તે ઈતિહાસના પુસ્તકોમાં સુરક્ષિત છે. તેનો ખુલાસો આ છે :

"હે બાદશાહ ! અમે એક મુદ્દતથી અજ્ઞાનતા અને પથભ્રષ્ટતાના અંધકારમાં ભટકી રહ્યા હતા, એક ખુદાને ભૂલીને અનેક મૂર્તિઓની પૂજા કરતા હતા. મરેલા જાનવરનું માંસ ખાતા હતા, વ્યભિચાર, લૂંટમાર, ચોરી અને એકબીજા ઉપર જુલમ કરવું અમારૂં રાત-દિવસનું કામ હતું. અમારામાંનો દરેક શક્તિશાળી અશક્તને દબાવી દેવા ઉપર ગર્વ અનુભવતો હતો. જાણે કે અમારૂં જીવન પશુઓથી પણ બદતર હતું. અલ્લાહની કૃપા જુઓ કે તેણે અમારી હાલત ઉપર દયા કરી. અમારામાંથી એક એવી વ્યક્તિનો જન્મ થયો જેને અલ્લાહે પોતાનો રસૂલ બનાવ્યો. અમે તેના વંશ-કુળથી વાકેફ છીએ. તે ખૂબ જ શરીફ છે અને

અમે તેની તમામ બાબતોથી પરિચિત છીએ. તે એકદમ સાચો, અમાનતદાર અને ચારિત્ર્યવાન છે. મિત્ર અને શત્રુ બંને જ તેની નેકી અને સજ્જનતાને સ્વીકારે છે. તેણે અમને ઈસ્લામની દા'વત આપી અને આ શીખવાડ્યું કે અમે પથ્થરોની પૂજા છોડી દઈએ, માત્ર એક અલ્લાહને પોતાનો માલિક અને પૂજ્ય માની લઈએ અને તેની જ બંદગી કરીએ, સાચું બોલીએ, ખૂનામરકીથી દૂર રહીએ, અનાથોનો માલ ન ખાઈએ, પાડોશીઓની મદદ કરીએ, વ્યભિચાર અને બીજી અશ્લીલ વાતોથી બચીએ, નમાઝ પઢીએ, રોઝા રાખીએ, અલ્લાહના માર્ગમાં પોતાનો માલ ખર્ચ કરીએ, નાદારો અને ગરીબોની મદદ કરીએ. અમે તેની ઉપર ઈમાન લાવ્યા. શિર્ક અને મૂર્તિપૂજાને છોડી દીધા અને બધા જ દુષ્કર્મોથી તોબા કરી લીધી, તેના લીધે અમારી કોમ અમારી શત્રુ બની ગઈ અને અમને વિવશ કરતી રહી કે અમે પાછા તેમના મૂળ ધર્મમાં આવી જઈએ, અને આ જ કારણે હવે આ લોકો તમારી સમક્ષ અમને પાછા સોંપી દેવાની માગણી કરી રહ્યા છે."

નજ્જાશીએ કહ્યું "સારૂં ત્યારે, તમારા નબી ઉપર અલ્લાહની જે વાણીનું અવતરણ થયું છે તેનો થોડોક ભાગ વાંચી સંભળાવો." હઝરત જા'ફર રદિ.એ સૂરઃ મરિયમની થોડીક આયતો વાંચી સંભળાવી. નજ્જાશી ઉપર ખૂબ જ અસર થઈ અને તેની આંખમાંથી અશ્રુ સરી પડ્યાં. બોલ્યો "ખુદાના સોગંદ ! આ વાણી અને ઈન્જીલ બંને એક જ દીવાની દિવેટો છે." આમ કહીને તેણે કુરૈશના લોકોને સ્પષ્ટ જણાવી દીધું કે મુસલમાનોને તમારા હવાલે નહીં કરવામાં આવે.

### નજ્જાશીનો ઈસ્લામ સ્વીકાર

બીજા દિવસે કુરૈશે એક બીજી ચાલ ચાલી. દરબારમાં જઈને કહ્યું કે જરા આ મુસલમાનોથી એ તો પૂછો કે હઝરત ઈસા અ.સ. વિષે તેમનો અકીદો શું છે ? આ લોકો જાણતા હતા કે મુસલમાનો તો ઈસાઈઓના અકીદાની વિરુદ્ધ હઝરત ઈસા અ.સ.ને અલ્લાહના પુત્ર કહેવાને બદલે મરિયમનો પુત્ર કહે છે અને જ્યારે આ વાત નજ્જાશી સમક્ષ આવશે તો તે ચોક્કસ મુસલમાનોથી નારાજ થઈ વિરુદ્ધ થઈ જશે. નજ્જાશીએ ફરી મુસલમાનોને દરબારમાં બોલાવ્યા. જ્યારે આ પરિસ્થિત સામે આવી તો પ્રથમ તો મુસલમાનો થોડાક વ્યથિત થયા પરંતુ હઝરત જા'ફર રદિ.એ કહ્યું, "જે કાંઈ પણ થાય આપણે વાત સત્ય જ કહેવી જોઈએ."

જેથી હઝરત જા'ફર રદિ.એ ભર્યા દરબારમાં જાહેરાત કરી કે "અમારા

પયગમ્બરે અમને જણાવ્યું છે કે હઝરત ઈસા અ.સ. ખુદાના બંદા અને તેના પયગમ્બર હતા." આ સાંભળીને નજ્જાશીએ જમીન ઉપરથી એક તણખલું ઉઠાવી લીધું અને કહ્યું : "ખુદાના સોગંદ તમે જે કહ્યું તેમાં ઈસા અ.સ. આ તણખલા બરાબર પણ તેનાથી વધારે ન હતા." આ રીતે કુરૈશનો આ દાવ પણ નિષ્ફળ થઈ ગયો. નજ્જાશીએ હઝરત જા'ફર અને તેમના સાથીઓને માનપૂર્વક તેમના દેશમાં રહેવાની પરવાનગી આપી અને તેણે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની નબુવ્વતની પુષ્ટિ કરીને ઇસ્લામ કબૂલ કરી લીધો. આ નજ્જાશીનું નામ અસહમા હતું. જ્યારે તેનો ઈન્તેકાલ થયો તો આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ગાયબાના રીતે જનાઝાની નમાઝ પઢી.

ધીમે ધીમે લગભગ ૮૩ મુસલમાનો હબ્શા તરફ હિજરત કરી ગયા.

**હઝરત હમ્ઝાનો ઈસ્લામ સ્વીકાર**

મક્કામાં એક તરફ કુરૈશના અત્યાચારો હતા. બીજી તરફ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ અને આપના સાથીઓની ધીરજ અને અડગતાની પરીક્ષા થતી હતી અને આ સંઘર્ષ દરમ્યાન મક્કાની વ્યક્તિઓ આકર્ષાઈને ઈસ્લામના વર્તુળમાં સામેલ થઈ રહી હતી. હઝરત હમ્ઝા રદિ. આપના કાકા હતા પરંતુ હજી મુસલમાન થયા ન હતા. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના વિરોધીઓ જે નિર્દયતા સાથે આપ સાથે વર્તતા હતા તેને પોતાના તો શું પારકા પણ જોઈ શકતા ન હતા. એક દિવસ અબૂ જહલ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સાથે ખૂબ જ ધૃષ્ટતાથી વર્ત્યો. હઝરત હમ્ઝા શિકાર માટે ગયા હતા. જ્યારે પાછા ફર્યા તો એક દાસીએ સમગ્ર કિસ્સો વર્ણવ્યો. હઝરત હમ્ઝા ખૂબ જ ક્રોધિત થઈ ગયા. તીર કામઠું હાથમાં લઈને હરમમાં આવ્યા અને ક્રોધની હાલતમાં અબૂ જહલને ખૂબ જ વઢ્યા. અને કહ્યું, "હું મુસલમાન થઈ ગયો છું !"

સમર્થનના આવેશમાં આવીને કહેવા ખાતર કહી તો દીધું પરંતુ અત્યારે મન બાપ-દાદાના જૂના ધર્મને છોડવા માટે તૈયાર ન હતું. અંતે સત્યનો વિજય થયો અને આપે ઈસ્લામ કબૂલ કરી લીધો. આ કિસ્સો સન-૬ નબવીનો છે. તેના થોડાક દિવસો પછી હઝરત ઉમર રદિ.એ ઈસ્લામ કબૂલ કરી લીધો. ઈસ્લામી દા'વતના ઈતિહાસમાં આ ઘટના પણ ખૂબ જ મહત્ત્વની છે.

**હઝરત ઉમર રદિ.નું ઇસ્લામ**

ઈસ્લામ કબૂલ કર્યા અગાઉ હઝરત ઉમર રદિ.ની ગણના એ લોકોમાં થતી હતી જે ઇસ્લામના કટ્ટર વિરોધીઓ હતા. એક તરફ તો કુરૈશના મોટા મોટા લોકો ઈસ્લામી દા'વત અને તેના આમંત્રકના વિરોધમાં ખૂબ જ કટ્ટર વલણ અપનાવતા જઈ રહ્યા હતા. બીજી તરફ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સ્થિતિ એ હતી કે તેમના માર્ગદર્શન માટે આપના હૃદયમાં ખૂબ જ પ્રેમની ભાવના જાગૃત થતી હતી. અબૂ જહલ અને ઉમર રદિ. બંને આપની શત્રુતામાં ખૂબ જ અગ્રેસર હતા. પરંતુ જ્યારે દા'વત અને તબ્લીગના સઘળા પ્રયાસો તેમના ઉપર કારગર ન થયા તો એ રહમતે આલમ (સમગ્ર સૃષ્ટિ માટે કૃપારૂપ) એ એક વખત અલ્લાહતઆલાથી દુઆ ફરમાવી કે "ખુદાવંદ ! અબૂજહલ અને ઉમરમાં જે તને વધારે પ્રિય હોય, તેમનાથી ઈસ્લામને મહાનતા અપાવ." આ દુઆના થોડાક દિવસ પછી જ હઝરત ઉમર રદિ.ને ઇસ્લામ કબૂલ કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. એ ઘટનાની વિગતો આ મુજબ છે : સ્વયં હઝરત ઉમર રદિ.એ ફરમાવ્યું કે "એ રાત્રે હું આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને હેરાન કરવાના આશયથી ઘરથી નીકળ્યો. આપ મસ્જિદે હરામ જઈ રહ્યા હતા. આપ મસ્જિદમાં દાખલ થઈ ગયા, અને નમાઝ શરૂ કરી દીધી. હું સાંભળવા માટે ઊભો થઈ ગયો. આપે સૂરઃ અલ હાક્કાનું પઠન કર્યું. હું તેમની વાણી સાંભળીને દંગ હતો. વાણીની રચના અને ભાષા ખૂબ જ મનમોહક જણાતી હતી. મારા મનમાં વિચાર આવ્યો કે ખુદાના સોગંદ આ શાયર છે. અત્યારે આ વિચાર આવ્યો જ હતો કે આપે આ આયત પઢી :

***ઈન્નહુ લ કૌલુ રસૂલિન કરીમિંવ વમા હુવ બિ કૌલિ શાઈરિન. કલી લમ મા તૂ મિનૂન.*** (અર્થાત્ આ એક મહાન સંદેશવાહકની વાણી છે, અને આ કોઈ શાયર (કવિ)ની વાણી નથી (પરંતુ) તમે ઈમાન નથી લાવતા.)

મેં જ્યારે આ સાંભળ્યું તો એકાએક મનમાં વિચાર આવ્યો કે અરે ! આ તો મારા મનની વાત જાણી ગયા. આ તો જાદૂગર છે. ત્યાર પછી તરત જ આપે આ આયત પઢી :

***વલા બિ કૌલિ કાહિન. કલી લમ મા તઝક્કરૂન. તન્ઝીલુમ મિર્રબ્બિલ આલમીન.*** (આ કોઈ જાદૂગરની વાણી નથી. તમે શિખામણ કે ઉપદેશ હાસલ નથી કરી શકતા. આ તો સમગ્ર સૃષ્ટિઓના રબ તરફથી નાઝિલ થઈ છે.)

આપે આ સૂરઃ અંત સુધી પઢી. અને મેં અનુભવ્યું કે ઈસ્લામ મારા હૃદયમાં વસી ગયો છે. પરંતુ એવું જણાય છે કે હઝરત ઉમર રદિ. એક અડગ સ્વભાવ અને પરિપક્વ વ્યક્તિ હતા એટલા માટે આ પ્રસંગે તેમનામાં પરિવર્તન ન આવ્યું. અને તેઓ પોતાના માર્ગ પર ચાલતા રહ્યા. ત્યાં સુધી કે એક દિવસ શત્રુતાના આવેશમાં તલવાર લઈને એ આશયથી ઘરેથી નીકળ્યા કે આજે (ખુદા ન કરે) આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું કામ સમાપ્ત કરી નાખું. માર્ગમાં અકસ્માતે નઈમ બિન અબ્દુલ્લાહ મળી ગયા. તેમણે પૂછ્યું "કેમ, ક્યાં જઈ રહ્યા છો ?" બોલ્યા "આજે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો ફેસલો કરવા જઈ રહ્યો છું." તેમણે કહ્યું, "પહેલાં તમારા ઘરની તો ખબર કાઢો.તમારા બહેન-બનેવી પણ ઈસ્લામ કબૂલ કરી ચૂક્યાં છે." આ સાંભળીને તરત જ પાછા ફર્યા અને સીધા બહેનના ઘરે આવ્યા. તે કુર્આન પઢી રહી હતી. તેમને આવતા જોઈને ચૂપ થઈ ગઈ. અને કુર્આનની પ્રત સંતાડી લીધી. પરંતુ હઝરત ઉમર સાંભળી ચૂક્યા હતા કે તેઓ કાંઈક વાંચી રહ્યા હતા. પૂછ્યું કે શું વાંચી રહ્યા હતા ? અને આ કહીને કે ''તમે બંને બાપ-દાદાના ધર્મથી ફરી ગયા છો'', પોતાના બનેવીને મારવા લાગ્યા અને જ્યારે બહેન વચમાં આવી તો તેને પણ મારવા લાગ્યા; ત્યાં સુધી કે બંને લોહી-લુહાણ થઈ ગયા. પરંતુ જ્યારે બંનેએ સ્પષ્ટ જણાવી દીધું કે અમે ઈસ્લામ કબૂલ કરી ચૂક્યા છીએ અને હવે તમારી કોઈ પણ બળજબરી અમને આ માર્ગમાંથી નહીં હટાવી શકે તો તેમના આ દૃઢ નિશ્ચયને જોઈને હઝરત ઉમર ઉપર થોડીક અસર થઈ અને બોલ્યા, "સારૂં! લાવો ત્યારે મને પણ સંભળાવો. તમે શું વાંચી રહ્યા હતા." આપની બહેન ફાતિમાએ કુર્આનના કેટલાક અંશો સામે લાવીને મૂક્યા અને એ સૂરઃ તાહા હતી. આપે વાંચવાનું શરૂ કર્યું અને જ્યારે આ આયત ઉપર પહોંચ્યા : ***ઈન્નની અનલ્લાહુ લા ઈલાહા ઈલ્લા અના ફઅ્બુદની વ અકીમિસ્સલાત લિ ઝિકરી.*** (હું છું ખુદા, મારા સિવાય કોઈ ખુદા નથી. તો બંદગી મારી કરો અને મારી યાદ માટે નમાઝ કાયમ કરો.)

તો એવી અસર થઈ કે પોકારી ઉઠ્યા "લા ઈલાહા ઈલ્લલ્લાહ" અને સીધા આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં હાજર થવા રવાના થઈ ગયા. આ એ સમય હતો કે જ્યારે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ હઝરત અરકમના ઘરમાં રોકાયા હતા. દરવાજે પહોંચ્યા તો હાથમાં તલવાર હોવાને કારણે સહાબા રદિ.ઓને શંકા ગઈ. ફાળ પડી. પરંતુ હઝરત હમ્ઝા રદિ.એ ફરમાવ્યું કે "આવવા

દો. જો સારા આશયથી આવ્યો છે તો ઠીક છે નહિતર એ જ તલવારથી તેમનું માથું ઉડાડી દઈશ." હઝરત ઉમર અંદર આવ્યા તો આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે આગળ વધીને તેમની ચાદર પકડી લીધી અને ફરમાવ્યું "કેમ ઉમર, કયા આશયથી આવ્યા છો ?" આ સાંભળતાં જ હઝરત ઉમર ઉપર એક રોબ છવાઈ ગયો. અને ખૂબ જ આજીજીથી બોલ્યાં "ઈમાન લાવવા માટે" આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ એકાએક પોકારી ઊઠ્યા "અલ્લાહુ અકબર" અને સાથે જ બધા સહાબી રદિ.ઓએ નારએ તકબીરનો પોકાર કર્યો.

હઝરત ઉમરના ઈસ્લામ સ્વીકાર પછી ઈસ્લામી જમાઅતની શક્તિમાં ખૂબ જ વધારો થયો. ત્યાં હજુ સુધી મુસલમાનો તેમની ધાર્મિક ફરજો જાહેરમાં અદા કરી શકતા ન હતા. અને કા'બામાં જમાઅત સાથે નમાઝ પઢવું તો અશક્ય હતું. હઝરત ઉમરના ઈસ્લામ સ્વીકાર પછી પરિસ્થિતિ બદલાઈ ગઈ. તેમણે જાહેરમાં પોતાના ઈસ્લામને વ્યક્ત કર્યો. જો કે તેના લીધે ખૂબ જ હોબાળો થયો પરંતુ આખરે મુસલમાનોએ કા'બામાં જમાઅત સાથે નમાઝ પઢવી શરૂ કરી દીધી. અને હવે તેમની જમાઅત એક શક્તિશાળી જમાઅત બની ગઈ અને પછી સંસારે જોઈ લીધું કે અંતિમ નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની દુઆનો સ્વીકાર એ સ્થિતિએ જાહેર થયો કે આજે ચૌદસો વર્ષ વીતી ગયા છતાં પણ ઈતિહાસ એ વાતે સાક્ષી છે કે હઝરત ઉમરના હાથે અલ્લાહતઆલાએ ઈસ્લામને જે ઈજ્જત અને શ્રેષ્ઠતા અપાવી તેનું કોઈ બીજું ઉદાહરણ નથી.

### શે'બે અબી તાલિબમાં ૭ નબવી વર્ષમાં કેદ

ઈસ્લામી દા'વતની વધતી જતી ઝડપને જોઈને કુરૈશના સરદારો ધુઆંપુઆં થઈ રહ્યા હતા અને રોજ-બરોજ આ આંદોલનને દબાવી દેવા માટે નીત-નવી તરકીબો વિચારતા હતા, જેથી હવે તેમણે એક ચાલ આ ચાલી કે બધા જ કબીલાઓએ મળીને આ કરાર કર્યો કે કોઈ પણ વ્યક્તિ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના બનૂ હાશિમના આખા ખાનદાન સાથે સંબંધ નહિ રાખે, ન જ તેમ સાથે ખરીદ-વેચાણ કરશે, ન જ તેમનાથી મળશે, અને ન જ તેમને ખાવા-પીવાની કોઈ વસ્તુ આપશે. જ્યાં સુધી કે તેઓ સ્વયં મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને કતલ કરવા માટે અમારા હવાલે ન કરી દે. આ કરાર લખીને કા'બાના દરવાજા ઉપર લટકાવી દેવામાં આવ્યો.

હવે બની હાશિમ માટે બે જ માર્ગ હતા એક તો આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને કુફ્ફારોના હવાલે કરી દે અથવા પછી આ સામાજિક અને આર્થિક બહિષ્કારના કારણે ઉદ્ભવનારી મુસીબતોનો સામનો કરવા માટે તૈયાર થઈ જાય. જેથી અબૂ તાલિબ મજબૂર થઈને આખા બની હાશિમના ખાનદાન સાથે પહાડના એક ઘાટમાં સ્થાયી થઈ ગયા, જે વારસાગત રીતે બની હાશિમની માલિકીનું હતું. આ સ્થળે આ લોકોને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સાથે ૩ વર્ષ સુધી ખૂબ જ કઠિન જીવન વ્યતીત કરવું પડ્યું. અહીં આ લોકો જરૂર પડ્યે ઝાડના પાંદડા ખાઈ-ખાઈને સમય પસાર કરતા હતા. પરાકાષ્ઠા એ કે લોકો ભૂખની તીવ્રતાને લીધે સૂકું ચામડું સુદ્ધાં બાફીને ખાઈ ગયા. બાળકો જ્યારે ભૂખના કારણે ટળવળતા હતા તો કુરૈશના કઠણ કાળજાના જાલિમો સાંભળીને ખુશ થતા હતા. કોઈ દયાળુને દયા આવી જતી તો સંતાડીને ખાવા માટે કાંઈક મોકલી દેતા.

જ્યારે સતત ત્રણ વર્ષ સુધી બની હાશિમે મક્કમતાનો પરિચય આપ્યો તો પછી અંતે જાલિમોના હૃદયમાં જ અલ્લાહે દયા જન્માવી. અને સ્વયં તેમના જ તરફથી કરારને તોડવાની કાર્યવાહી શરૂ થઈ. અને એક પછી એક બધાના મન કૂમળા પડતાં ગયા. અબૂ જહેલ અને તેના જેવા વિચાર ધરાવનારાઓ અડગ રહ્યા. પરંતુ અંતે તે લોકોની વધારે ન ચાલી અને આશરે ૧૦ સન નબવીમાં આ લોકોને એ ઘાટમાંથી બહાર લાવવામાં આવ્યા.

**દા'વતનો પ્રભાવ**

જેમ કે અગાઉ કહેવામાં આવ્યું છે, મક્કી યુગના સંઘર્ષની વિગતો ઇતિહાસ અને જીવન-ચરિત્રના પુસ્તકોમાં ખૂબ જ ઓછી જોવા મળે છે જેથી આ સામાજિક અને આર્થિક બહિષ્કાર દરમ્યાન દા'વત અને આંદોલનનું કાર્ય કઈ રીતે થતું રહ્યું અને તેની શું અસરો થઈ તે વિશે પણ કોઈ વિગતો નથી મળતી. જો કે કુર્આનનું અવતરણ બરાબર થતું રહ્યું અને એ સમયમાં જે સૂરઃઓનું અવતરણ થયું તેમના વિષયો અને માર્ગદર્શન તેમજ શિક્ષણને સામે રાખીને આ અંદાજો લગાવી શકાય છે કે આંદોલનને એ સમયમાં કેવી કેવી પરિસ્થિતિમાંથી પસાર થવું પડ્યું હતું.

આ લાંબા અને તીવ્ર સંઘર્ષ દરમ્યાન અલ્લાહતઆલાએ જે ખુત્બો (સંબોધનો)નું અવતરણ ફરમાવ્યું તે ખૂબ જ જુસ્સાપૂર્વક અને અસરકારક હતા. એમાં ઈમાનવાળાઓને તેમની ફરજો બતાવવામાં આવી અને તેના ઉપર આચરણ

કરવાની સૂચના આપવામાં આવી. તેમના ચારિત્ર્યને ઉચ્ચથી ઉચ્ચ સ્તરે લઈ જવાની રીતો બતાવવામાં આવી. તકવાને ધારણ કરવાની અને તેના ગુણને વધુમાં વધુ વધારવાની બાબત ઉપર ખૂબ જ ભાર મૂકવામાં આવ્યો. ચારિત્ર્યની ઉચ્ચતા અને ટેવોની સુધારણા માટે માર્ગદર્શન આપવામાં આવ્યું. જમાઅતી જાગૃતિ જન્માવવામાં આવી અને સામૂહિક ચારિત્ર્યનું પ્રશિક્ષણ આપવામાં આવ્યું. સત્ય ધર્મની તબ્લીગ (ફેલાવો)ની રીતો વર્ણવવામાં આવી. કઠણ અને અસહ્ય પરિસ્થિતિમાં ધીરજ ઉપર મક્કમ રહેવાની વારંવાર શિખામણ આપવામાં આવી. સફળતાના વાયદાઓ અને જન્નતની ખુશખબરી આપીને તેમની હિંમત વધારવામાં આવી. ધર્મ (દીન)ના કઠણ માર્ગમાં અડગ રહેવા અને હિંમત સાથે અલ્લાહના માર્ગમાં સતત પુરુષાર્થ કરવા માટે પ્રોત્સાહિત કરવામાં આવ્યા. અને તેમની અંદર પ્રાણની આહુતિ અને બલિદાનનો એવો જુસ્સો જન્માવવામાં આવ્યો કે તે દરેક મુસીબતનો સામનો કરવા અને દરેક સખ્તાઈને સહન કરવા લાયક બની જાય.

બીજી તરફ વિરોધીઓ અને અલ્લાહના દીનથી મોઢું ફેરવનારાઓને તેમના દુષ્પરિણામથી વારંવાર ડરાવવામાં આવી રહ્યા હતા. તેમને એ કોમોના શિક્ષાપાત્ર કિસ્સાઓ સંભળાવવામાં આવી રહ્યા હતા જેમણે તેમની પહેલાં ગફલત અને ઇન્કારનું વલણ અખત્યાર કર્યું. અને પરિણામસ્વરૂપ બરબાદ થઈ ગયા. આ બધા કિસ્સાઓ તે જ હતા જેનાથી આરબના લોકો સ્વયં પરિચિત હતા. તેમનું એ તબાહ થયેલી વસ્તીઓના ખંડેરો તરફ ધ્યાન દોરવામાં આવ્યું જેના ઉપર પસાર થઈને તેઓ રાત-દિવસ વ્યતીત કરતા હતા. પછી તેમની સમક્ષ તૌહીદ અને આખિરતની દલીલ એ ખુલ્લી નિશાનીઓ દ્વારા આપવામાં આવી જે તેઓ રાત-દિવસ જમીન અને આકાશમાં પોતાની આંખે જોતા હતા. શિર્કની બૂરાઈઓ સ્પષ્ટ કરવામાં આવી, ખુદાની સામે વિદ્રોહનું વલણ અખત્યાર કરવાના પરિણામથી માહિતગાર કરવામાં આવ્યા. આખિરતનો ઇન્કાર કરવાથી જીવનમાં જે બગાડ ઉત્પન્ન થાય છે તેને સ્પષ્ટતાપૂર્વક સમજાવવામાં આવ્યા. બાપ-દાદાનું આંધળું અનુકરણ કરવાથી માનવતાને જે નુકસાન પહોંચે છે તેની તરફ અંગુલિનિર્દેશ કરવામાં આવ્યો. અને આ બધી વાતો એવી દલીલો સાથે વર્ણવવામાં આવી જેની ઉપર ચિંતન-મનન કરવાથી વાત હૃદયમાં ઊતરી જાય.

વિરોધીઓ અને ઇન્કાર કરનારાઓ જે વાંધાઓ ઉઠાવી રહ્યા હતા તેમના

યોગ્ય જવાબ આપવામાં આવ્યા. તેઓ જે શંકાઓ રજૂ કરતા હતા તેને દૂર કરવામાં આવી. જાણે કે તે બધી જ મૂંઝવણો સ્પષ્ટ કરવામાં આવી જેમાં તેઓ ગ્રસ્ત હતા. અથવા બીજા લોકોને મૂંઝવણમાં નાખ્યા કરતા હતા. પરંતુ આ સમયગાળા દરમ્યાન વિરોધ અને શત્રુતા નિરંતર વધતી જ ગઈ.

## ચોથો તબક્કો :
# અત્યાચાર અને મુસીબતોની પરાકાષ્ઠા

જ્યારે આપ શે'બે અબી તાલિબથી બહાર આવ્યા અને કુરૈશના અત્યાચારથી થોડાક દિવસ માટે રાહત મળી તો તેના થોડાં જ દિવસ પછી અબૂ તાલિબનો ઇન્તેકાલ થઈ ગયો. અને થોડા જ દિવસ પછી હઝરત ખદીજા રદિ.એ પણ વિદાય લીધી. આ વર્ષને આપ ગમના વર્ષ તરીકે વર્ણવતા હતા. આ બંને વિભૂતિઓના ઇન્તેકાલ પછી કુરૈશનો વિરોધ અને ત્રાસ ગુજારવામાં ખૂબ જ તીવ્રતા આવી ગઈ અને આ જ તે સમય હતો જે ઇસ્લામી આંદોલન માટે સૌથી કપરો હતો. હવે કુરૈશના લોકોએ મુસલમાનોને અને સ્વયં આપને ખૂબ જ નિર્દયતાપૂર્વક હેરાન કરવા શરૂ કરી દીધા.

**મક્કાની બહાર પ્રચાર (તબ્લીગ)**

મક્કાની અંદર જેટલી શ્રેષ્ઠ વ્યક્તિઓ હતી તે લગભગ બધી જ ઇસ્લામી જમાઅતમાં આવી ચૂકી હતી. જેથી ઇસ્લામના આમંત્રક સ.અ.વ.એ મક્કાથી બહાર જઈને અલ્લાહનો સંદેશ પહોંચાડવાનો નિર્ણય કર્યો. આ જ આયોજન મુજબ આપ તાઇફ પધાર્યા. તાઇફમાં મોટા મોટા અમીરો અને પ્રભાવશાળી લોકો રહેતા હતા. આપ ઇસ્લામની દા'વત લઈને એ લોકો પાસે પણ ગયા. પરંતુ જેમ કે દોલત અને હકૂમત હંમેશાં સત્ય સ્વીકારવાના માર્ગમાં અવરોધ જ બન્યા છે અહીં પણ આ જ ઘટના ઘટી. એક સરદારે કહ્યું, "શું ખુદાને તારા સિવાય કોઈ મળ્યું જ નહીં કે જેને પોતાનો રસૂલ બનાવે?" બીજાએ કહ્યું, "હું તારી સાથે વાત નથી કરી શકતો જો તું સાચો છે તો તારાથી વાત કરવી માન-મર્યાદાની વિરુદ્ધ છે અને જો જુઠ્ઠો છે (નઉઝુબિલ્લાહ) તો વાત કરવાને લાયક નથી." જાણે કે આ મોટા લોકોએ વાતને મજાકમાં ઉડાવી દીધી, અને એટલું જ નહીં બલ્કે

શહેરના આલી મવાલી ગુંડાઓને ઉશ્કેર્યા. જેમણે જાહેર બજારમાં રસૂલુલ્લાહ સ.અ.વ.ની મજાક ઉડાવી અને પથ્થરો માર્યા. આ પ્રસંગે આપ એટલા ઘાયલ થઈ ગયા કે પવિત્ર શરીરમાંથી જે લોહી નીકળ્યું તે વહેતું વહેતું જોડાઓમાં ભરાઈ ગયું. પરંતુ જાલિમો સતત પથ્થરો મારતા અને ગાળો બોલતા રહ્યા, ત્યાં સુધી કે આપે એક બાગમાં જઈને આશ્રય મેળવ્યો.

કોઈ વિરોધી શહેરમાં આ રીતે એકલાં જઈને તબ્લીગની ફરજ અદા કરવી અને જાન જોખમમાં નાખીને અલ્લાહના બંદાઓ સુધી અલ્લાહનો સંદેશ પહોંચાડવો કેટલી હિંમત અને મર્દાનગીનું કામ છે તેનો અંદાજ લગાવવો કાંઈ મુશ્કેલ નથી. આ અલ્લાહતઆલા ઉપર દૃઢ આસ્થા અને સંપૂર્ણ વિશ્વાસનું એક શ્રેષ્ઠતમ ઉદાહરણ છે અને પછીના લોકો માટે એક અનુસરવાને લાયક નમૂનો.

આપની આદત હતી કે હજના સમયમાં જ્યારે સમગ્ર દેશમાંથી અનેક કબીલાઓ મક્કામાં આવતા તો આપ એક એક કબીલાની પાસે જતા અને ઈસ્લામની દા'વત આપતા હતા. આ જ રીતે આરબમાં જે સ્થળોએ મેળા ભરાતા હતા આપ ત્યાં પણ જતા હતા અને એ મેળાઓથી ફાયદો ઉઠાવીને લોકો સમક્ષ ઈસ્લામની દા'વત પ્રસ્તુત કરતા હતા. આવા પ્રસંગે હંમેશાં કુરૈશના સરદારો (ખાસ કરીને અબૂ લહબ) પણ સાથે જતા હતા અને જે સભામાં આપ વકતવ્ય આપતા, તે લોકોથી કહેતા, "જુઓ ! આની વાત ન સાંભળતા. આ આપણા ધર્મથી ફરી ગયો છે અને જુઠ્ઠું બોલે છે." આપ આવા પ્રસંગે કુર્આનેપાકનો થોડોક ભાગ વાંચી સંભળાવતા, જે તેના પ્રભાવને કારણે ખૂબ જ અસરકારક સાબિત થતું. તેને સાંભળીને હંમેશાં લોકોના હૃદયમં ઈસ્લામ સ્થાન મેળવી લેતું. આપના આ તબ્લીગ (પ્રચાર)ના પ્રવાસ તેના પરિણામ અને અસરકારકતાની રીતે ખૂબ જ સફળ રહ્યા અને હવે ઈસ્લામી દા'વત આરબ માટે અજાણી ન રહી બલ્કે દૂર દૂર સુધી દા'વતનો પરિચય થઈ ગયો. જે લોકો નિર્ણય કરીને ઈસ્લામી આંદોલનના કાર્યકર બની ગયા હતા તેમણે પોત-પોતાનાં વિસ્તારમાં પ્રચાર અને પ્રસારનું કાર્ય શરૂ કરી દીધું.

**લૈલતુલ જિન્ન**

અલ્લાહતઆલાના અસંખ્ય સર્જનમાંથી જિન પણ તેનું એક સર્જન છે. જિન પણ માનવોની જેમ વિચાર અને અખત્યારના માલિક છે અને આ જ આધારે તે

પણ ખુદાએ મોકલેલા માર્ગદર્શનના અધિકારી છે. તૌહીદ, રિસાલત અને આખિરત ઉપર ઈમાન લાવવું અને અલ્લાહતઆલાના આદેશોનું અનુસરણ કરવું, તેમના માટે પણ જરૂરી છે. આ જ આધારે તેમની અંદર પણ સારા અને ખરાબ લોકો હોય છે.

જિનોના અસ્તિત્વ વિશે પ્રાચીન સમયથી લોકોમાં જાત-જાતની માન્યતાઓ જોવા મળે છે. આરબમાં પણ જિનોની ખૂબ જ ચર્ચાઓ થતી હતી, તેમની પૂજા થતી હતી, તેમનાથી મદદ માંગવામાં આવતી હતી. આમિલ (ભૂવા,તાંત્રિક) લોકો તેમ સાથે દોસ્તી હોવાનો દાવો કરતા હતા અને જાત-જાતના કિસ્સાઓ તેમના વિશે પ્રખ્યાત હતા. મતલબ આ કે જેંવી રીતે હજારો દેવીઓ અને દેવતાઓ ખુદાઈમાં ભાગીદાર માનવામાં આવતા હતા, એ જ રીતે જિન્નાતોને પણ ખુદાઈમાં ભાગીદાર માનવામાં આવતા હતા. ઈસ્લામે તે બધી જ અકીદાઓની સુધારણા કરી. તેણે જણાવ્યું કે જિન અલ્લાહનું એક સર્જન ચોક્કસ છે પરંતુ તેમની કોઈ પણ જાતની ખુદાઈમાં ભાગીદારી નથી. ન જ તેઓ પોતાના અધિકારથી કોઈને નફો પહોંચાડી શકે છે, અને ન જ નુકસાન. તેમની ઉપર પણ અલ્લાહની બંદગી ફરજિયાત છે. તેમની અંદર પણ ખુદાના આજ્ઞાપાલક અને આજ્ઞાનું ઉલ્લંઘન કરનારાઓ હોય છે. અને તેઓ પણ માનવીની જેમ સારા અને ખરાબ કર્મોનું ફળ કે સજા ભોગવશે. ખુદાની કુદરત સામે માનવીની જેમ જિન પણ મજબૂર અને લાચાર છે.

અલ્લાહતઆલાનો દીન, જે તેના અંતિમ સ્વરૂપમાં હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના માધ્યમથી સંસારને મળી રહ્યો હતો; તેનું આજ્ઞાપાલન જે રીતે માનવી માટે જરૂરી છે તે જ રીતે જિનો માટે પણ જરૂરી છે. જેથી એક સમયે જ્યારે આપ તેમા તબ્લીગી પ્રવાસ માટે આરબના એક પ્રખ્યાત મેળા, અકાઝ જઈ રહ્યા હતા તો માર્ગમાં એક રાત્રિ નખલાના સ્થળે રોકાણ કર્યું. પ્રભાતના સમયે આપ પોતાના થોડાક સહાબીઓ સાથે નમાઝમાં મશ્ગૂલ હતા અને કુર્આનનું પઠન કરી રહ્યા હતા કે અકસ્માતે જિનોની એક જમાઅત ત્યાંથી પસાર થઈ. તેમણે કુર્આન સાંભળ્યું. આ કિસ્સાનું વર્ણન કુર્આનપાકમાં સૂરઃ અલ અહ્કાફમાં આ પ્રમાણે છે :

જ્યારે અમે જિન્નાતોના એક જૂથને તમારી તરફ લઈ આવ્યા હતા, જેથી કુર્આન સાંભળે. તો જ્યારે તેઓ એ જગ્યાએ પહોંચ્યા (જ્યાં તમે કુર્આન પઢી

રહ્યા હતા) તો તેમણે એકબીજાને કહ્યું, ''ચુપ થઈ જાવ''. પછી જ્યારે એ પઢી લીધું તો તેઓ ચેતવનારા બનીને પોતાની કોમ તરફ પાછા ફર્યા. તેમણે જીનોને કહ્યું, "હે અમારી કોમના લોકો, અમે એક ગ્રંથ સાંભળ્યો છે જે મૂસા પછી ઉતારવામાં આવ્યો છે, પોતાની પહેલાં આવી ચૂકેલા ગ્રંથોનો સમર્થક છે, સત્ય અને સીધા માર્ગ તરફ માર્ગદર્શન કરનારો. હે અમારી કોમના લોકો, અલ્લાહ તરફ બોલાવનારનું આમંત્રણ સ્વીકારી લો અને તેની ઉપર ઈમાન લઈ આવો. અલ્લાહ તમારા ગુનાઓને માફ કરશે અને તમને દુઃખદાયી યાતના સામે રક્ષણ આપશે.'' (આયતો—૨૯ થી ૩૧)

આ કિસ્સાનું જ્ઞાન આપને વહી મારફતે થયું અને તેની વિગતો સૂરઃ જિનમાં આપવામાં આવી છે.

### મદીનામાં ઈસ્લામ

ઈસ્લામનો સંદેશ જે રીતે અરબસ્તાનના દૂર દૂરના વિસ્તારોમાં પહોંચી રહ્યો હતો એ જ રીતે મદીનામાં પણ પહોંચ્યો. મદીનામાં ખૂબ જ પ્રાચીન સમયથી યહૂદીઓ પણ આવીને વસ્યા હતા. તેમણે મદીનાની આસ-પાસ તેમના નાના-નાના કિલ્લાઓ બનાવી લીધા હતા. ઔસ અને ખઝરજ બે ભાઈ હતા, જેમનું મૂળ વતન તો યમન હતું પરંતુ તેઓ કોઈ સમયે યમનથી આવીને મદીનામાં વસ્યા હતા. તેમના જ વંશથી ત્યાં બે મોટા-મોટા ખાનદાન બની ગયા હતા, જે ઔસ અને ખઝરજ કહેવાતા હતા. આ જ લોકોને પાછળથી અન્સારનું બિરૂદ મળ્યું. આ લોકોએ પણ મદીના અને તેની આસપાસ નાના નાના કિલ્લાઓ બનાવી રાખ્યા હતા. આ લોકો મૂર્તિપૂજામાં માનનારા હતા. પરંતુ યહૂદીઓ સાથે મેળ-મેળાપના કારણે રિસાલત, વહી (કે વહ્ય), આકાશી ગ્રંથ અને આખિરતની અકીદાઓથી માહિતગાર હતા. કારણ કે તેમની પોતાની પાસે એવી કોઈ વસ્તુ ન હતી. એટલા માટે ધર્મની બાબતમાં આ લોકો યહૂદીઓથી પ્રભાવિત હતા અને તેમની વાતને માન્ય રાખતા હતા. આ લોકોએ યહૂદી વિદ્વાનોથી આ સાંભળી રાખ્યું હતું કે સંસારમાં એક પયગંબર આવનારા છે. જે કોઈ તેમને સાથ આપશે, તે જ સફળ થશે અને એ પયગંબરને સાથ આપનારાઓ જ સમગ્ર સંસાર ઉપર છવાઈ જશે. આ જ માહિતી હતી જેના કારણે મદીનાના લોકો આપ અને આપની દા'વત તરફ આકર્ષિત થવા લાગ્યા.

આપની આદત હતી કે હજના સમયમાં આપ કબીલાઓના સરદારોની પાસે જતાં અને તેમને ઇસ્લામની દા'વત આપતા. સન ૧૦ નબવીની વાત છે કે આપે ઉકબાના સ્થળે ખઝરજ કુટુંબના કેટલાક લોકો સમક્ષ ઇસ્લામની દા'વત આપી અને કુર્આનમજીદની કેટલીક આયતો સંભળાવી. આ વાણી સાંભળીને તેમના હૃદય ઉપર અસર થઈ અને તેઓ સમજી ગયા કે માનો કે ન માનો આ જ એ નબી છે જેમના વિશે યહૂદી વિદ્વાનો કહે છે કે અલ્લાહના એક અંતિમ નબી પધારવાના છે. એ લોકોએ એકબીજાની તરફ જોયું અને કહ્યું કે ક્યાંક એવું ન થઈ જાય કે આ નબી ઉપર ઈમાન લાવવામાં યહૂદીઓ અમારાથી આગળ નીકળી જાય. આમ કહીને એ લોકોએ ઇસ્લામ કબૂલ કરી લીધો. આ છ માણસો હતા. આ રીતે મદીનાના અન્સારમાં ઇસ્લામનો આરંભ થયો અને એ વસ્તી, જે આવનારા દિવસોમાં ઇસ્લામી આંદોલનનું કેન્દ્ર બનવાની હતી; તેમાં ઇસ્લામના પ્રકાશનો પ્રારંભ થયો.

**વિરોધમાં તીવ્રતા**

દરેક આંદોલનના વ્યાપ વધવા સાથે સાથે વિરોધ અને સંઘર્ષ પણ વધે છે. પરંતુ ઇસ્લામી આંદોલન તેના વ્યાપ સાથે વિરોધ અને સંઘર્ષનું જે તોફાન લાવે છે તેના ધ્વજવાહકો માટે ખૂબ જ કઠણ પરીક્ષા હોય છે જેથી એક તરફ તો ઇસ્લામી દા'વતનો પરિચય વધતો જઈ રહ્યો હતો અને બીજી તરફ સત્યના આમંત્રક અને તેમના સાથીઓને કઠણમાં કઠણ પરિસ્થિતિમાંથી પસાર થવું પડતું હતું. કુરૈશના સરદારોએ આ નિર્ણય કરી લીધો હતો કે તેઓ સ્વયં આપને એટલા હેરાન કરશે કે આખરે વિવશ થઈને તેઓ ઇસ્લામની દા'વતથી હાથ ઉઠાવી લેશે. કુરૈશના મોટા મોટા સરદારો આપના પાડોશી હતા અને આ જ તેમના સૌથી મોટા શત્રુ હતા. આ લોકો આપના માર્ગમાં કાંટા પાથરતા, નમાઝ પઢતા સમયે મજાક ઉડાવતાં, આપ સજદાની હાલતમાં હોય ત્યારે ઊંટની જઠર લાવીને ગરદન ઉપર નાખી દેતા, ગળામાં ચાદર લપેટીને એવી નિર્દયતાપૂર્વક ખેંચતા કે ગરદનમાં લિસોટા પડી જતા, છોકરાઓને પાછળ લગાવી દેતા જે ગાળો આપતા અને તાળીઓ વગાડતા, આપ ક્યાંક કોઈ વકતવ્ય આપતા તો વચ્ચે હોબાળો કરતા અને કહેતા કે આ બધું જૂઠું છે. જાણે કે હેરાન કરવાની જેટલી ખરાબમાં ખરાબ રીતો હોઈ શકતી હતી તે બધું જ કરી છૂટતા.

આ સમયગાળા દરમ્યાન અલ્લાહતઆલા પોતાના નબી ઉપર જે કાંઈ પણ વહીનું અવતરણ કરી રહ્યો હતો એમાં આ તમામ પરિસ્થિતિઓનો સામનો કરવા માટેનું માર્ગદર્શન હતું. ઈસ્લામી આંદોલનના ધ્વજવાહકોને જણાવાઈ રહ્યું હતું કે આ સમયે બાહ્ય રીતે જોતાં હક કે જે જુલ્મનો ભોગ બની રહ્યો છે તેને કોઈ કાયમી વસ્તુ ન સમજવી જોઈએ. સાંસારિક જીવનમાં આ જાતની ઉથલ-પાથલ થતી જ આવી છે અને આમ પણ સફળતાનું ખરૂં માપદંડ સંસારનું જીવન નથી બલ્કે આખિરતનું જીવન છે અને આ પણ નિશ્ચિત છે કે આખિરત એ જ લોકો માટે સારી હશે જે તકવા (સંયમી)નું જીવન ગ્રહણ કરશે.

હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને સંબોધીને કહેવામાં આવતું હતું કે "જો કે અમે જાણીએ છીએ કે જે કાંઈ તમારી સાથે થઈ રહ્યું છે તે ખૂબ જ અસહ્ય છે, પરંતુ વાસ્તવમાં આ લોકો જે સત્યને જૂઠાડી રહ્યા છે, એ તમને નહિં પરંતુ અમને જુઠલાવી રહ્યા છે. અને આ કોઈ નવી વાત નથી. આ અગાઉ પણ રસૂલો સાથે આવો જ વ્યવહાર થતો રહ્યો છે પરંતુ એ રસૂલોએ એ પરિસ્થિતિને ધીરજપૂર્વક સહન કરી અને દરેક મુશ્કેલી અને તકલીફો ઉઠાવી. ત્યાં સુધી કે તેમને અમારી મદદ પ્રાપ્ત થઈ. તમે પણ આ જ પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યા છો અને આવી પરિસ્થિતિમાંથી પસાર થવું જ પડશે." તેમને વારંવાર અનેકવિધ રીતે સમજાવવામાં આવી રહ્યા હતા કે સત્ય અને અસત્યના સંઘર્ષ માટે અલ્લાહતઆલાનો એક અટલ સિદ્ધાંત છે જેને બદલી નાખવું કોઈના હાથની વાત નથી. એ સિદ્ધાંત મુજબ આ અનિવાર્ય છે કે સત્યને અનુસરનારાઓને એક લાંબા સમય સુધી અજમાવવામાં આવે. તેમની ધીરજ, વફાદારી, મક્કમતા, બલિદાન અને ઈમાનમાં પરિપક્વ હોવાની પરીક્ષા લેવામાં આવે અને એ અંદાજો લગાવવામાં આવે કે તેઓ અલ્લાહ ઉપર ઈમાન અને વિશ્વાસમાં ક્યાં સુધી મક્કમ છે. આ જ સંઘર્ષ દરમ્યાન તેમની અંદર એ ગુણોનો વિકાસ થાય છે જે તેમને આગળ જઈને દીનના (ધર્મના) ધ્વજવાહક બનવામાં મદદ કરે છે. જ્યારે આ લોકો પરીક્ષામાં પોતાને સફળ સાબિત કરી દે છે તો પછી અલ્લાહની મદદ તેના નિશ્ચિત સમયે આવે છે, તે પહેલાં તે કોઈના પણ લાવવાથી નથી આવી શકતી.

**નબવી સન ૧૧માં પ્રથમ બૈઅતે ઉકબા (પ્રતિજ્ઞા)**

બીજા વર્ષે મદીનાની બાર વ્યક્તિઓ આપની સેવામાં હાજર થઈ અને આપના

હાથ ઉપર ઈસ્લામ સ્વીકાર કર્યું અને એ ઈચ્છા વ્યક્ત કરી કે ઈસ્લામના શિક્ષણ માટે કોઈ વ્યક્તિને તેમ સાથે મોકલવામાં આવે જેથી હઝરત મુસ્અબ બિન ઉમૈર રદિ.ને તેમ સાથે મદીના મોકલી દેવામાં આવ્યા. તેઓ મદીનામાં એક એક ઘરે ફરતા. લોકોને કુર્આનમજીદ વાંચી સંભળાવતા, ઈસ્લામની દા'વત આપતા અને આ રીતે દરરોજ એક-બે વ્યક્તિઓ ઈસ્લામ કબૂલ કરી લેતી. ધીરે-ધીરે ઈસ્લામ મદીનાની બહાર પણ ફેલાવવા લાગ્યો. ઔસ કબીલાના સરદાર હઝરત સા'દ બિન મઆઝે પણ હઝરત મુસ્અબના હાથ ઉપર જ ઈસ્લામ કબૂલ કરી લીધો. તેમનું ઈસ્લામ કબૂલ કરી લેવું જાણે કે ઔસ કબીલાએ ઈસ્લામ કબૂલ કરી લેવા બરાબર હતું.

**નબવી સન ૧૨માં બીજી બૈઅતે ઉકબા (પ્રતિજ્ઞા)**

પછીના વર્ષે ૭૨ વ્યક્તિઓ હજના સમયે આવી અને પોતાના સાથીઓથી સંતાઈને ઉકબાના સ્થળે આપના હાથ ઉપર ઈસ્લામ કબૂલ કરી લીધો અને દરેક જાતની સારી-નરસી પરિસ્થિતિમાં ઈસ્લામી આંદોલનને મૃત્યુ પર્યંત સાથ આપવાનું વચન આપ્યું. આપે આ સમૂહમાંથી ૧૨ જણાને પસંદ કર્યા. એમને સરદાર નિયુક્ત કર્યા. આમાંથી ૯ વ્યક્તિઓ ખજરજ કબીલાના અને ૩ વ્યક્તિઓ ઔસ કબીલાના હતા. આપ સ.અ.વ.એ એ લોકો પાસેથી જે વાતોનું વચન લીધું તે આ પ્રમાણે છે :

(૧) એક ખુદા સિવાય અન્ય કોઈની બંદગી નહીં કરીએ.

(૨) ચોરી નહીં કરીએ.

(૩) વ્યભિચાર નહીં કરીએ.

(૪) પોતાની સંતાનનો વધ નહિ કરીએ.

(૫) કોઈના પર ખોટો આરોપ નહિ લગાવીએ.

(૬) રસૂલ સ.અ.વ. તેમને જે સારી વાતોનો આદેશ આપશે તેઓ તેનાથી મોઢું નહિ ફેરવે.

બૈઅત પછી આપે ફરમાવ્યું કે જો તમે શરતોને પૂરી કરશો તો તમારા માટે જન્નતની ખુશખબરી છે, નહિતર તમારો મામલો ખુદાના હાથમાં છે; ઈચ્છે તો તમને માફ કરી દે અને ઈચ્છે તો તમને યાતના આપે.

જ્યારે લોકો આ બૈઅત કરી રહ્યા હતા તો અસ્અદ બિન ઝિરારહ રદિ.એ

ઊભા થઈને કહ્યું, "ભાઈઓ ! એ પણ જાણો છો કે તમે કઈ વાત ઉપર બૈઅત કરી રહ્યા છો ? જાણી લો, આ આરબ અને અજમની વિરુદ્ધ યુદ્ધની ઘોષણા છે." બધાએ કહ્યું કે ''હા અમે આ બધું સમજીને બૈઅત કરી રહ્યા છીએ.'' સમૂહમાંથી અન્ય લોકોએ પણ આ જાતના જુસ્સાવર્ધક ભાષણો કર્યા અને આ જ પ્રસંગે મદીનાના એ મુસલમાનો અને આપની વચ્ચે આ કોલ અને કરાર થયા કે જો આપ ભવિષ્યમાં ક્યારેય પણ મદીના પધારે તો મદીનાના લોકો દરેક રીતે અંતિમ શ્વાસ સુધી તેમને સાથ આપશે. આ જ પ્રસંગે હઝરત બરાઅ રદિ.એ કહ્યું હતું કે ''અમે લોકો તલવારોના ખોળામાં ઉછર્યા છીએ.''

.......

## પ્રકરણ : ૬

# મો'જિઝાઓ અને મેઅ્રાજ

ધર્મની પરિભાષામાં મો'જિઝા (ચમત્કાર) એ વાતને કહેવામાં આવે છે જે અલ્લાહતઆલા કોઈ પયગંબરના નુબુવ્વતના દાવાને સાબિત કરવા માટે સંસારના લોકો સમક્ષ જાહેર કરે. તેના માટે એક શરત આ પણ છે કે તે સામાન્ય પ્રકૃતિની વિરુદ્ધ હોય. દાખલા તરીકે આગનું કામ બાળવાનું છે પરંતુ તે ન બાળે, સમુદ્ર વહે છે પરંતુ તે થંભી જાય. ઝાડ એક જગ્યાએ સ્થિર રહે છે પરંતુ તે ચાલવા લાગે. મડદું જીવી ઊઠે અથવા લાકડી સાપ બની જાય વગેરે વગેરે. કારણ કે સંસારમાં દરેક કાર્યનો મુખ્ય સંચાલક અલ્લાહતઆલાની કુદરત અને તેનો ઈરાદો છે. એટલા માટે જે રીતે કેટલાક કાર્યો નિશ્ચિત સિદ્ધાંતો મુજબ સતત થયા કરે છે એ જ રીતે અલ્લાહતઆલાની કુદરતને આધીન કેટલાક કાર્યો આ સામાન્ય સિદ્ધાંતોની વિરુદ્ધ કેટલાક અસામાન્ય સિદ્ધાંતો મુજબ પણ થઈ શકે છે. અને જ્યારે અલ્લાહ ઇચ્છે છે, થઈ જાય છે.

હંમેશાં અંબિયા અ.સ.ને તેમની નુબુવ્વતની સાબિતી માટે મો'જિઝા આપવામાં આવ્યા હતા, પરંતુ આ મો'જિઝાઓ કાફિરો માટે ઈમાન લાવવા

અને વિશ્વાસ કરવાનું કારણ નહિવત બન્યા છે. મો'જિઝાઓને જાહેર કરવા દા'વત આપવાની તે અંતિમ હદ હોય છે, એટલા માટે જયારે લોકોએ મો'જિઝા જોયા પછી પણ નબીનો ઇન્કાર કર્યો તો તેમની ઉપર અલાહનો પ્રકોપ ઉતર્યો અને તેમને સંસારમાંથી નષ્ટ કરી દેવામાં આવ્યા. કુરૈશના કુફ્ફારો પણ આપ થી ચમત્કારોની માગણી કરતા હતા. તેમની આ માગણીને ટાળવામાં આવી રહી હતી. કારણ કે અલ્લાહતઆલાની રીત આ જ રહી છે કે જો લોકોની સમક્ષ તેમની માગણીના જવાબમાં કોઈ સ્પષ્ટ મો'જિઝો દેખાડી દેવામાં આવે તો પછી તેમના માટે બે માર્ગ બચે છે ઈમાન અથવા નાશ. અલ્લાહતઆલાની ઇચ્છાનો નિર્ણય અત્યારે એ લોકોને તબાહ કરવાનો ન હતો, એટલા માટે તેમની આ માગણીને ટાળવામાં આવી રહી હતી. પરંતુ હવે જ્યારે કે આશરે દસ-અગિયાર વર્ષ નિરંતર દા'વત આપતા પસાર થઈ ગયા હતા અને કોમને સમજાવવાની હદ આવી ગઈ હતી. તો ક્યારેક આપ સ.અ.વ. અને અન્ય મો'મિનોના મનમાં આ ઇચ્છા થતી હતી કે કદાચ કોઈ નિશાની અલ્લાહ તરફથી જાહેર થઈ જતી જેને જોઈને આ લોકો ઈમાન લઈ આવતા અને ઇસ્લામની સત્યતાને સ્વીકારી લેતા. પરંતુ આપની આ ઇચ્છાના ઉત્તરમાં આ જ કહેવામાં આવી રહ્યું હતું કે જુઓ ધીરજ ન ગુમાવી બેસો જે ક્રમાનુસાર અને જે રીતે દા'વતનું કાર્ય ચલાવવામાં આવી રહ્યું છે તેને આ જ રીતે ધીરજપૂર્વક કરતા રહો. મો'જિઝાઓથી કામ લેવું હોત તો આ કાર્ય ક્યારનુંય થઈ ગયું હોત. હું ઇચ્છતો તો એક એક કાફિરનું હૃદય મીણ જેવું નરમ બનાવી દેતો. પરંતુ આ મારી કાર્યપદ્ધતિ નથી. આ રીતે ન તો માનવીના વિચારો અને અધિકારોની પરીક્ષા થાય છે, અને ન જ તે વૈચારિક અને ચારિત્રિક ક્રાંતિ આવે છે જેના પાયા ઉપર એક સફળ સમાજનું નિર્માણ થાય છે. ''જેથી જો લોકોની લાપરવાહી અને તેમના ઇન્કારના કારણે તમે પરિસ્થિતિનો સામનો ધીરજપૂર્વક ન કરી શકો તો જે તમારાથી થાય તે કરી લો. જમીનમાં ધસી જઈને અથવા આકાશ ઉપર ચઢીને કોઈ મો'જિઝો લઈ આવો.'' *(સૂરઃ અન્આમ-૩૫)*

પરંતુ આનો આ અર્થ નથી કે આપને મો'જિઝાઓ આપવામાં નથી આવ્યા. આપનો સૌથી મોટો મો'જિઝો તો સ્વયં કુર્આનમજીદ છે જેના વિશે વિગતવાર સમજૂતી આગળ યોગ્ય પ્રસંગે કરવામાં આવશે. આ સિવાય પ્રસંગોપાત આપ ની જાતથી અસંખ્ય મો'જિઝાઓ જાહેર થયા છે તેમાંથી ચંદ્રના બે ટુકડા થઈ જવા અને આપનું અવકાશી યાત્રા (મેઅરાજ) કરવી ખૂબ જ મહત્ત્વના છે. આ સિવાય

અનેક ભવિષ્યવાણી, આપની દુઆથી વરસાદનું વરસવું, લોકોનું માર્ગદર્શન મેળવવું, જરૂરિયાતના સમયે થોડી વસ્તુનું વધુ થઈ જવું, દર્દીઓનું સારૂં થઈ જવું, પાણી ફૂટી નીકળવું વગેરે વગેરે અસંખ્ય મો'જિઝાઓ છે જે તેના યોગ્ય સમયે જાહેર થયા છે.

**શક્કુલકમર – ચંદ્રના બે ટુકડા**

મક્કાના કુફ્ફારોને દલીલ પૂરી પાડવા માટે આપના મો'જિઝાઓમાંથી ચંદ્રના બે ટુકડા થઈ જવા એક ખૂબ જ મહત્ત્વનો ચમત્કાર છે. હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ રદિ.એ આ પ્રસંગની રિવાયત કરી છે, જે સહીહ બુખારી અને મુસ્લિમ વગેરેમાં પણ નોંધાયેલી છે. તેઓ આ પ્રસંગે હાજર હતા અને તેમણે પોતાની આંખે ચંદ્રના બે ટુકડા થતા જોયા હતા. તેઓ જણાવે છે કે "અમે આપ સાથે મિનામાં હતા કે ચંદ્રના બે ટુકડા થઈ ગયા અને તેનો એક ટુકડો પર્વત તરફ જતો રહ્યો. આપે ફરમાવ્યું, "સાક્ષી રહો" પરંતુ જેમકે અગાઉ લખવામાં આવ્યું છે કે આ જરૂરી નથી કે ચમત્કાર જોયા પછી કુફ્ફાર ઈમાન લઈ જ આવે, બલ્કે થાય છે આવું જ કે ચમત્કારની એ જ લોકો માગણી કરે છે જેમના હૃદયમાં ઈન્કાર અને હઠધર્મી ઠાંસી ઠાંસીને ભરેલાં હોય છે અને આ રીતે તેઓ તેમના ઈન્કાર માટે જાત-જાતના બહાના શોધે છે. જેમના હૃદયમાં ઈમાન કબૂલ કરી લેવાની ક્ષમતા હોય છે અને જેઓ ભૌતિક વસ્તુઓની લાલચમાં સપડાયેલા નથી હોતા તેમને તો રસૂલ અને તેમના શિક્ષણમાં જ સૌથી મોટો મો'જિઝો દેખાય છે. અને તેઓ સત્યનો સ્વીકાર કરવા હંમેશાં અગ્રેસર રહે છે.આથી ચંદ્રના ટુકડા થઈ ગયા પછી પણ કુફ્ફારે આ જ કહ્યું કે, "અરે આ તો જાદૂ છે અને જાદૂના બળે આવા કાર્યો થતા જ આવ્યા છે." આ રીતે એ લોકોને માર્ગદર્શન તો ન મળ્યું પરંતુ તેમના અપરાધોની સૂચિમાં એક મહત્ત્વનો અપરાધ આ વધી ગયો કે તેમણે આવી સ્પષ્ટ નિશાની પછી પણ અલ્લાહના રસૂલને જુઠ્ઠાં ઠેરવ્યા.

**મેઅ્રાજ**

મેઅ્રાજનો અર્થ ઉપર ચઢવાનો થાય છે. કારણ કે આપ સ.અ.વ.એ તેમની એક આકાશી મુસાફરી વિશે આ શબ્દનો ઉપયોગ કર્યો છે. એટલા માટે આપ ની આ મુસાફરીને જે આપે આકાશમાં કરી મેઅ્રાજ કહેવાય છે. તેનું બીજું નામ 'અસરા' પણ છે. 'અસરા' રાત્રિના સમયે મુસાફરી કરવાને કહેવાય છે. કારણ

દરબારમાંથી શું ભેટ લાવ્યા ?" ફરમાવ્યું, "દિવસ-રાતમાં પચાસ વખતની નમાઝો." તેમણે ફરમાવ્યું, "આપની ઉમ્મત આ ભારને નહીં ઉઠાવી શકે. એટલા માટે પાછા જાઓ અને તેને ઓછી કરાવી આવો." જેથી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પાછા ફર્યા અને નમાઝની સંખ્યામાં ઘટાડો કરવાની દરખાસ્ત કરી. ત્યાંથી એક ભાગ ઘટાડી દેવામાં આવ્યો. પરંતુ હઝરત મૂસા અ.સ.એ આપને વારંવાર મોકલ્યા અને વારંવાર ઘટાડો કરાવ્યો. અંતે આ સંખ્યા ઘટી-ઘટીને પાંચ થઈ ગઈ. આના ઉપર પણ જો કે હઝરત મૂસા અ.સ.ને સંતોષ ન હતો. અને હજુ ઘટાડો કરવા માટે કહેતા હતા. પરંતુ હવે આપે ફરમાવ્યું કે મને વધારે કાંઈ કહેતા શરમ આવે છે. આની ઉપર અલ્લાહતઆલાની આકાશવાણી થઈ કે જો કે અમે નમાઝોની સંખ્યા પચાસથી ઘટાડીને પાંચ કરી આપી પરંતુ તમારી ઉમ્મતમાં જે લોકો નિયમિત દરરોજ પાંચ સમયની નમાઝો અદા કરશે તેમને બદલો પચાસ નમાઝોનો જ આપવામાં આવશે.

નમાઝ સિવાય આ પ્રસંગે બારગાહે ઈલાહીમાંથી અન્ય બે ભેટ પણ અર્પણ કરવામાં આવી. એક તો સૂરઃ બકરહની અંતિમ આયતો જેમાં ઈસ્લામના અકીદાઓ અને ઈમાનની પૂર્ણતાનું વર્ણન છે. અને આ ખુશખબરી છે કે હવે મુસીબતો સમાપ્ત થઈ જવાની છે. બીજી આ ખુશખબરી કે ઉમ્મતે મુહમ્મદ સ.અ.વ.માંથી જે કોઈ પણ શિર્કથી બચ્યો રહેશે તેની મુક્તિ થઈ જશે.

આ મુસાફરી દરમ્યાન આપે જન્નત અને દોઝખને પણ સગી આંખે જોયા અને મૃત્યુ પછી કર્મોના આધારે જે જે પરિસ્થિતિઓમાંથી લોકોને પસાર થવાનું હોય છે તેના પણ કેટલાક દશ્યો આપની સમક્ષ રજૂ કરવામાં આવ્યા.

આકાશમાંથી પાછા ફર્યા બાદ જ્યારે આપ ફરી બયતુલ મુકદ્દસ પધાર્યા તો જોયું બધાં અહીં અંબિયા અ.સ. ભેગા થયા છે. આપ સ.અ.વ.એ નમાઝ પઢાવી અને બધાએ આપની પાછળ નમાઝ અદા કરી. ત્યારબાદ આપ આપના સ્થળે પાછા આવી ગયા અને સવારે એ જ સ્થળે જાગૃત થયા.

**મેઅ્રાજનું મહત્ત્વ અને આગામી દિવસો માટે સંકેત**

સવારે જ્યારે આપે આ પ્રસંગનું વર્ણન કર્યું તો કુરૈશના કુફ્ફારોમાં જે લોકો આપના વિરોધીઓ હતા, તેમણે આપને જુઠ્ઠાં કહ્યા (નઊઝુબિલ્લાહ) અને જે લોકોના હૃદયમાં આપની સચ્ચાઈ અને સત્યતાનો વિશ્વાસ હતો તેમણે શબ્દે શબ્દ

પ્રમાણિત કર્યું અને કહ્યું કે જ્યારે આપ જણાવે છે તો આ બધા પ્રસંગો સત્ય જ છે. આ રીતે મેઅ્રાજનો આ પ્રસંગ એક તરફ તો લોકોના ઈમાન અને રિસાલતની સત્યતા પુરવાર કરવાની પરીક્ષા હતી બીજી તરફ સ્વયં આપને ગેબ(અદ્રશ્ય)ની અસંખ્ય હકીકતોના પ્રત્યક્ષ દીદારનું માધ્યમ. અને સાથે સાથે જ આ એ આવનારી ક્રાંતિનો સંકેત હતો જેનાથી ઈસ્લામી ચળવળને બળ મળવાનું હતું. આ સંકેતની વિગતો પવિત્ર કુર્આનની સૂરઃ બનીઈસરાઈલમાં મળે છે, જેમાં મેઅ્રાજનું વર્ણન છે. આ સૂરઃના લેખોમાં જે સ્પષ્ટ સંકેતો મળે છે તે આ છે :

**યહૂદીઓની બરતરફી**

અત્યાર સુધી બનીઈસરાઈલ અલ્લાહના દીનના વારસદાર હતા અને એ સેવા માટે નીમવામાં આવ્યા હતા કે તેઓ સંસારને ખુદાઈ સંદેશ (ઈસ્લામ)થી પરિચિત કરાવે. પરંતુ તેમણે આ જવાબદારી અદા ન કરી. ઉપરાંત સ્વયં પોતે અસંખ્ય બૂરાઈઓના ભોગ બની ગયા અને એ લાયક ન રહ્યા કે અલ્લાહના દીનની સેવા કરી શકે. જેથી કરીને હવે આ સેવાકાર્ય બનીઈસ્માઈલને સોંપવાનો નિર્ણય કરવામાં આવ્યો. અને આપને આ ખાનદાનમાં મોકલવામાં આવ્યા. અત્યાર સુધી બનીઈસરાઈલ સાથે પ્રત્યક્ષ સંબોધન કરવામાં આવ્યું ન હતું. હવે સૂરઃ બનીઈસરાઈલમાં તેમનાથી કહેવામાં આવ્યું ''અત્યાર સુધી તમે જે ભૂલો કરી તે કરી તમને આ પહેલાં બે વખત સમજાવવામાં આવ્યા છે પરંતુ તમે તમારી હાલતની સુધારણા નથી કરી. હવે આ નબી ના આગમન પછી ફરી તમને એક તક મળી રહી છે. જો તમે તેમનું અનુસરણ કરશો તો ફરી પ્રગતિના માર્ગમાં આગળ વધી શકશો. મક્કાની અત્યંત મજલૂમી અને પરેશાનીથી ભરેલા જીવનમાં આ ઈશારો એક ખૂબ જ મોટી શુભ સૂચના હતી. જે આગળ જઈને એકદમ યથાર્થ સાબિત થઈ.

**મક્કાના કુફ્ફારોને ચેતવણી**

મક્કાના કુફ્ફારોના અત્યાચારો અને તેમની હઠધર્મી પરાકાષ્ઠાએ પહોંચી ચૂક્યા હતા. અને તેઓ વારંવાર એવું કેહતા હતા કે જો આ અલ્લાહના રસૂલ છે તો અમારા ઈન્કાર કરવાથી અમારી ઉપર એ યાતનાઓ (અઝાબ) કેમ નથી આવતી જેનાથી આ લોકો અમને ડરાવે છે. તેના ઉત્તરરૂપે તેમને જણાવવામાં આવ્યું કે

અલ્લાહતઆલાની રીત આ છે કે જ્યાં સુધી કોઈ કોમમાં અલ્લાહનો રસૂલ ન આવે ત્યાં સુધી તેમની ઉપર યાતના નથી આવતી. જ્યારે અલ્લાહનો રસૂલ આવે છે તો કોમના પૈસાદાર અને ઉચ્ચ સ્તરના લોકો તેના સત્ય દા'વતના મૂળ કાપી નાખવા માટે કમર કસી લે છે. અને કોમના સામાન્ય લોકો તેમને સાથ આપવા માટે તૈયાર થઈ જાય છે. થોડાક એવા લોકો સિવાય જેમનામાં સત્યનો સ્વીકાર કરવાનો ગુણ હોય છે અને જેઓ આગળ જઈને સત્યનો સ્વીકાર કરી લે છે. એ સમયે આ બંને સમૂહો દરમ્યાન સંઘર્ષ શરૂ થઈ જાય છે અને પછી અલ્લાહની મદદ આવે છે એ મદદનો એક સમય નિશ્ચિત હોય છે. અલબત્ત મનુષ્ય કે જે ઉતાવળો હોય છે માટે એ ક્યારેક એવી વસ્તુને પણ સારી માની તેની ઇચ્છા કરવા લાગે છે જે વાસ્તવમાં તેના માટે યોગ્ય નથી હોતી બલ્કે તેના માટે અયોગ્ય હોય છે. અને તેને એ ખ્યાલ નથી આવતો કે અલ્લાહતઆલાના બધા જ કાર્યો તેના નિશ્ચિત સમય મુજબ બંધાયેલા હોય છે. દિવસ અને રાત્રિને જ જુઓ. અલ્લાહતઆલાની નિશાનીઓ છે અને એક સુનિશ્ચિત નિયમ મુજબ એક પછી એક આવતા રહે છે. પાછલા ઈતિહાસ ઉપર દૃષ્ટિ કરો. જુઓ નૂહ અ.સ. પછીથી આજ સુધી કેટલી કોમોને તબાહ કરી નાખવામાં આવી. ખુદા પોતાના બંદાઓના હાલથી સંપૂર્ણ વાકેફ છે. અને તેમને તેમના કૃત્યોને આધારે બદલી નાખે છે. આથી મક્કાના કુફ્ફારોએ પણ આ વાત સમજી લેવી જોઈએ કે હવે તેઓ અલ્લાહના રસૂલની દા'વતના મુકાબલે જે વલણ અપનાવશે તે મુજબ જ તેમ સાથે પણ વ્યવહાર કરવામાં આવશે અને હવે નિર્ણયની ઘડી સમીપ જ છે.

**ઈસ્લામી સમાજનો પાયો**

ઈસ્લામ ઉપર થતા અત્યાચારો સમાપ્ત થવાનો સમય હવે સમીપ આવી ચૂક્યો હતો અને ખૂબ જ ટૂંકા સમયમાં એક એવા સમાજની સ્થાપના થવાની હતી જેનાં સિદ્ધાંતો ઈસ્લામ ઉપર આધારિત હોય. જેથી કરીને આ ઈસ્લામી જીવનવ્યવસ્થા માટે મૂળભૂત સિદ્ધાંતોની ભેટ પણ આ મેઅ્‌રાજના પ્રસંગ સાથે સાંકળવામાં આવી. આ જ મૂળભૂત સિદ્ધાંતો આગળ જઈને ઈસ્લામી જીવન-વ્યવસ્થા માટે માર્ગદર્શક સિદ્ધાંતો પુરવાર થયા તે સિદ્ધાંતો આ છે :-

(૧) અલ્લાહ સિવાય કોઈ અન્યને ઉપાસ્ય ન ઠેરવવામાં આવે. ઈબાદત, જીવન, અનુસરણ અને આજ્ઞાપાલનના અધિકારોમાં કોઈને તેનો ભાગીદાર ન

ઠેરવવામાં આવે.

(૨) માતા-પિતાનો આદર અને આજ્ઞાપાલન કરવામાં આવે (અલબત્ત જ્યાં તેમનું આજ્ઞાપાલન ખુદાના આજ્ઞાપાલન સાથે ટકરાય ત્યાં તેમનું આજ્ઞાપાલન ન કરવામાં આવે).

(૩) સગા-સંબંધીઓ, ગરીબો અને મુસાફરોના અધિકારો અદા કરવામાં આવે. સમાજમાં એક મનુષ્ય ઉપર બીજા મનુષ્યના જે અધિકારો છે તેની ઉપર દુર્લક્ષ સેવવામાં ન આવે. તેને યોગ્ય રીતે અદા કરવામાં આવે. તેના વગર કોઈ સમાજનો પાયો દુરસ્ત હોઈ શકે નહીં.

(૪) અનાવશ્યક ખર્ચાઓ કરવામાં ન આવે. ખુદાએ અર્પેલી ને'મતો (કૃપાઓ)ને ખોટા માર્ગે લગાડવી શેતાની કાર્ય છે. જે સમાજમાં લોકો અંધાધૂંધ ખર્ચ કરવા લાગે અથવા એકદમ જ હાથ ખેંચીને માયાના સાંપ બની બેસે તેઓ ક્યારેય સારી સ્થિતિને નથી પામી શકતા. માલને ખર્ચ કરવા અને રોકી રાખવા માટે મધ્યમ માર્ગ અપનાવવો જોઈએ.

(૫) દરિદ્રતાના ડરથી સંતાનોની કતલ ન કરો. વાસ્તવમાં રોજી આપવી ખુદાનું કાર્ય છે અને તે તેની વ્યવસ્થા કરે છે. તમે એ ભયના આધારે કે કાલે શું ખાઈશું, પોતાના વંશને સમાપ્ત ન કરો, આ ખૂબ જ મોટું પાપ છે, અને સમાજ માટે આપઘાત સમાન છે.

(૬) વ્યભિચારની પાસે પણ ન જાઓ. માત્ર એટલું જ નહિ કે આ ગંદા કાર્યથી બચતા રહો, બલ્કે એ બધા જ કારણોને પણ સમાપ્ત કરી નાખો જે આ અપવિત્ર કામ માટે ઉશ્કેરે છે. જે સમાજ આ દુષ્કૃત્યથી પવિત્ર નહિ હોય તે સ્વયં પોતાના મૂળ કાપશે અને ખૂબ જ જલ્દી તબાહીનો ભોગ બનશે.

(૭) નાહક કોઈનો જીવ ન લો. જે સમાજમાં લોકોના જીવ સુરક્ષિત ન હોય તે ક્યારેય સુખી થઈ શકતો નથી. શાંતિની સ્થિતિ વગર ક્યારેય સમાજ નૈતિક પ્રગતિ નથી કરી શકતો. એટલા માટે સૌ પ્રથમ લોકોના જાન-માલની સુરક્ષાની વ્યવસ્થા જરૂરી છે.

(૮) અનાથ સાથે સદ્‌વ્યવહાર કરો. અશક્ત અથવા એવા લોકો જેઓ પોતાના અધિકારોની સુરક્ષા સ્વયં નથી કરી શકતા મદદને પાત્ર છે. જે સમાજમાં આવા અશક્તોના અધિકારો સુરક્ષિત નથી હોતા, તે ક્યારેય પ્રગતિ નથી સાધી શકતો.

(૯) પોતાનું વચન અચૂક પાળો. વચન વિશે પૂછ-પરછ થશે. અહીં લોકોના

અરસ-પરસના કોલ અને કરાર પણ આ અર્થમાં સામેલ છે. અને એ પ્રતિજ્ઞા પણ જે એક મો'મિન બંદો ઈમાનની કબૂલાત સમયે પોતાના ખુદા સાથે કરે છે.

(૧૦) તોલ-માપની કસોટી અને ત્રાજવા બરાબર રાખો. લેણ-દેણમાં વ્યવહાર ચોખ્ખો રાખો અને એકબીજાના અધિકારોની સુરક્ષા સમાજની શાંતિ અને સલામતી માટે અત્યંત આવશ્યક છે. જ્યાં લોકોને એકબીજાની ઉપર વિશ્વાસ ન હોય અને મુખ્યત્વે લોકો બીજાના અધિકારો છીનવી લેવા માટે રાહ જોઈને બેઠા હોય ત્યાં ક્યારેય અરસ-પરસ વિશ્વાસ અને ભાઈચારાનું વાતાવરણ ઊભું થઈ શકતું નથી.

(૧૧) જે વાતનું જ્ઞાન ન હોય તેની પાછળ ન પડો. કોઈ પણ જાતના જ્ઞાન વગર અજાણી વાતોને ઉખેડવી અને અકારણ અટકળ અને કલ્પના અને અંદાજાઓના આધારે મત નિશ્ચિત કરવાથી વ્યવહાર હંમેશાં ખરાબ થઈ જાય છે. દરેક સારા સમાજે આ ખામીથી પવિત્ર બનવું જોઈએ. અને મનુષ્યે આ ધ્યાન રાખવું જોઈએ કે તેના કાન, આંખો અને હૃદય, બધાની પૂછ-પરછ થશે.

(૧૨) ધરતી ઉપર ઘમંડપૂર્વક ન ચાલો. ઘમંડ અને અભિમાન મનુષ્યને હીન ચારિત્ર્ય ગ્રહણ કરવા માટે પ્રોત્સાહન આપે છે. અને આ ખામીને કારણે મનુષ્ય સમાજ માટે ખૂબ જ ઘાતક પુરવાર થાય છે. સારા સંબંધોની સ્થાપના માટે જરૂરી છે કે લોકો અન્ય લોકોને પોતાના કરતા નિમ્ન સ્તરના અને તિરસ્કૃત ન સમજે અને તેમ સાથે માનવતા વિરુદ્ધનો વર્તાવ ન કરે.

### હિજરત માટે સંકેત

અલ્લાહતઆલાની આ પ્રણાલી રહી છે કે જ્યારે તે કોઈ કોમમાં પોતાનો રસૂલ મોકલે છે તો એક નિશ્ચિત મુદ્દત સુધી લોકોને તક આપવામાં આવે છે કે તે રસૂલની દા'વતને સાંભળે અને કબૂલ કરે. આ દા'વતના પરિણામ સ્વરૂપ થોડાક લોકો તો તેને કબૂલ કરી લે છે અને અધિકતર લોકો જે ભૌતિકવાદ, બાપ-દાદાનું આંધળું અનુસરણ અને મનેચ્છાઓમાં ફસાયેલા હોય છે તેઓ આ દા'વતને રદ કરી નાખે છે અને તેના વિરોધમાં કમર કસી લે છે. અંતે એક સમય એ આવે છે જ્યારે આ અંદાજ થઈ જાય છે કે કોમમાં જે લોકો કૌશલ્ય ધરાવે છે તેમણે દા'વતને કબૂલ કરી લીધી અને હવે એમાં એવા લોકો નથી રહ્યા જે આ દા'વતને સાંભળે અને તેના ઉપર વિચાર કરે.

આવા તબક્કે કોમ નબી પાસેથી ચમત્કારની ઈચ્છા રાખે છે અને સામાન્ય રીતે કોમ સમક્ષ મો'જિઝાઓ રજૂ પણ કરી દેવામાં આવે છે. સ્વયં આપ સ.અ.વ.થી પણ એ સમયે મો'જિઝાની માગણી કરવામાં આવી અને આપની તરફથી મો'જિઝાઓ પ્રગટ થયા પરંતુ જ્યારે આ બધું જોયા છતાં પણ ઈન્કાર કરનારાઓ ઈન્કાર ઉપર અડગ રહ્યા તો આ નિર્ણય કરવામાં આવ્યો કે હવે નબીએ આ કોમની વચ્ચેથી ચાલી જવું જોઈએ કે જેથી કોમ ઉપર પ્રકોપ ઊતરે. આ પ્રકોપ ક્યારેક તો આકાશ અથવા જમીનની કોઈ પ્રાકૃતિક ક્રિયા જેમ કે ધરતીકંપ, પાણી, હવા વગેરેના માધ્યમથી આવે છે. અને ક્યારેક મો'મિનોના હાથે આ પ્રકોપ પૂર્ણતા પામે છે. જેથી આ જ સૂરઃ બનીઈસરાઈલમાં અલ્લાહતઆલાએ પોતાની પ્રણાલીની સ્પષ્ટતા કરી છે. અને સ્પષ્ટતાપૂર્વક જણાવી દીધું છે કે આ લોકો તેમની નિર્દયતાની પરાકાષ્ઠાએ પહોંચીને આપને ટૂંક સમયમાં જ આ વસ્તી (મક્કા)માંથી નીકળવા માટે વિવશ કરી નાખશે. જો આવું થયું તો તમારા પછી આ લોકો પણ અહીં શાંતિપૂર્વક રહી નહીં શકે. તમારી અગાઉ જેટલા રસૂલ અમે મોકલ્યા છે, બધા સાથે આ જ પ્રણાલી અપનાવવામાં આવી છે અને અત્યારે પણ તેમાં કોઈ ફેરફાર નહીં થાય.

**તહજ્જુદની નમાઝનું મહત્ત્વ**

સાથે-સાથે આ પરિસ્થિતિનો સામનો કરવા માટે નમાઝ અને ખાસ કરીને તહજ્જુદ (મધ્યરાત્રી)ની નમાઝની કાળજી રાખવાની તાકીદ કરી અને હિજરતની દુઆ કરવાનો ઉપદેશ આપ્યો કે હે પૈગમ્બર તમારા રબથી દુઆ માંગો. "હે રબ મને સારી જગ્યાએ પહોંચાડ અને અહીંથી સારી રીતે નીકળવાની વ્યવસ્થા કર અને શત્રુઓ સામે તારા તરફથી વિજય અને સફળતા અપાવ." ત્યાર પછી આ શુભ સમાચાર પણ આપવામાં આવ્યા કે સત્યનો વિજય થવાનો છે અને અસત્યનો નાશ થવાનો છે, અસત્ય નાશ પામવા માટે જ હોય છે શરત માત્ર એ કે સત્યે મેદાનમાં આવવું જોઈએ.

ત્યાર પછી મક્કાના કુફ્ફારોના એ બધા જ પ્રશ્નોના જવાબો પણ આપવામાં આવ્યા જે તેઓ હઠધર્મીના આધારે કર્યા કરતા હતા અને આ રીતે એમના પર દરેક પ્રકારની દલીલ પૂરી કરી દેવામાં આવી અને અંતે બોધ ગ્રહણ કરવા માટે હઝરત મૂસા અ.સ.ના કિસ્સાઓનું વર્ણન પણ કરવામાં આવ્યું.

**એ સમયે દા'વતની વિશેષતાઓ**

આ સમયગાળામાં કુર્આનનું જે અવતરણ થઈ રહ્યું હતું. પરિસ્થિતિ અનુસાર તેની કેટલીક વિશેષતાઓ નીચે મુજબ છે :-

**(૧) અલ્લાહ પર વિશ્વાસ અને ધીરજ :** માનવીની પ્રકૃતિ છે કે જ્યારે તે કોઈ કાર્ય માટે પુરુષાર્થ કરે છે અને પરિણામ તેની ઇચ્છા મુજબ પ્રાપ્ત નથી થતું તો તેની ઉપર હતાશા છવાઈ જાય છે. સત્ય દા'વતના ધ્વજવાહકો માટે આ જ તબક્કો સૌથી વધુ નાજુક હોય છે. જો તે ખુદા ન કરે, હતાશાનો ભોગ બની જાય તો આ તેમની અને દા'વતની સૌથી મોટી નિષ્ફળતા છે. આ તબક્કે પોતાના સ્થાને અડગ ઊભા રહેવું અને પરિણામને બિલકુલ ખુદાના ભરોસે છોડી દઈને સતત પુરુષાર્થ કરવા માટે ખૂબ જ દૃઢ વિશ્વાસ (ઈમાન)ની આવશ્યક્તા હોય છે. આ અંતિમ સમયે વિશેષ કરીને અલ્લાહતઆલાએ આ વિશે માર્ગદર્શન કર્યું. આશરે ૧૨ વર્ષના સતત પુરુષાર્થના જે પરિણામો સામે હતા, એ એક સામાન્ય દૃષ્ટિ ધરાવતા માનવી માટે હતોત્સાહિત કરી નાખનારા હતા. અને આટલા માટે મો'મિનોના મનને મજબૂત કરવા અને તેમને સત્ય માર્ગ ઉપર અડીખમ ઊભા રહેવા માટે આ સમયમાં વિશેષ ધ્યાન આપવામાં આવ્યું. આ વિશે સૂરઃ અનૂકબૂતના અવતરણો એક સારૂં ઉદાહરણ છે, આમાં મો'મિનોને સ્પષ્ટ જણાવી દેવામાં આવ્યું છે કે પરીક્ષા અને કસોટી તો આ માર્ગમાં અનિવાર્ય છે, જેની ઉપર ચાલવાનો તમે નિર્ણય કર્યો છે, આ જ એ માપદંડ છે જેની કસોટીમાંથી પસાર થયા પછી જ ઈમાનના દાવામાં સાચા જૂઠાનો ભેદ કરી શકાય છે. પરંતુ મો'મિનોની આ અજમાયશનો અર્થ આ નથી કે કાફિરોને હકીકતમાં કોઈ પ્રભુત્વ પ્રાપ્ત થઈ રહ્યું છે, તેમણે પણ એ સમજી લેવું જોઈએ કે ખુદાના મુકાબલે તેઓ બાજી નથી લઈ જઈ શકતા. અંતે સત્યનો જ વિજય થઈને રહેશે. શરત માત્ર એટલી કે સત્યના ધ્વજવાહકો ધીરજ અને મક્કમતા દ્વારા સ્વયંને અલ્લાહની મદદને લાયક સાબિત કરી દે. મો'મિનોને જણાવવામાં આવ્યું કે આ માર્ગમાં અનેક અજીબો ગરીબ અવરોધો આવે છે. પરંતુ તેનાથી કોઈએ હતાશ થવાની જરૂર નથી. તેમની અગાઉ અલ્લાહના જે બંદાઓએ ઇસ્લામી દા'વતનો ઝંડો ફેલાવ્યો છે, તેમને પણ આવી જ પરિસ્થિતિમાંથી પસાર થવું પડ્યું છે. હઝરત નૂહ અ.સ.નો પ્રસંગ યાદ દેવડાવીને બતાવવામાં આવ્યું કે તેમણે સાડા નવસો વર્ષ સુધી કેવી ધીરજ અને

મક્કમતા સાથે પોતાની કોમનો વિરોધ સહન કર્યો. આ જ રીતે હઝરત ઇબ્રાહીમ અ.સ., હઝરત લૂત અ.સ., હઝરત શુએૈબ અ.સ., હઝરત સાલેહ અ.સ., હઝરત મૂસા અ.સ.ને આવી જ પરિસ્થિતિમાંથી પસાર થવું પડ્યું હતું, પરંતુ છેવટે સત્યનો વિજય થયો અને અસત્યને મેદાનમાંથી ભાગવું પડ્યું.

**(૨) કુર્આન એક ચમત્કાર છે :** આ અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે કે કાફિરો દ્વારા ચમત્કારની માગણી થવાથી આપ અને અન્ય મો'મિનોના મનમાં એ ઇચ્છા ઉત્પન્ન થતી હતી કે કદાચ કોઈ એવો ચમત્કાર જાહેર થઈ જતો જેને જોઈને આ લોકો ઈમાન લઈ આવતા. આ ઇચ્છાના બદલામાં અલ્લાહતઆલાએ જે માર્ગદર્શન કર્યું તેનું વર્ણન પણ આ અગાઉ થઈ ગયું છે. આ પ્રસંગે અલ્લાહતઆલાએ પોતાના અંતિમ નબીના સૌથી મોટા ચમત્કાર તરફ સ્પષ્ટ અંગુલિનિર્દેશ કર્યો અને લોકોને જણાવ્યું કે તમે જે ચમત્કાર ઇચ્છો છો તો પહેલાં આ ચમત્કાર તો જોઈ લો. આ જ્યાં સુધી સંસારનું અસ્તિત્વ રહેશે ત્યાં સુધીના લોકો માટે ચમત્કાર છે અને જેમાં દરેક બુદ્ધિ અને સમજ ધરાવતા લોકો માટે માર્ગદર્શનનો સામાન છે. આ ચમત્કાર કુર્આન છે. સત્ય આ છે કે આપને જેટલા પણ ચમત્કાર આપવામાં આવ્યા છે તેમાં સૌથી મોટો ચમત્કાર કુર્આન જ છે.

આ સમયગાળામાં અવતરણ પામેલી સૂરઃ અન્કબૂતમાં જણાવવામાં આવ્યું છે કે જેમને પણ સંબોધન કરવામાં આવી રહ્યા છે તેમાંથી કોણ નથી જાણતું કે આપ સ.અ.વ.એ નબુવ્વત પહેલાં ન તો કોઈ અક્ષર જ્ઞાન પ્રાપ્ત કર્યું છે અને ન જ આપ લખતા-વાંચતા જાણે છે. પરંતુ આ છતાંય આપ જે વાણી પ્રસ્તુત કરે છે તે એટલી ઉચ્ચ અને એવી તત્ત્વદર્શિતાથી પરિપૂર્ણ છે કે તેઓમાંથી કોઈ મોટામાં મોટો વિદ્વાન (આલિમ) પણ આજ સુધી તેનું ઉદાહરણ રજૂ નથી કરી શક્યો. ના કે આવી વાણી તેમની સમક્ષ એક નિરક્ષર વ્યક્તિની મોઢેથી પ્રસ્તુત થઈ રહી છે તેમ છતાંય લોકો ચમત્કારની ઇચ્છા કરે છે, જણાવી દો કે ચમત્કારનું જાહેર થવું અથવા ન થવું એ તો મારા રબના આદેશમાં છે, હું તો તમને તમારા પરિણામથી ડરાવનારો છું. અલબત્ત તમારે એ વિચારવું જોઈએ કે મારી નુબુવ્વતની સાબિતી માટે શું આ અલ્લાહની આયતો પૂરતી નથી જે હું તમને સંભળાવું છું ? તમે વિચારો તો તમને જણાઈ આવશે કે આ આયતો તો કૃપા અને શિખામણ છે, એ લોકો માટે જેમના હૃદય ઈમાનની દોલતથી માલા-માલ થઈ જવા માટે પોતાની

અંદર વિશેષતાઓ અને ગુણો ધરાવતા હોય.

કુર્આનેપાકને સ્વયં આપ સ.અ.વ. એ સૌથી મોટો ચમત્કાર તરીકે વર્ણવ્યો છે. આપે જણાવ્યું :

"પયગંબરોમાંથી દરેક પયગંબરને અલ્લાહતઆલાએ એ રીતે મો'જિઝા આપ્યા છે જેમને જોઈને લોકો ઈમાન લાવ્યા પરંતુ જે મો'જિઝો મને પ્રાપ્ત થયો છે તે એ જ (કુર્આન) છે જેને અલ્લાહતઆલાએ મારી ઉપર ઉતાર્યું છે, એટલા માટે હું આશા રાખું છું કે કયામતના દિવસે મારું અનુસરણ કરનારાઓની સંખ્યા સૌથી વધુ હશે." કુર્આન એક એવો ચમત્કાર છે જે હંમેશ માટે છે; બીજા ચમત્કારો હંગામી હતા અને તે સમાપ્ત થઈ ગયા પરંતુ આ ચમત્કાર કયામત સુધી રહેશે અને લોકોને પોતાની તરફ આકર્ષતો રહેશે. કુર્આનેપાકની શબ્દ રચના, એનું અસ્ખલિત જોરદાર અને સ્પષ્ટ વર્ણન તેમજ અલંકારિક તથા છટાદાર શૈલી, એમાં એવી ગેબી ખબરો અને ભવિષ્યવાણીઓનું વર્ણન જ્યાં સુધી કોઈ માનવીય કલ્પના પહોંચી પણ શકતી ન હોય. એની અસરકારક શક્તિ, એના આદેશો અને શિક્ષણનું આટલું હિતકર હોવું કે આજ સુધી માનવ સમાજ માટે આટલા અસરકારક કોઈ અન્ય જીવન સિદ્ધાંત રજૂ ન થઈ શક્યા. વિસ્તૃતિ છતાં એનો દરેક પ્રકારના વિરોધાભાસ અને મતભેદવાળા વર્ણનથી સુરક્ષિત રહેવું અને પછી સૌથી મોટી વાત આ કે આ બધી વાણી એક એવી વ્યક્તિની મુખેથી વ્યક્ત થવી જે શાબ્દિક અર્થમાં ભણેલી ન હતી. આ બધી વાતો પવિત્ર કુર્આનના ચમત્કાર હોવા વિશે એવી દલીલો છે જેની ઉપસ્થિતિમાં આજે પણ નુબુવ્વતે મુહમ્મદી પર મનને સંતોષ થઈ શકે છે અને થાય છે.

**(૩) સ્પષ્ટ અને નિઃસંકોચ વાત :** આ સમયગાળામાં અવતરિત થયેલી આયતોની એક વિશેષતા એ છે કે હવે કુફ્ફારોને વાત એકદમ સ્પષ્ટ અને નિઃસંકોચ કહેવામાં આવતી, જેનો અંદાજ એવો હતો કે હવે સમજાવવાની અને બતાવવાની હદ થઈ ગઈ. માનવું હોય તો અત્યારે પણ તક છે, માની લો નહિતર તમારા ઇન્કાર અને હઠના પરિણામ ભોગવવા માટે તૈયાર થઈ જાવ.

જેથી કહેવામાં આવ્યું કે હું તો મારા રબ તરફથી આવેલ સત્યપ્રકાશ ઉપર અડગ છું. પરંતુ તમે તેને જૂઠાડી રહ્યા છો અને માગણી કરી રહ્યા છો કે આ ઇન્કારના કારણે જે પ્રકોપ ઊતરવાનો છે તે ઊતરી જાય. પરંતુ હું તમને જણાવી

દઉં છું કે મારા અધિકારમાં એ વસ્તુ નથી જેની તમે ઉતાવળ કરી રહ્યા છો, તેનો નિર્ણય ખુદાના હાથમાં છે. જો મારા અધિકારની વાત હોત તો મામલો ક્યારનોય થાળે પડી ગયો હોત. ગેબનું જ્ઞાન અલ્લાહને છે, તે જાણે છે કે ક્યા કાર્ય માટે કયો સમય યોગ્ય છે, તે આ વાતનું સામર્થ્ય ધરાવે છે કે જ્યારે ઈચ્છે તમારી ઉપર પ્રકોપ ઉતારી દે. પછી આ જ સંદર્ભમાં આગળ જઈને માર્ગદર્શન કરવામાં આવ્યું કે જે લોકોએ દીનની બાબતને એક રમત સમજી લીધી છે અને તેઓ સાંસારિક જીવનમાં રચ્યા-પચ્યા રહે છે તેમને તેમના હાલ ઉપર છોડી દો. અલબત્ત તેમને આ કુર્આન સતત સંભળાવતા રહો. તેમ છતાં પણ ન માને તો તેમને કહી દો કે લોકો તમે તમારી રીતે એ અમલ કરતા રહો જે તમે કરવા ઈચ્છો છો. હું પણ મારી રીતે અમલ કરી રહ્યો છું. પરિણામ ટૂંકમાં જ તમારી સમક્ષ આવી જશે. અને તમને ખબર પડી જશે કે કોણ સત્ય માર્ગ ઉપર હતું.

આ એક ઉદાહરણ છે આ પ્રકારની વાત મુકવાનો કે આ સિવાય પણ આ સમયગાળાની વહીમાં આ અંદાજ સ્પષ્ટ રીતે જોવા મળે છે, અને આ જાણે જાહેરાત હતી એ વાતની કે વાત નિર્ણયાત્મક તબક્કે પ્રવેશી રહી છે.

**(૪) હિજરત માટે તૈયારી :** આ સિવાય હિજરત માટે સ્પષ્ટ સંકેતો પણ આ સમયની આયતોમાં વારંવાર સામે આવે છે. જેથી સૂરઃ અન્કબૂતમાં શિખામણ આપવામાં આવી કે મારા બંદાઓ ! બંદગી મારી જ કરતા રહેજો, જો મારી બંદગીને કારણે તમારા પોતાના વતનમાં તમારા માટે જમીન સાંકડી થઈ ગઈ તો તેની પરવા ન કરતા, મારી ધરતી અત્યંત વિશાળ છે. અર્થ આ કે ભલે ઘરબાર છૂટી જાય પરંતુ મારી બંદગીનો સંબંધ તૂટવો ન જોઈએ. વધુમાં વધુ જે ભય કોઈ જીવને હોઈ શકે છે તે મૃત્યુનો ભય છે, તો વિશ્વાસ રાખો કે મૃત્યુ તો દરેક માટે છે અને મૃત્યુ પછી મારી પાસે જ આવવાનું છે. તો પછી જો મારા જ માર્ગમાં મૃત્યુ આવે તો પછી ચિંતા કઈ વાતની છે? જો કોઈ ઈમાન અને સદ્કાર્યોની પૂંજી લઈ આવશે તેમને એવા એવા બાગોમાં આરામથી રાખવામાં આવશે જેની નીચે નહેરો વહેતી હશે અને જ્યાં તે હંમેશ માટે રહેશે. આ કેવો સારો બદલો છે સદ્કાર્યો કરનારાઓ માટે. એવા કાર્યો કરવાવાળા જેઓ વિકટમાં વિકટ પરિસ્થિતિમાં પણ અલ્લાહના દીનના માર્ગમાં અડગ રહ્યા અને જેમણે પોતાના દરેક પુરુષાર્થ કરતા સમયે ભરોસો પોતાના રબ ઉપર જ રાખ્યો.

પછી આ બતાવવામાં આવ્યું કે અલ્લાહના માર્ગમાં ઘરબાર ત્યજી દેવાથી એક ભય આર્થિક પરિસ્થિતિ ખરાબ થઈ જવાનો ઊભો થાય છે. આ વિશે તેમના ઈમાનને મજબૂત કરવામાં આવ્યો કે વાસ્તવમાં રોજીની બાબત સંપૂર્ણપણે ખુદાના હાથમાં છે. જુઓ જમીન ઉપર ચાલનારા કેટલાય જાનવરો છે જે પોતાનો ખોરાક સાથે ઉઠાવીને નથી ફરતા પરંતુ અલ્લાહ તેમને ભોજન પહોંચાડે છે અને તેમને ખાવા માટે આપે છો તો પછી તમે જ તેના રોજી આપવા બાબતે આટલા હતાશ કેમ થાવ છો કે એ તમને ભોજન નહીં આપે.

આ સિવાય આ સમયગાળાની એક બીજી સૂરઃ બનીઈસરાઈલમાં હિજરત માટે દુઆ પણ શિખવાડવામાં આવી. કહેવામાં આવ્યું કે દુઆ આવી રીતે માંગો કે "હે રબ ! મને સારી જગ્યાએ પહોંચાડ, અને અહીંથી (મક્કાથી) સારી રીતે નીકળવાની વ્યવસ્થા કર અને શત્રુઓ સામે તારા તરફથી વિજય અને સફળતા અપાવ અને હે પયગંબર એલાન કરી દો કે સત્ય આવી ગયું અને અસત્ય સમાપ્ત થઈ ગયું, અસત્યને સમાપ્ત જ થવાનું હતું."

આ અને આ જાતના અનેક સંકેતો એવા છે જે આ સમયના કુર્આનના અવતરણમાં જોવા મળે છે. જેમાં એક તરફ તો એ આવનારી ક્રાંતિ તરફ સંકેત આપવામાં આવી રહ્યા હતા અને બીજી તરફ આ પરિસ્થિતિનો સામનો કરવાને માટે જે તૈયારીની જરૂરત હતી તેના ઉપર વારંવાર ધ્યાન આપવામાં આવી રહ્યું હતું. આખિરતનો જીવંત વિશ્વાસ, સાંસારિક ઇચ્છાઓને મનમાંથી કાઢી નાખવી, શુદ્ધ એકેશ્વરવાદ અને તેના તકાદાઓને સારી રીતે યાદ રાખવા, અલ્લાહ સિવાય કોઈ અન્ય આશ્રયને હૃદયમાં કોઈ સ્થાન ન આપવું, માત્ર તેની જ શક્તિ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવો, જે કાંઈ માર્ગદર્શન અલ્લાહ તરફથી અવતરિત થઈ રહ્યું હતું તેને જરાય ઘટાડ્યા કે વધાર્યા વગર અન્ય લોકો સમક્ષ પ્રસ્તુત કરતા રહેવું. અને આ બધા કાર્યો માટે શક્તિ પ્રાપ્ત કરવા માટે નમાઝ કાયમ કરવી અને તેના ઉપર સંપૂર્ણ ધ્યાન કેન્દ્રીત કરવું. આ રીતે આ જાતની અન્ય બાબતો હતી, જેના આધારે મુસલમાનોનું પ્રશિક્ષણ કરવામાં આવી રહ્યું હતું અને સાથે સાથે તેમનું આ વિકટ પરિસ્થિતિમાં પણ દીન (ધર્મ)નો પ્રચાર કરવા માટે આવશ્યક માર્ગદર્શન આપવામાં આવી રહ્યું હતું.

.......

## પ્રકરણ : ૭

# હિજરત

ઈસ્લામી અર્થમાં માત્ર અલ્લાહના દીન ખાતર પોતાના વતનને ત્યજીને કોઈ એવી જગ્યાએ ચાલ્યા જવું જ્યાં દીનના તકાદાઓ પૂરા થઈ શકે તેને હિજરત કહેવાય છે. મુસલમાનો માટે ઉચિત નથી કે તે માત્ર વેપાર, ઘર, જમીન અને મિલ્કત અથવા આબરૂ ખાતર કોઈ એવી જગ્યાએ વળગી રહે જ્યાં તેના માટે ઈસ્લામી જીવન વ્યતીત કરવાની અને અલ્લાહના દીનની દા'વત આપવાની સ્વતંત્રતા ન હોય.

અહીં એ વાત સમજી લેવી જોઈએ કે જે વ્યક્તિ અલ્લાહના દીન ઉપર ઈમાન લાવી હોય તેના માટે કોઈ કુફ્ર વ્યવસ્થા હેઠળ જીવન વ્યતીત કરવું માત્ર બે જ પરિસ્થિતિમાં માન્ય કરી શકાય છે. એક તો એ કે તે આ ધરતી ઉપર ઈસ્લામનું પ્રભુત્વ સ્થાપવા માટે અને કુફ્ર વ્યવસ્થાને ઈસ્લામી વ્યવસ્થામાં પરિવર્તિત કરવા માટે પુરુષાર્થ કરતી હોય. જેવી રીતે અત્યાર સુધી મુસલમાનો મક્કામાં રહીને સતત કરી રહ્યા હતા અને આ કાર્ય માટે દરેક જાતની તકલીફો વેઠી રહ્યા હતા. બીજી આ કે તેને વાસ્તવમાં ત્યાંથી નીકળવાનો કોઈ માર્ગ ન મળતો હોય અથવા તેને માટે કોઈ એવી જગ્યા ઉપલબ્ધ ન હોય જ્યાં તે ઈસ્લામી જીવન વ્યતીત કરવા અને ઈસ્લામી વ્યવસ્થાની સ્થાપના કરવા માટે પુરુષાર્થ કરી શકે.[૧] પરંતુ જ્યારે કોઈ એવું સ્થળ ઉપલબ્ધ થઈ જાય જ્યાં દીનના તકાદાઓ પૂરા થઈ શકે, જેવી કે હવે મદીનાની ધરતી ઉપર આશાઓ પરિપૂર્ણ થઈ રહી હતી તો આવી સ્થિતિમાં માત્ર તે જ લોકો માફીને લાયક હોઈ શકે છે જેઓ ખૂબ જ અશક્ત અને લાચાર હોય અને કોઈ પણ જાતની મુસાફરી કરવા લાયક ન હોય, પછી તે બીમારીને કારણે હોય અથવા ગરીબીને કારણે.

### સામાન્ય મુસલમાનોની મદીના તરફ હિજરત

મદીનામાં જ્યારે ઈસ્લામનો પ્રચાર અને પ્રસાર એક હદ સુધી થઈ ગયો તો

---

[૧] આ વાત દૃષ્ટિસમક્ષ રહે કે હિજરત માટે કોઈ દારુલ ઈસ્લામ મૌજૂદ હોય એની કોઈ શરત નથી. મુસલમાન માટે કુફ્રના આદેશોથી બચવા માટે આટલું જ પૂરતું છે કે તે કોઈ જંગલ અને કોઈ પર્વતમાં જઈને જીવન ગુજારી શકે. મુસલમાનોની દૃષ્ટિમાં દરેક વસ્તુના બચાવવાથી વધુ દીન(ધર્મ)ને બચાવવાનું મહત્ત્વ છે.

હવે આપ સ.અ.વ.એ સામાન્ય મુસલમાનોને, જે મક્કામાં કાફિરોના હાથે હેરાન કરવામાં આવી રહ્યા હતા; આ વાતની પરવાનગી આપી દીધી કે તેઓ મદીના તરફ હિજરત કરી જાય. આ જોઈને કાફિરોએ મુસલમાનોને હિજરતથી રોકવા માટે અત્યાચાર વધારી દીધા અને ઘણા પ્રયત્નો કર્યા કે આ લોકો તેમની જાળમાંથી નીકળીને જઈ પણ ન શકે. પરંતુ મુસલમાનોએ પોતાના જાન-માલ અને સંતાનોને ખતરામાં નાખીને અલ્લાહના દીનને ખાતર પોતાનું વતન ત્યજી દેવાનું જ પસંદ કર્યું અને કોઈ પણ જાતની લાલચ અને દબાણ તેમને તેમના ઈરાદાઓથી રોકી ન શક્યા. ધીરે-ધીરે અનેક સહાબા રદિ. મદીના પહોંચી ગયા અને આપ સ.અ.વ. સાથે હઝરત અબૂબક્ર રદિ. અને હઝરત અલી રદિ. રહી ગયા; અથવા થોડાક એવા મુસલમાનો રહી ગયા જે ગરીબીને કારણે લાચાર હતા અને મુસાફરી કરી શકતા ન હતા.

**આપ સ.અ.વ.ના કતલની યોજના**

જ્યારે નબુવ્વતના તેરમા વર્ષની શરૂઆત થઈ તો ત્યાં સુધી અનેક સહાબા રદિ. હિજરત કરીને મદીના પહોંચી ગયા હતા. હવે કુરૈશે જોયું કે મુસલમાનો તો મદીના જઈને શક્તિશાળી બનતા જઈ રહ્યા છે અને ત્યાં ઈસ્લામ ફેલાતો જઈ રહ્યો છે, તેથી તેમને ઘણી ચિંતા થઈ અને તેમણે ઈસ્લામને ધડમૂળમાંથી ઉખેડી નાંખવા ''દારૂલ નદવહ''ના નામે યોજના ઘડવાની શરૂઆત કરી. સામાન્ય સામાજિક સમસ્યાઓ વિશે ચર્ચા-વિચારણા કરવા માટે વિચારણા ગૃહની એક જગ્યા નિશ્ચિત હતી. ત્યાં દરેક કબીલાના મોટા-મોટા સરદારો ભેગા થયા અને એ વિચારવાનું શરૂ કર્યું કે હવે આ આંદોલનને સમાપ્ત કરવા માટે શું કરવામાં આવે. કેટલાક લોકોનો મત હતો કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને સાંકળોથી બાંધીને કોઈ મકાનમાં બંદી બનાવી દેવામાં આવે. પરંતુ આ મતને એટલા માટે રદ કરી દેવામાં આવ્યો કે કેટલાક લોકોએ કહ્યું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના સાથીઓ તેમને આરામથી છોડાવી જશે, અને બની શકે છે કે તેમનો મુકાબલો કરતા અમારો પરાજય થાય. એક મત આ વ્યક્ત કરવામાં આવ્યો કે તેમને તડીપાર કરી દેવામાં આવે. પરંતુ આ મતને પણ એટલા માટે પસંદ કરવામાં ન આવ્યો કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ જ્યાં જશે ત્યાં તેમના અનુયાયીઓ જન્મવા લાગશે અને તેમનું આંદોલન વેગ પકડતું જશે. છેલ્લે અબૂ

જહેલે પોતાનો મત વ્યક્ત કરતા કહ્યું કે દરેકે દરેક કબીલામાંથી એક એક યુવાન પસંદ કરવામાં આવે અને આ બધા મળીને એક સાથે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ ઉપર હુમલો કરે અને તેમને કતલ કરી નાખે. આ રીતે તેમની હત્યા બધા જ કબીલાઓ વચ્ચે વહેંચાઈ જશે અને હાશિમ ખાનદાન માટે આ શક્ય નથી કે બધા જ કબીલાઓના મુકાબલે એકલા યુદ્ધ કરી શકે. આ મતને બધાએ માન્ય રાખ્યો અને અંતે આ કાર્ય માટે એક રાત્રિ નિશ્ચિત ઠેરવવામાં આવી. અને આ નિર્ણય કરવામાં આવ્યો કે એ રાત્રિએ બધા જ પસંદ કરેલા યુવાનો આપ સ.અ.વ.ના ઘરને ઘેરી લેશે અને જ્યારે આપ સ.અ.વ. સવારે બહાર પધારે ત્યારે આ લોકો પોતાનું કામ કરી નાખે. અરબસ્તાનના લોકો રાત્રે ઊંઘની પરિસ્થિતિમાં કોઈના ઘરમાં ઘુસવાનું પસંદ કરતા ન હતા.

અલ્લાહનું કરવું કે આપને પણ શત્રુઓની આ ભેદી યોજનાનું જ્ઞાન થતું ગયું અને હવે એ સમય આવી ગયો કે વહીના માધ્યમથી આપને આ આદેશ મળી ગયો કે હવે આપ પણ મક્કા છોડીને મદીના તરફ પ્રયાણ કરી લો. જેથી કરીને આ હિજરતથી બે-ત્રણ દિવસ અગાઉ આપે હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ. સાથે ચર્ચા કરી અને આ નિર્ણય લીધો કે આપ સાથે હઝરત અબૂબક્ર રદિ. હિજરત ફરમાવશે. મુસાફરી માટે ઊંટણીઓ પણ પસંદ કરી લેવામાં આવી અને મુસાફરી માટે થોડોક સામાન પણ તૈયાર કરી લેવામાં આવ્યો.

**મક્કાથી રવાનગી**

કુરૈશ કબીલાના કાફિરોએ જે રાત આપને મારી નાખવા માટે નક્કી કરી હતી એ રાત્રે આપે હઝરત અલી રદિ.ને બોલાવ્યા અને ફરમાવ્યું કે મને હિજરતનો આદેશ મળી ગયો છે. હું આજે રાત્રે મદીના રવાના થઈ જઈશ. મારી પાસે અનેક લોકોની અમાનત જમા છે. આ તમે સવારે એ લોકોને પરત કરી દેજો અને આજની રાત તમે મારી પથારી ઉપર ઊંઘતા રહેજો જેથી જોનારાઓને સંતોષ થાય કે હું ઘરમાં હાજર છું.

કુરૈશ કબીલાના કાફિરો એક તરફ તો આપના લોહીના તરસ્યા હતા. પરંતુ આવી સ્થિતિમાં પણ આપને જ એવા થાપણને સાચવનાર અને ઈમાનદાર માનતા હતા કે પોતાની અમાનતો અને માલ લાવી લાવીને આપ ની પાસે રાખતા હતા.

રાત્રે કુફ્ફારોએ આપનું ઘર ઘેરી લીધું. જ્યારે રાત્રિનો ઘણો સમય વીતી ગયો

તો આપ ચુપકીદીથી અને સ્વસ્થતાથી ઘરથી બહાર નીકળ્યા. આ સમયે આપ સૂરઃ યાસીનની આયત તિલાવત કરી રહ્યા હતા. આપે એક મુઠ્ઠી ધુળ લઈને શાહતિલ વુજૂહ (ચહેરા વિકૃત થાય) ફરમાવતા કુફ્ફારની તરફ ફેંકી અને તેમની વચ્ચેથી પસાર થઈ ગયા. એ સમયે અલ્લાહતઆલાની કુદરતથી એ ઘેરો નાખનારાઓ ઉપર કાંઈક એવી ગફલત છવાઈ ગઈ કે તેઓ આપને તેમની વચ્ચેથી પસાર થતા જોઈ ન શક્યા. આપ અબૂબક્ર રદિ.ના ઘેર ગયા અને ત્યાંથી તેમ સાથે મક્કાથી બહાર જઈને સૌર નામની ગુફામાં સંતાઈ ગયા.

**સૌર ગુફામાં આશ્રય**

હઝરત અબૂબક્ર રદિ.ના સુપુત્ર હઝરત અબ્દુલ્લાહ, જે એ સમયે નવયુવાન હતા, રાત્રે સૌર ગુફામાં તેમ સાથે રહેતા અને સવારે મક્કામાં આવીને ખબર કાઢતા કે કુફ્ફાર હવે શું વિચાર વિમર્શ કરી રહ્યા છે. જે કાંઈ જાણ થતી તે સમાચાર ગુફા સુધી પહોંચાડી દેતા. થોડી રાત વીતી ગયા પછી હઝરત અબૂબક્ર રદિ.નો ગુલામ બકરીઓનું દૂધ લઈ આવતો અથવા ક્યારેક ઘરથી ખાવાનું પહોંચી જતું. આ રીતે ત્રણ રાત આપ અને અબૂબક્ર રદિ.એ ત્યાં રોકાણ કર્યું.

સવારે જ્યારે કાફિરોએ જોયું કે આપ મક્કાથી હિજરત ફરમાવી ચૂક્યા છે તો ખૂબ જ હેરાન થયા અને આપની શોધમાં આમતેમ દોડવા લાગ્યા. એક સમયે લોકો આપને શોધતાં શોધતાં બરાબર એ જ ગુફાના મુખ પાસે પહોંચી ગયા જ્યાં આપ સ.અ.વ. અને હઝરત અબૂબક્ર રદિ. સંતાયેલા હતા. એ લોકોના પગલાનો અવાજ સાંભળીને હઝરત અબૂબક્ર રદિ. થોડાક વ્યથિત થઈ ગયા. એટલા માટે નહીં કે તેમને તેમના જાનનો ભય હતો. બલ્કે એટલા માટે કે ક્યાંક અલ્લાહના રસૂલને કોઈ તકલીફ ન પહોંચે. આપે તેમનો ગભરાટ પામી જઈને ખૂબ જ સ્વસ્થતાથી તેમને સાંત્વના આપી અને ફરમાવ્યું :

"ગભરાવો નહીં અલ્લાહ આપણી સાથે છે." (સૂરઃ તૌબા)

આમ એવું જ થયું. અલ્લાહતઆલાના આદેશથી ગુફાના મુખ ઉપર કંઈક એવા ચિહ્નો પેદા થયા[1] કે તેમને જોઈને કાફિરોએ માન્યું કે આ ગુફામાં કોઈ દાખલ નથી થયું.

[1] કહેવાય છે કે કરોળિયાએ ગુફાના મુખે ઉપર જાળ બનાવી દીધું હતું અને કોઈ કબૂતરે પોતાનું માળું મૂકી દીધું હતું, જેને જોઈને જોનારાઓને આ જ વિશ્વાસ થયો કે આ ગુફામાં ઘણાં લાંબા સમયથી કોઈ પ્રવેશ્યું નથી.

સાથે જ કાફિરોએ જાહેરાત કરી દીધી કે જો કોઈ વ્યક્તિ મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને જીવતા કે મૃત પકડી લાવશે તો તેને સો ઊંટ ઇનામ આપવામાં આવશે. આ ઇનામની જાહેરાત સાંભળીને અનેક લોકો આપની શોધમાં આમતેમ નીકળી પડ્યાં.

### મદીના સુધી મુસાફરી

ચોથા દિવસે આપ સૌરની ગુફામાંથી નીકળ્યા અને એક રાત અને દિવસ સતત મુસાફરી કરતા રહ્યા. મુસાફરી માટે હઝરત અબૂબક્ર રદિ.એ તૈયાર કરેલી બે સરસ ઉંટણીઓ અગાઉથી પસંદ કરવામાં આવી હતી. માર્ગ દેખાડવા માટે પણ એક જાણકારને નિશ્ચિત કરી લેવામાં આવ્યો હતો. બીજા દિવસે બપોરના સમયે જ્યારે ગરમી સખત થઈ ગઈ તો એક ખડકના પડછાયામાં થોડોક આરામ કરવા માટે રોકાયા, પાસે જ કોઈ પશુ ચરાવનારો મળી ગયો. તેની બકરીઓનું દૂધ પીધું અને પછી ત્યાંથી રવાના થઈ ગયા. જે સમયે આપ રવાના થઈ રહ્યા હતા કે અચાનક સુરાકા નામના માણસે આપને જોઈ લીધા. આ માણસ ઇનામની લાલચમાં આપની શોધમાં નીકળ્યો હતો. તેણે આપને જોઈને પોતાનો ઘોડો દોડાવ્યો. ઘોડાએ ઠોકર ખાધી અને પડી ગયો. પરંતુ તેણે ફરી કાબૂ મેળવ્યો અને ફરી હુમલો કરવા માટે તૈયાર થયો. હવે જેમ જ આગળ વધ્યો કે અલ્લાહની કુદરત કે તેના ઘોડાના પગ ઘૂંટણ સુધી જમીનમાં ખૂંપી ગયા. હવે તો શૂરાકા હેરાન થઈ ગયો ને જાણી લીધું કે વાત કાંઈ જુદી જ છે. હું મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ ઉપર હુમલો નહીં કરી શકું અને તરત જ ગભરાઈને પોતાને આપના હવાલે કરી દીધો અને આશ્રય આપવાની દરખાસ્ત કરી. આપ એ તેને માફ કરી દીધો અને આશ્રય આપી દીધો. આ પણ આપનો એક મો'જિઝો હતો.

### મદીનામાં આગમન

આપના આગમનના સમાચાર મદીનામાં અગાઉથી જ પહોંચી ગયા હતા. અને સમગ્ર નગર આપના આગમનની રાહ જોઈને બેઠું હતું. બાળકો અને મોટાઓ દરરોજ સવારે નગરની ભાગોળે એકઠા થતા હતા અને બપોર સુધી રાહ જોઈને પાછા ફરતા. અંતે એક દિવસે એ શુભ ઘડી આવી ગઈ જેની લોકો રાહ જોતાં હતા. દૂરથી આપના આવવાના ચિહ્નો જોઈને સમગ્ર નગર તકબીર અને

હર્ષનાદના પોકારથી ગાજી ઊઠ્યું. અને દરેક રાહ જોતા મનની કલી ખીલી ગઈ. મદીનાથી ત્રણ કિલોમીટરના અંતરે એક સ્થળ છે. કુબા — અહીં અન્સારના અનેક કુટુંબો વસતા હતા. તેમાં અમ્ર બિન ઔફનું કુટુંબ સૌથી વિશિષ્ટ હતું. અને કુલ્સુમ બિન અલ હદમ તેના અધિકારી હતા. આ સૌભાગ્ય એમને પ્રાપ્ત થયું કે સરકારે દો આલમે સૌ પ્રથમ તેમને ત્યાં મહેમાન બનવાનું કબૂલ ફરમાવ્યું અને આપે કુબામાં તેમના મકાન ઉપર રોકાણ કર્યું. હઝરત અલી રદિ. જેઓ આપના રવાના થવાને ત્રણ દિવસ પછી નીકળ્યા હતા તે પણ આવી ગયા અને અહીં જ રોકાણ કર્યું. કુબામાં આપનું આગમન નબુવ્વતના તેરમા વર્ષે રબીઉલઅવ્વલની આઠમી તારીખે (૨૦મી સપ્ટેમ્બર ૬૨૨) થયું. કુબાના રોકાણ દરમ્યાન આપનું સૌ પ્રથમ કાર્ય એક મસ્જિદની સ્થાપનાનું હતું. આપે પોતાના પવિત્ર હસ્તે મસ્જિદનો પાયો નાખ્યો અને બીજા સહાબા રદિ.ઓ સાથે મળીને સ્વયં આ મસ્જિદની રચના કરી. થોડાક દિવસો કુબામાં રોકાણ કરીને આપ મદીના નગર તરફ રવાના થયા. આ જુમ્આનો દિવસ હતો. માર્ગમાં બની સાલમના મહોલ્લામાં ઝુહરની નમાઝનો સમય થઈ ગયો તો આપે સૌ પ્રથમ જુમ્આનો ખુત્બો (પ્રવચન) આપ્યો. અને સૌ પ્રથમ જુમ્આની નમાઝ પઢાવી. મદીનામાં દાખલ થતા સમયે દરેક જાન ન્યોછાવર કરનારાઓની ઇચ્છા હતી કે અતિથિ સત્કાર કરવાનું સૌભાગ્ય તેના ભાગે આવે. દરેક કબીલો સામે આવીને એમ કહેતો કે "હુઝૂર આ ઘર છે અહીં રોકાણ કરો." લોકોના અનેરા ઉત્સાહની આ સ્થિતિ હતી કે દરેકના હૃદય માર્ગમાં પથરાઈ ગયા હતા અને દરેક જીવ કુર્બાન થવા માટે વ્યાકુળ, સ્ત્રીઓ ઘરના ધાબાઓ ઉપરથી ગાઈ રહી હતીઃ-

طَلَعَ الْبَدْرُ عَلَيْنَا     مِنْ ثَنِيَّاتِ الْوِدَاعِ
وَجَبَ الشُّكْرُ عَلَيْنَا     مَا دَعَا لِلّٰهِ دَاعِ

***પૂનમનો ચંદ્ર નીકળી આવ્યો કોહે વિદા'ની ટેકરીઓથી,***
***અમારી ઉપર ખુદાનો આભાર માનવો અનિવાર્ય છે***

જ્યાં સુધી દુઆ માગનારાઓ દુઆ માંગે, નિર્દોષ બાળાઓ દફ વગાડી રહી હતી. અમે નજ્જાર કુટુંબની છોકરીઓ છીએ.

મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ કેવા સારા પાડોશી છે.

આપે એ છોકરીઓને પૂછ્યું "શું તમે મારાથી પ્રેમ રાખો છો? તે બોલી "હા." ફરમાવ્યું "હું પણ તમારાથી પ્રેમ રાખું છું."

**મદીનામાં રોકાણ**

અતિથિ સત્કારનું સૌભાગ્ય કોને પ્રાપ્ત થાય? આ એક એવો પ્રશ્ન હતો જેનો ઉકેલ સરળ ન હતો. આપ સ.અ.વ.એ ફરમાવ્યું કે મારી ઊંટણી જેના ઘરની સામે રોકાઈ જાય તે જ આ સેવાને બજાવી લાવે. જેથી આ સૌભાગ્ય હઝરત અબૂ ઐયૂબ અન્સારી રદિ.ને પ્રાપ્ત થયું. જ્યાં આજે મસ્જિદે નબવી છે તેની પાસે તેમનું મકાન હતું. આ મકાન બે માળનું હતું. તેમણે ઉપરનું મકાન રજૂ કર્યું. પરંતુ આપ સ.અ.વ. એ લોકોની મુલાકાતની સગવડતાને કારણે નીચેના માળમાં રહેવાનું પસંદ ફરમાવ્યું. અને હઝરત અબૂ ઐયૂબ રદિ. અને તેમના કુંબના ભાગે ઉપરનો માળ આવ્યો.

આપે સાત માસ સુધી અહીં જ રોકાણ કર્યું. ત્યાર પછી જ્યારે મસ્જિદે નબવીની પાસે આપના રહેવા માટે હુજરાનું બાંધકામ થઈ ગયું તો ત્યાં રહેવા જતા રહ્યા. થોડા જ દિવસોની અંદર આપના કુટુંબના લોકો પણ મદીના આવી ગયા.

**મસ્જિદે નબવીની સ્થાપના**

મદીનામાં રોકાણ પછી સૌ પ્રથમ અને જરૂરી કાર્ય એક મસ્જિદની સ્થાપનાનું હતું. જ્યાં આપે રોકાણ કર્યું હતું તેની પાસે જ થોડીક જમીન ફાજલ પડી હતી જે બે અનાથોની હતી. તેમને કિંમત ચૂકવીને જમીન પ્રાપ્ત કરવામાં આવી અને મસ્જિદનું બાંધકામ શરૂ થયું. આ સમયે પણ આપ મજૂરની જેમ સૌ સાથે મળીને કામ કરતા રહ્યા. અને પથ્થરો ઉઠાવીને લાવતા હતા. આ મસ્જિદ ખૂબ જ સાદી અને સરળ રીતે બનાવવામાં આવી હતી. કાચી ઈંટોની દીવાલો, ખજૂરના પાંદડાઓની છત, ખજૂરના થડના થાંભલા. આ મસ્જિદનો કિબ્લા બયતુલ મુકદ્દસ તરફ રાખવામાં આવ્યો. કારણ કે અત્યાર સુધી મુસલમાનોનો કિબ્લા પણ તે જ હતો. પછી જ્યારે કિબ્લા કા'બાની તરફ થઈ ગયો તો મસ્જિદમાં પણ તે મુજબ ફેરફાર કરી દેવામાં આવ્યો. મસ્જિદનું ભોંયતળિયું કાચું હતું. વરસાદ થવાથી મસ્જિદમાં કાદવ થઈ જતો. થોડાક દિવસ પછી પથ્થરોનું ભોંયતળિયું બનાવી દેવાયું.

મસ્જિદની એક તરફ લગોલગ ચબૂતરો હતો જેને સુફ્ફા કહેતા હતા. આ એ લોકો માટે રહેવાનું સ્થળ હતું જેઓ ઈસ્લામ અંગીકાર કરી ચૂક્યા હતા પરંતુ જેમનું કોઈ ઘરબાર ન હતું.

જ્યારે મસ્જિદ બની ગઈ તો તેની પાસે જ આપ સ.અ.વ.એ પુનીત પત્નીઓ માટે હુજરા બનાવી લીધા. આ પણ કાચી ઈંટો અને ખજૂરની ડાળીઓથી બનાવવામાં આવ્યા હતા. આ મકાન છ-છ સાત-સાત હાથ પહોળા અને દસ-દસ હાથ લાંબા બન્યા હતા. મકાનની છત એટલી ઊંચી હતી કે માણસ ઊભો થાય તો છતને અડે. દરવાજા ઉપર કંબલનો પડદો પડી રહેતો હતો.

આપના મકાનની પાસે જે અન્સાર રહેતા હતા તેમાં સારા ઘરના લોકો આપની સેવામાં કોઈ ક્યારેક દૂધ મોકલી દેતું, ક્યારેક શાક અને ક્યારેક બીજું કાંઈ અને બસ આના ઉપર જ આપનું ગુજરાન હતું. જીવન તંગીવાળું હતું.

**ભ્રાતૃભાવનો આગ્રહ**

મક્કાથી જે મુસલમાનો ઘરબાર છોડીને મદીના આવી ગયા હતા તે મુખ્યત્વે બધા જ ઘરવખરી અને સામાન વગરના હતા. તેમાં જે લોકો સારા ઘરના હતા તેઓ પણ પોતાનો માલ મક્કાથી લાવી શક્યા ન હતા અને તેમને બધું જ જેમનું તેમ છોડીને આવી જવું પડ્યું હતું. જો કે આ બધા મુહાજિર મદીનાના મુસલમાનો (અન્સાર)ના મહેમાન હતા. પરંતુ તેમ છતાં હવે તેમના કાયમી રહેઠાણની વ્યવસ્થા કરવાની આવશ્યક્તા જણાઈ રહી હતી. આમ પણ આ લોકો પોતાના હાથે મહેનત કરીને જીવન વ્યતીત કરવાનું પસંદ કરતા હતા. આથી જ્યારે મસ્જિદે નબવીનું બાંધકામ સંપૂર્ણ થઈ ગયું તો આપ સ.અ.વ.એ એક દિવસ અન્સારને બોલાવ્યા અને તેમને ફરમાવ્યું કે આજથી તમે અને મુહાજિરો બન્ને એકબીજાના ભાઈ છો. આ રીતે બધા મુહાજિરોને અન્સારના ભાઈ બનાવી દીધા, અને આ અલ્લાહના નિખાલસ બંદાઓ ખરેખર સગાભાઈ તો શું સગાભાઈથી પણ વધારે એકબીજાના સાથી બની ગયા. અન્સાર મુહાજિરોને પોત-પોતાને ઘરે લઈ ગયા અને પોતાની કુલ મિલ્કત અને સામાનનો હિસાબ તેમની સામે મુકી દીધો અને કહી દીધું કે અડધું તમારૂં અને અડધું અમારૂં. બગીચાઓની આવક, ખેતીની ઉપજ, ઘરનો સામાન, મકાન, મિલ્કત જાણે કે દરેક વસ્તુ તેમની વચ્ચે ભાઈની જેમ વહેંચાઈ ગઈ. અને આ ઘરબાર વગરના મુહાજિરોને બધાને સંતોષ

થઈ ગયો. સાથે જ અનેક મુહાજિરોએ કારોબાર પણ શરૂ કરી દીધો. દુકાનો ખોલી નાખી અને બીજા કાર્યોમાં વ્યસ્ત થઈ ગયા. આ રીતે મુહાજિરોને વસાવવાનું કામ પૂરૂં થયું. અને આ તરફથી સંતોષ પ્રાપ્ત થયો.

.......

**પ્રકરણ : ૮**

## દા'વતે ઈસ્લામી એક નવા યુગમાં

હિજરત અગાઉ ઈસ્લામની દા'વત મક્કાના મુશરિકો સમક્ષ આપવામાં આવી રહી હતી. તેમના માટે ઈસ્લામની દા'વત એક નવી વસ્તુ હતી પરંતુ હિજરત પછી મદીનામાં યહૂદીઓ સાથે પનારો પડ્યો. આ લોકો તૌહીદ, રિસાલત, આખિરત, ફરિશ્તાઓ, વહ્ય વગેરેને તો માનતા હતા. અને પયગંબર હઝરત મૂસા અ.સ.ના ઉમ્મતી હોવાને કારણે ખુદા તરફથી આવેલી એક શરીઅતને માનનારા પણ હતા. સૈદ્ધાંતિક રીતે તેમનો મૂળ દીન ઈસ્લામ જ હતો, જેની તરફ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ દા'વત આપી રહ્યા હતા. એ વાત જુદી હતી કે સૈકાઓની લાપરવાહીને કારણે તેમની અંદર અનેક ખરાબીઓ ઉત્પન્ન થઈ ગઈ હતી. તેમના જીવન અસલ ખુદાઈ શરીઅતના આદેશોથી અળગા થઈ ગયા હતા અને તેમાં અનેક જાતની બિદઅતો અને રિવાજો દાખલ થઈ ગયા હતા. તૌરાત તેમની પાસે ચોક્કસ હતી પરંતુ તેમાં તેમણે અનેક ફેરફારો કરી લીધા હતા અને જે કાંઈ ખુદાઈ આદેશ બાકી પણ રહી ગયા હતા, તેનું પોતાની મનેચ્છાઓ મુજબ અર્થઘટન કરીને કાંઈનું કાંઈ બનાવી નાખ્યું હતું. ખુદાના દીન સાથે તેમનો સંબંધ ખૂબ જ ઓછો થઈ ગયો હતો અને સામૂહિક રીતે તેમની અંદર એવી ખરાબીઓ જન્મી ચૂકી હતી કે જો કોઈ અલ્લાહનો બંદો તેમને સીધો માર્ગ બતાવવા માટે ક્યારેક આવ્યો તો પણ તેમણે તેની એક ન સાંભળી. બલ્કે તેને પોતાનો સૌથી મોટો શત્રુ માન્યો. અને દરેક રીતે તેનો અવાજ દબાવવાના પ્રયત્નો કરવામાં આવ્યા. જો કે આ લોકો મૂળમાં 'મુસ્લિમ' જ હતા પરંતુ હવે એટલા બગડી ગયા હતા કે તેમને સ્વયં પણ એ યાદ ન રહ્યું કે વાસ્તવમાં તેમનો દીન શું છે.

આ રીતે હવે ઈસ્લામી આંદોલન સમક્ષ માત્ર દીનના મૂળભૂત સિદ્ધાંતોથી જ

લોકોને વાકેફ કરવાનું કામ ન હતું, બલ્કે આવા લોકોમાં ફરીથી દીનનો આત્મા જાગૃત કરવાનું કામ પણ હતું, જે એક રીતે "બગડેલા મુસ્લિમો" હતા. પછી આ સિવાય હવે મદીનામાં ચારેય બાજુથી મુસલમાનો આવીને એકત્ર થઈ રહ્યા હતા અને આ મુહાજિરો અને મદીનાના અન્સાર મળીને એક નાના ઈસ્લામી રાજ્યનો પાયો નંખાઈ રહ્યો હતો. એટલા માટે અત્યાર સુધી તો આંદોલનને માત્ર સૈદ્ધાંતિક દા'વત, આસ્થાની સુધારણા અને થોડુંક નૈતિક શિક્ષણની હદ સુધી માર્ગદર્શન કરવાનું હતું પરંતુ હવે રહેણી-કરણીની રીતોની સુધારણા, વ્યવસ્થાકીય કાયદાઓ અને આપસી સંબંધોને સારા બનાવવા માટે એક સુદૃઢ વ્યવસ્થાની જરૂરત હતી, જેથી હવે આ તરફ સંપૂર્ણ ધ્યાન આપવામાં આવ્યું હતું.

વધારામાં બીજું એક મોટું પરિવર્તન થયું. અત્યાર સુધી ઈસ્લામની દા'વત કાફિરોના સમાજમાં આપવામાં આવી રહી હતી અને ત્યાં રહીને મુસલમાનો કાફિરોના અત્યાચારો સહન કરી રહ્યા હતા. પરંતુ હવે તેમનું પોતાનું એક સ્વતંત્ર નાનું રાજ્ય બની ગયું હતું. જે ચારેય તરફ કાફિરોથી ઘેરાયેલું હતું. અને હવે મામલો માત્ર હેરાન-પરેશાન કરવાનો જ ન હતો બલ્કે સમગ્ર આરબ હવે એ વાત માટે ઉતાવળું હતું કે આ નાની મુઠ્ઠીભર જમાઅતને જેમ બને તેમ જલ્દી સમાપ્ત કરી દેવામાં આવે, નહિતર તેમને એ ભય સામે દેખાતો હતો કે જો ઈસ્લામના આ નવા કેન્દ્રે શક્તિ પ્રાપ્ત કરવાનું શરૂ કરી દીધું તો પછી તેમના માટે રહેવાનું કોઈ સ્થાન નહિ બચે. એટલા માટે હવે આ નાની ઈસ્લામી જમાઅત માટે અને તેમના આંદોલનના બચાવ માટે જરૂરી હતું કે :-

(૧) તેઓ સંપૂર્ણ જુસ્સાભેર પોતાની માન્યતા અને ધારણાઓનો પ્રચાર કરે. તેનું સત્ય હોવું દલીલોથી સાબિત કરે અને વધુમાં વધુ લોકોને પોતાના સમવિચારક બનાવવાના પ્રયત્નો કરે.

(૨) વિરોધીઓ જે અકીદાઓ ઉપર શ્રદ્ધા ધરાવતા હતા તેનું ખોટું હોવું દલીલોથી પુરવાર કરે. જેથી જે વ્યક્તિ પણ બુદ્ધિના પ્રકાશમાં વાતને સમજવા ઈચ્છે તેના માટે અસલ હકીકત સુધી પહોંચવામાં કોઈ મુશ્કેલી ન થાય.

(૩) ઘરબાર છોડીને અને વેપાર-ધંધો ત્યાગીને જે લોકો આ નવા રાજ્યમાં આવીને ભેગા થઈ રહ્યા હતા તેમના માટે માત્ર રહેઠાણની વ્યવસ્થા જ પૂરતી ન હતી બલ્કે તેમનું ઈમાની અને ચારિત્ર્યિક દૃષ્ટિએ એવું પ્રશિક્ષણ કરવામાં આવે કે તેઓ સંપૂર્ણ ધીરજ અને સ્વસ્થતા સાથે પરિસ્થિતિનો સામનો કરી શકે અને કઠણ

પરિસ્થિતિમાં પણ તેમના પગ ડગમગ ન થાય.

(૪) મુસલમાનોને આ વાત માટે સંપૂર્ણ તૈયાર કરી દેવામાં આવે કે જ્યારે તેમને મીટાવી નાખવાના આશયથી વિરોધીઓ તેમની ઉપર હુમલો કરે તો પોતાની નિર્બળતા અને સામાનની અછત છતાં હિંમતભેર તેમનો મુકાબલો કરી શકે, અને તેમને પોતાના દીનની સત્યતા ઉપર એટલો વિશ્વાસ અને પોતાના ખુદા ઉપર એવો ભરોસો હોય કે તેઓ ક્યારેય મેદાનમાંથી મોઢું ફેરવે નહિ.

(૫) આંદોલનના ધ્વજવાહકોમાં એટલી હિંમત ઉત્પન્ન કરવામાં આવે કે જે લોકો સમજાવટ છતાં આ જીવન-વ્યવસ્થાની સ્થાપનામાં આડે આવે, જે ઇસ્લામ સ્થાપવા ઇચ્છે છે તો તેમને બળપૂર્વક મેદાનમાંથી હટાવી દે.

આથી મસ્જિદે નબવી અને બીજી જરૂરી ઇમારતોની વ્યવસ્થા અને મુહાજિરો માટે કાયમી રહેઠાણની વ્યવસ્થા કર્યા બાદ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે આ બધા જ કાર્યો તરફ ધ્યાન પરોવ્યું. સૂરઃબકરહનો મોટોભાગ આ જ સમયગાળામાં અવતરિત થયો, તેમાં આ જ બધી વાતો ઉપર ભાર મૂકવામાં આવ્યો છે.

### યહૂદીઓ સાથે કરાર

મદીનાની ચારેય બાજુ યહૂદીઓની વસ્તી હતી. એ લોકોમાં ઇસ્લામની દા'વત આપવા સાથે-સાથે આ વાતની પણ આવશ્યક્તા હતી કે તેમ સાથે રાજકીય સંબંધોનો પ્રકાર નિશ્ચિત કરવામાં આવે કારણ કે મક્કાના કુરૈશ એ જાણીને કે મુસલમાનો મક્કાથી ચાલી ગયા, સંતોષ પામીને ચૂપ ન'હોતા બેઠા.બલ્કે જ્યારે તેમણે એ જોયું કે મુસલમાનોની એક સંગઠિત જમાઅત મદીનામાં એકઠી થઈ રહી છે તો તેઓ ઇસ્લામના આ કેન્દ્રને પોતાની શક્તિના જોરે સમાપ્ત કરવાની તરકીબો વિચારવા લાગ્યા હતા. એટલા માટે જરૂરી હતું કે મદીનાની ચારેય તરફ યહૂદીઓની જે વસ્તીઓ હતી તેમ સાથે મુસલમાનો પોતાના રાજકીય સંબંધો સ્પષ્ટતાપૂર્વક નિશ્ચિત કરી લે જેથી મક્કાના મુશરિકોના કોઈ હુમલા સમયે આ અંદાજ થઈ શકે કે યહૂદીઓની શક્તિ કઈ તરફ હશે. આથી મદીના અને રાતા સમુદ્રના કાંઠા વચ્ચે જે કબીલાઓ વસતા હતા તેમ સાથે વાતચીતનો પ્રારંભ થયો. તેમનામાંથી અધિકતર લોકો સાથે આપે તટસ્થ રહેવાનો કરાર કરી લીધો. એટલે આ કે જો મદીનાના મુસલમાનો ઉપર કુરૈશ અથવા અન્ય કોઈ હુમલો

કરશે તો આ લોકો ન તો મુસલમાનો સાથે મળીને લડશે અને ન જ મુસલમાનોના શત્રુઓને સાથ આપશે. અને બીજા કબીલાઓ સાથે આ કરાર કરી લીધો કે જો મુસલમાનો ઉપર કોઈ હુમલો કરશે તો આ લોકો મુસલમાનોને સાથ આપશે.

**મુનાફિકો**

મદીનામાં ઇસ્લામી આંદોલનને આ સમયે જે નવી પરિસ્થિતિનો સામનો થઈ રહ્યો હતો તેમાં એક સમસ્યા મુનાફિકો (દંભીઓ)ની પણ ખૂબ જ મહત્ત્વની હતી. મક્કાના અંતિમ સમયમાં થોડાક એવા લોકો ઇસ્લામી જમાઅતમાં આવી ગયા હતા જેઓ જો કે ઇસ્લામી દા'વતને એકદમ સત્ય માનતા હતા પરંતુ પોતાના ઈમાન (શ્રદ્ધા)ની કમજોરીને કારણે તેઓ ઇસ્લામને ખાતર પોતાના સામાજીક સંબંધોને છોડી શકતા ન હતા. વેપાર, ખેતી અને સ્વજનતાના બંધનો હંમેશા ઇસ્લામના તકાદાઓ પૂરા કરવાથી રોકી દેતા હતા. પરંતુ હવે મદીનામાં થોડાક એવા મુનાફિકો પણ ઇસ્લામી જમાઅતમાં ઘૂસી ગયા હતા જે વાસ્તવમાં ઇસ્લામના એકદમ વિરોધીઓ હતા. પરંતુ માત્ર ફિત્નો ફેલાવવા માટે તેઓ મુસલમાનો સાથે સામેલ થઈ ગયા હતા અથવા થોડાક લોકો એવા હતા જે લાચારીવશ પોતાને મુસલમાન જાહેર કરતા હતા. તેમનું મન તો ઇસ્લામ ઉપર સંતોષ ધરાવતું ન હતું. પરંતુ કબીલા અને કુટુંબના ઘણા ખરા લોકો મુસલમાન બની ગયા હતા, એટલા માટે તેઓ પણ મજબૂરીને કારણે મુસલમાનો સાથે સામેલ થઈ ગયા હતા. સાથે-સાથે થોડાક એવા તકસાધુઓ પણ જમાઅતમાં ઘૂસી આવ્યા હતા જેઓ એક તરફ તો મુસલમાનોના સાથી બનીને પોતાના દુન્યવી ફાયદાઓ પ્રાપ્ત કરવાની ચિંતા કરતા હતા અને બીજી તરફ કાફિરો સાથે પણ મેળ-મિલાપ રાખતા હતા. એ લોકોની યોજના આ હતી કે જો ઇસ્લામ અને કાફિરોના સંઘર્ષમાં ઇસ્લામ પ્રભુત્વ મેળવી લે તો તેમને ઇસ્લામની છત્રછાયામાં શાંતિ અને સલામતી મળી જશે અને જો કાફિરોનો વિજય થઈ જાય તો પણ તેમનો સ્વાર્થ સુરક્ષિત રહે.

ઇસ્લામી આંદોલન માટે આ છૂપા શત્રુઓ ખૂબ જ મુશ્કેલીઓ સર્જનારા અને તેમ સાથે પાર પડ્યું કરવો કોઈ સરળ કાર્ય ન હતું. મદીનાના સંપૂર્ણ જીવનમાં એ પ્રપંચો ફિત્નાનો મુકાબલો કેવી-કેવી રીતે કરવામાં આવ્યો તેનું વર્ણન તો તેના યોગ્ય સ્થાને આગળ આવતું રહેશે. આ સમયે એ વાતની ખૂબ જ આવશ્યક્તા હતી કે આવા મુનાફિકો અને ઇસ્લામના માર્ગમાં સમજી-વિચારીને ડગ માંડનારા

સાચા મો'મિનો વચ્ચેની ઓળખ સ્પષ્ટ થઈ જાય, કારણ કે હવે ઇસ્લામી આંદોલનને જે પરિસ્થિતિઓનો સામનો કરવાનો હતો તેમાં આ વાતની ખૂબ જ આવશ્યક્તા હતી કે જે લોકો અત્યાર સુધી જૂના દ્વેષભાવ અને બિનઇસ્લામી વિચારોના ગુલામ હતા અથવા જેમનું ઈમાન કોઈ સ્તરે નબળું હતું તે લોકોને વીણીને જુદા તારવી દેવામાં આવે.

**કિબ્લાનું પરિવર્તન**

અત્યાર સુધી ઇસ્લામનો કિબ્લો બયતુલ મુકદ્દસ હતો. મુસલમાનો તેની તરફ જ મોઢું કરીને નમાઝ પઢતા હતા. બયતુલ મુકદ્દસનો સંબંધ યહૂદીઓ સાથે પણ ખૂબ જ નિકટનો હતો. યહૂદીઓ પણ એ જ તરફ મોઢું કરીને નમાઝ પઢતા હતા. શા'બાન હિજરી ૨નો પ્રસંગ છે કે નમાઝની જ હાલતમાં કિબ્લાને બદલવાનો આદેશ આવી ગયો અને હવે બયતુલ મુકદ્દસની જગ્યાએ કા'બાને મુસલમાનોનો કિબ્લો નિશ્ચિત કરવામાં આવ્યો. આથી આપ સ.અ. વ.એ નમાઝની જ હાલતમાં પોતાનું મોઢું બયતુલ મુકદ્દસ તરફથી કા'બાની તરફ કરી લીધું. આ પ્રસંગ ઇસ્લામી આંદોલનના ઇતિહાસમાં ખૂબ જ મહત્ત્વનો હતો. તેની મહત્ત્વતાનું વર્ણન સ્વયં અલ્લાહતઆલાએ આ શબ્દોમાં ફરમાવ્યું છે કે "અમે જે કા'બાને તમારો કિબ્લો બનાવી દીધો તો તેનું કારણ આ છે કે એ જાણ થઈ જાય કે કોણ પયગંબરના અનુયાયી છે અને કોણ ઉલ્ટા પાછા ફરી જનારા છે."(સૂરઃ બકરહ) સાથે સાથે જ આ એ બાબતની જાહેરાત પણ હતી કે અત્યાર સુધી સંસારની ચારિત્રિક અને ઈમાની માર્ગદર્શનનું જે કાર્ય યહૂદીઓને સોંપવામાં આવ્યું હતું હવે તેમને તેનાથી હટાવવામાં આવી રહ્યા છે. કારણ કે તેમણે તેનો હક અદા ન કર્યો અને તે ને'મત (કૃપા)ની કદર ન કરી. તેમના બદલે આ સેવાકાર્ય હવે ઉમ્મતે મુસ્લિમાને સોંપવામાં આવી રહ્યું હતું અને તે જ આ ફરજને નિભાવશે.

આ પ્રસંગની અસર એ થઈ કે એવા અનેક લોકો કે જેમના હૃદયમાં ઈમાને સ્થાન મેળવ્યું ન હતું ખુલ્લા પડી ગયા અને તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના આ કાર્ય ઉપર ખૂબ જ ટીકા-ટિપ્પણી કરી અને એ સ્પષ્ટ થઈ ગયું કે તેમનું સ્થાન ઇસ્લામી જમાઅતમાં શું છે? આ રીતે અનેક ડગુમગુ અને અનિર્ણાયિક મુસલમાનો ઇસ્લામી જમાઅતથી જુદા થઈ ગયા અને મહદ્અંશે જમાઅત આવા નકામા લોકોથી પવિત્ર થઈ ગઈ.

## પ્રકરણ : ૯

# ઈસ્લામી ચળવળનો બચાવ*

મક્કામાં જ્યારે ઉકબા નામના સ્થળે મદીનાના કેટલાક લોકોએ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના હાથ ઉપર બૈઅત લીધી હતી અને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં આ રજૂઆત કરી હતી કે આપ અને આપના સાથી મદીના પધારો, એ જ સમયે આ ભય ઊભો થઈ ગયો હતો કે આ બૈઅત અને તેની રજૂઆતની હૈસિયત વાસ્તવમાં મદીનાના લોકો તરફથી સમગ્ર આરબને એક પડકાર સમાન હતી. આથી બૈઅત કરનારાઓમાં એક બુઝુર્ગ અબ્બાસ બિન ઉબૈદહ રદિ.ના આ શબ્દો જે તેમણે પોતાના સાથીઓને કહ્યા હતા, અત્યાર સુધી ઈતિહાસમાં સુરક્ષિત છે "જાણો છો આ વ્યકિત સાથે કઈ વાત ઉપર બૈઅત કરી રહ્યા છે ? તમે તેમના હાથ ઉપર બૈઅત કરીને સમગ્ર સંસાર સામે યુદ્ધનું રણશિંગુ ફૂંકી રહ્યા છો. આથી જો તમારો વિચાર આ હોય કે જયારે તમારો માલ તબાહીના અને તમારા વંશજો વિનાશના ભયમાં મૂકાઈ જાય તો તમે તેમને શત્રુઓનેં હવાલે કરી દેશો, તો સારું એ છે કે આજે જ તેમને છોડી દો, કારણ કે ખુદાના સોગંદ, આ બાબતે દુનિયા અને આખિરત (પરલોક)ની નિષ્ફળતા છે અને જો તમારો આશય આ છે કે જે આવકાર તમે આ વ્યકિતને આપી રહ્યા છો તેને પોતાના માલની તબાહી અને પોતાના વંશજોના વિનાશ છતાંય નિભાવશો તો નિઃશંક તેમનો હાથ પકડી લો કે ખુદાના સોગંદ, આ બાબત દુનિયા અને આખિરતની ભલાઈ છે." આ પ્રસંગે સમગ્ર હાજરજનોએ એકમત થઈને કહ્યું હતું કે "અમે તેમના ખાતર અમારા માલને તબાહી અને પોતાના વંશજોને વિનાશના ભયમાં મૂકવા માટે તૈયાર છીએ." હવે એ સમય આવી ગયો હતો કે જયારે મદીનાવાળાઓના આ દાવાની કસોટી થવાની હતી.

* અહીં આ શંકા ન ઉદ્ભવવી જોઈએ કે ઈસ્લામમાં યુદ્ધ ફક્ત બચાવ માટે જ થાય છે, બલ્કે જયારે દીનનો તકાદો હોય છે તો હક્ક-સત્યએ પોતે જ આગળ વધીને પણ બાતિલ-અસત્યનો જોર તોડવો પડે છે. આ પ્રકારના યુદ્ધોના મોકા ઈસ્લામી ચળવળને બાદના પ્રસંગોએ સામે આવ્યા જેમનો ઉલ્લેખ હવે પછી આવશે.

### કુરૈશ માટે ભય

મદીનામાં મુસલમાનો અને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના હિજરત કરી જવાનો અર્થ આ હતો કે હવે ઇસ્લામને એક ઠેકાણું પ્રાપ્ત થઈ ગયું હતું અને હવે એ મુસલમાનો જેમની સચ્ચાઈ, ધીરજ અને મક્કમતાની વારંવાર પરીક્ષાઓ થઈ ચૂકી હતી એક સંગઠિત જમાઅતનું સ્વરૂપ ધારણ કરી ચૂક્યા હતા. કુરૈશ માટે આ એક મોટો ખતરો હતો. હવે તેમને સ્પષ્ટ દેખાઈ રહ્યું હતું કે ઇસ્લામી જમાઅતનું આ રીતે સંગઠિત થઈ જવું વાસ્તવમાં તેમની વ્યવસ્થા માટે મૃત્યુનો સંદેશ છે. આ સિવાય એક મોટો ખતરો બીજો હતો. જેણે તેમને બેચેન બનાવી દીધા હતા. મક્કાવાળાઓની રોજીનો મોટો આધાર યમન અને શામ (સીરિયા)ના વેપાર ઉપર હતો. શામ તરફ વેપારનો જે માર્ગ રાતા સમુદ્રના કિનારે-કિનારે જતો હતો, મદીના બરાબર એ માર્ગ ઉપર હતું. મદીનામાં મુસલમાનોના શક્તિશાળી બનવાનો અર્થ આ હતો કે શામ દેશમાં કુરૈશના વેપારનો આધાર મુસલમાનો સાથે સારા સંબંધો રાખવા ઉપર હતો અથવા પછી આ માર્ગમાંથી વેપારનો માલ માત્ર એ સ્થિતિમાં જઈ શકતો હતો કે મદીનામાં મુસલમાનો એકઠા ન થઈ શકે પરંતુ જ્યારે તેમની યોજના નિષ્ફળ થઈ ગઈ તો હવે તેમણે આ નિર્ણય કર્યો કે જે રીતે પણ થઈ શકે આ વિકસતા ભયને હંમેશ માટે દબાવી દેવો જોઈએ.

### કુરૈશ દ્વારા ષડ્યંત્ર

અબ્દુલ્લાહ બિન ઉબૈ મદીનાનો એક સરદાર હતો. હિજરત અગાઉ મદીનાના લોકો તેને પોતાનો રાજા બનાવવાની તૈયારી કરી ચૂકયા હતા. પરંતુ મદીનાના લોકોએ જ્યારે ઇસ્લામ કબૂલ કરવાનું શરૂ કર્યું અને મક્કાથી મુસલમાનો અને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ મદીના આવી પહોંચ્યા તો આ યોજના પડી ભાંગી. અને અબ્દુલ્લાહ બિન ઉબૈની આશાઓ ઉપર પાણી ફરી વળ્યું. આ પ્રસંગે મક્કાના લોકોએ તેને પત્ર લખ્યો કે "તમે લોકોએ અમારા માણસને તમારે ત્યાં આશ્રય આપ્યો છે. અમે ખુદાના સોગંદ ખાઈને કહીએ છીએ કે તમે સ્વયં તે સાથે યુદ્ધ કરીને તેને ત્યાંથી કાઢી મૂકો, નહિંતર અમે બધા તમારી ઉપર ચઢાઈ કરીશું. તમારા પુરુષોની કતલ કરીશું અને તમારી સ્ત્રીઓને દાસી બનાવીશું." આ પત્ર અબ્દુલ્લાહ બિન ઉબૈ માટે આશાનું એક કિરણ બન્યું પરંતુ આપ

સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે સમયસૂચકતા વાપરીને તેને ખોટા માર્ગે જતા રોકવા માટે તેને સમજાવ્યો કે "શું તમે પોતે તમારા પુત્રો અને ભાઈઓ સાથે લડશો ?" કારણ કે મોટાભાગના અન્સાર મુસલમાન બની ગયા હતા. એટલા માટે અબ્દુલ્લાહ મજબૂર થઈને પોતાના ખોટા ઈરાદાઓથી દૂર રહ્યો.

આ જ સમયમાં મદીનાના રઈશ સઅદ બિન મઆઝ ઉમરહ માટે મક્કા ગયા. હરમના દરવાજે અબૂજહલ સાથે મુલાકાત થઈ ગઈ. અબૂજહલે તેમને કહ્યું "તમે તો અમારા દીનમાંથી ફરી જનારાઓને (મુસલમાનોને) આશ્રય આપો અને અમે તમને શાંતિથી મક્કામાં તવાફ કરવા દઈએ ? જો તમે ઉમૈયા બિન ખલફના મહેમાન ન હોત તો તમે અહીંથી જીવિત પાછા ન જઈ શકતા." આ સાંભળીને સઅદે જવાબ આપ્યો, "ખુદાના સોગંદ, જો તમે મને આ વસ્તુથી રોક્યાં તો હું તમને એ વસ્તુથી રોકી દઈશ જે તમારા માટે આનાથી વધારે મહત્વની છે, એટલે કે મદીના ઉપરથી તમારો માર્ગ." આ જાણે કે એલાન હતું એ વાતનું કે જો કુરૈશે કોઈ છમકલું કર્યું તો તેમણે પોતાના આ વેપારી માર્ગને જે મદીના પાસેથી પસાર થાય છે પોતાના માટે બંધ સમજવું જોઈએ.

### કુરૈશ ઉપર દબાણ

આ સમયે કુરૈશ મુસલમાનો અને ઈસ્લામી આંદોલનને સમાપ્ત કરી નાખવા માટે જે યોજનાઓ ઘડી રહ્યા હતા તેને જોતાં તેમને નીચું દેખાડવા અને મજબૂર કરવા માટે મુસલમાનો પાસે આનાથી શ્રેષ્ઠ કોઈ ઉપાય ન હતો કે તેઓ એ માર્ગ ઉપર પોતાનો કબ્જો જમાવે અને તેમના માટે શામ (સીરિયા)નો વેપાર બંધ કરી દે. આ જ એક દબાણ એવું હતું જેનાથી મક્કાના લોકો લાચાર બની શકતા હતા. આથી જેમ કે અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે, આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે આ માર્ગની આસપાસ વસનારા યહૂદી કબીલાઓ સાથે અનેક જાતના કરારો કરીને સંતોષ કરી લીધો અને પછી વેપારી કાફલાઓને ધમકી આપવા માટે ક્યારેક ક્યારેક મુસલમાનોની નાની નાની ટુકડીઓ મોકલવી શરૂ કરી દીધી. આ ટુકડીઓ મારફતે જો કે ક્યારેય કોઈ ખૂનામરકી ન થઈ અને ક્યારેય કાફલાને લૂંટવામાં પણ ન આવ્યા પરંતુ તેમને મોકલીને કુરૈશને સ્પષ્ટ સાવચેત કરી દેવામાં આવ્યા કે તેઓ હવે જે કાંઈ પણ પગલા ભરે એ વિચારીને ભરે કે પવનની દિશા કઈ તરફ છે ? જો તેઓ મુસલમાનોને હેરાન કરશે તો તેમને પણ પોતાના વેપારથી હાથ ધોઈ નાખવા પડશે.

### હઝરમીની કતલ

આ સમય દરમ્યાન આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પરિસ્થિતિથી સંપૂર્ણપણે માહિતગાર રહેવાના પ્રયત્નો કરતા હતા, જેથી આ જાણી શકાય કે કુરૈશ કઈ જાતની યોજનાઓ ઘડી રહ્યા છે. રજ્જબ ૨ હિજરી સનનો પ્રસંગ છે કે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે અબ્દુલ્લાહ બિન જહશને બાર માણસો સાથે બતને નખલા તરફ મોકલ્યા. આ સ્થળ મક્કા અને તાઇફની વચ્ચે આવેલું છે. આપે અબ્દુલ્લાહને એક પત્ર આપીને ફરમાવ્યું હતું કે બે દિવસ પછી આને ખોલજો. હઝરત અબ્દુલ્લાહે આજ્ઞા મુજબ પત્ર ખોલ્યો તો લખ્યું હતું કે "નખલા સ્થળે રોકાણ કરો અને કુરૈશની સ્થિતિની જાણકારી મેળવો અને સમાચાર મોકલાવો." અકસ્માતે કુરૈશના થોડાક લોકો શામથી વેપારી માલ લઈને આવતા હતા. હઝરત અબ્દુલ્લાહે તેમની ઉપર હુમલો કર્યો અને તેમનામાંથી એક માણસ ઉમર બિન હઝરમી માર્યો ગયો, બેની ધરપકડ કરવામાં આવી અને યુદ્ધનો માલ પણ હાથ લાગ્યો. હઝરત અબ્દુલ્લાહે મદીના આવીને આ પ્રસંગનું વર્ણન કર્યું અને યુદ્ધનો માલ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં હાજર કર્યો તો આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ખૂબ જ નારાજગી વ્યકત કરતા જણાવ્યું કે "મેં તમને આની આજ્ઞા ન હોતી આપી." અને યુદ્ધનો માલ સ્વીકારવાથી ઇન્કાર કરી દીધો.

આ પ્રસંગે કતલ થનાર વ્યક્તિ અને બન્ને કદીઓ ખૂબ જ મોટા ખાનદાનના હતા. અને આ રીતે આ બનાવે કુરૈશને ખૂબ જ ઉશ્કેર્યા અને ખૂનનો બદલો લેવાનો એક પાયો નંખાઈ ગયો.

## બદ્રનું યુદ્ધ

આ પરિસ્થિતિ હતી કે શા'બાન ૨ હિજરી સન (ફેબ્રુઆરી અથવા માર્ચ ૬૨૩)માં કુરૈશનો એક બહુ મોટો કાફલો જે સાથે આશરે પચાસ હજાર અશરફીઓનો માલ હતો, શામથી પાછા ફરતા એ વિસ્તારની પાસે આવ્યો જે મુસલમાનોની હદમાં આવતો હતો. કાફલા સાથે ત્રીસ-ચાલીસ સુરક્ષા કર્મીઓ સિવાય વધારે લોકો ન હતા અને એ વાતનો ડર હતો કે ક્યાંય મદીનાની હદના વિસ્તારમાં પહોંચ્યા પછી મુસલમાનો તેમની ઉપર હુમલો ન કરી દે. કાફલાનો સરદાર અબૂ સૂફયાન હતો. તેણે આ ભયને પામી જઈને એક માણસને મક્કા

મોકલ્યો કે તે ત્યાંથી મદદ માટે બોલાવી લાવે. આથી આ માણસે મક્કામાં આવીને દેકારો મચાવી દીધો કે "કાફલાને મુસલમાનો લૂંટી રહ્યા છે; દોડો મદદ માટે દોડો" કાફલામાં જે માલ હતો તેમાં અનેક લોકોનું હિત હતું. પછી આ એક કોમી સમસ્યા પણ બની ગઈ. આથી આ પોકાર ઉપર કુરૈશના બધા જ મોટા -મોટા સરદારો લડાઈ માટે નીકળી પડ્યા અને આશરે એક હજાર ઉત્સાહી યુવાનોની એક ફોજ તૈયાર થઈ ગઈ. આ ફોજ ખૂબ જ જુસ્સા અને ભારે દબદબાપૂર્વક મક્કાથી એ આશય સાથે રવાના થઈ કે હવે મુસલમાનોનો ખાત્મો કરી નાખવો જોઈએ જેથી આ રોજરોજની ઝંઝટ મટી જાય. એક તરફ માલને બચાવવાની ઈચ્છા, બીજી તરફ જૂની શત્રુતા અને દ્વેષની તીવ્રતા, અંતે આ લોકો ખૂબ જ ખુન્નસ અને રુઆબભેર મદીના ઉપર ચઢાઈ કરવા માટે રવાના થયા.

**કુરૈશનું આક્રમણ**

આ તરફ નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને પણ આ પરિસ્થિતિની જાણકારી મળી રહી હતી. આપને લાગ્યું કે હવે એ સમય આવી ગયો છે કે જો આ સમયે કુરૈશને તેમના ઈરાદાઓમાં સફળતા મળી ગઈ અને તેમણે મુસલમાનોની આ નવી જમાઅતને નીચું દેખાડી દીધું તો પછી ઈસ્લામી આંદોલનના વિકસવાનો પ્રશ્ન ખૂબ જ મુશ્કેલ થઈ જશે, અને બની શકે છે કે ઈસ્લામનો અવાજ હંમેશ માટે દબાવી દેવામાં આવે. મદીનામાં આવ્યે અત્યારે બે વર્ષ પણ થયા ન હતા. મુહાજિરો તેમનું સર્વસ્વ મક્કામાં છોડીને આવ્યા હતા અને ખાલી હાથ હતા. અન્સારો યુદ્ધની બાબતમાં બિનઅનુભવી હતા. યહૂદીઓના પણ અનેક કબીલાઓ વિરોધને માટે તૈયાર હતા. સ્વયં મદીનામાં મુનાફિકો અને મુશ્રિકોની ઉપસ્થિતિ એક ખૂબ જ મોટી સમસ્યા હતી. આવી પરિસ્થિતિમાં એ વાતની શંકા હતી કે જો કુરૈશ મદીના ઉપર ચઢાઈ કરે તો બની શકે છે કે મુસલમાનોની મુઠ્ઠીભર જમાઅતનો ખાત્મો થઈ જાય અને જો તેઓ હમલો ન કરે અને પોતાની તાકતથી વેપારી કાફલોને બચાવી લઈ જાય તો પણ મુસલમાનોની એવી હવા ઊખડી જશે કે પછી ભવિષ્યમાં આસપાસના કબીલાઓ દ્વારા મુસલમાનોને દબાવી નાખવામાં કોઈ કારણો બાકી નહીં રહે અને તેઓ કુરૈશના ઈશારે મુસલમાનોને હેરાન કરવાનું શરૂ કરી દેશે. આ તરફ મદીનાના યહૂદી, મુનાફિકો અને મુશ્રિકો પણ માથું ઊંચકશે અને મુસલમાનોનું જીવવું હરામ થઈ જશે. એટલા માટે આપ સલ્લલ્લાહુ અલૈહિ

વસલ્લમે નિર્ણય કર્યો કે આ સમયે જેટલી શક્તિ પણ આપણી પાસે મોજૂદ છે તેને લઈને મેદાનમાં નીકળીએ અને એ નિર્ણય થઈ જાય કે જીવવાનો અધિકાર કોને છે અને કોને નથી.

**મુસલમાનોની તૈયારી**

આ નિર્ણય કરી લીધા પછી નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે મુહાજિરો અને અન્સારને એકત્ર કર્યા અને સંપૂર્ણ સ્થિતિ તેમની સમક્ષ સ્પષ્ટ મૂકી દીધી કે એક તરફ મદીનાની ઉત્તરમાં વેપારી કાફલો છે અને બીજી તરફ દક્ષિણમાં કુરૈશનું લશ્કર આવી રહ્યું છે. અલ્લાહનો વાયદો છે કે એ બેમાંથી કોઈ એક તમને ભેટી જશે. બતાવો તમે કોનો મુકાબલો કરવા ઇચ્છો છો. ઉત્તરમાં અનેક સહાબીઓએ આ જ ઈચ્છા વ્યકત કરી કે કાફલા ઉપર હુમલો કરવામાં આવે. પરંતુ નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની દૃષ્ટિમાં તો કાંઈ બીજું જ હતું. એટલા માટે આપે ફરી આપનો પ્રશ્ન કર્યો એના જવાબમાં મુહાજિરોમાંથી એક સહાબી મિકદાદ બિન અમ્ર રદિ. એ ઊભા થઈને જણાવ્યું, "હે અલ્લાહના રસૂલ ! જે તરફ આપને આપનો રબ આદેશ આપી રહ્યો છે એ તરફ ચાલો અમે આપ સાથે છીએ. અમે બનીઇસરાઈલની જેમ આવું કહેનારા નથી કે જાઓ તમે અને તમારા ખુદા બન્ને લડો. અમે અહીં બેઠા છીએ." પરંતુ આ સમસ્યા ઉપર છેવટનો નિર્ણય કરતા પહેલાં અન્સારની ઈચ્છા જાણવી ખૂબ જ જરૂરી હતી. એટલા માટે હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે એ લોકોની તરફ ખાસ સીધું સંબોધન કરતા પોતાનો પ્રશ્ન ફરી કર્યો. એના જવાબમાં હઝરત સઅદ બિન મઆઝ રદિ. ઊભા થયા અને ફરમાવ્યું, "હે અલ્લાહના રસૂલ ! અમે આપની ઉપર ઈમાન લાવ્યા છીએ. આપનું સમર્થન કરી ચૂક્યા છીએ. આ વાતની સાક્ષી આપી ચૂક્યા છીએ કે આપ જે કાંઈ લાવ્યા છો તે સત્ય છે. આપની આજ્ઞાપાલનનું દૃઢ વચન લઈ ચૂક્યા છીએ, તેથી અલ્લાહના રસૂલ ! આપે જે કાંઈ ઇરાદો કર્યો છે તેને કરી નાખો. સોગંદ છે એ શક્તિના જેણે આપને સત્ય સાથે મોકલ્યાં છે. જો તમે અમને લઈને સમુદ્ર ઉપર પહોંચી જાવ અને તેમાં ઊતરી જાઓ તો અમે પણ આપ સાથે કૂદી પડીશું અને અમારામાંથી એક પણ પાછળ નહિ રહે. અને યુદ્ધમાં મક્કમતાપૂર્વક લડીશું, યુદ્ધમાં જાન લડાવી દઈશું અને આશ્ચર્ય નથી કે અલ્લાહ આપને અમારા વતી એ બધું દેખાડી દે જેને જોઈને આપની આંખો ઠંડી થઈ જાય, તેથી અલ્લાહની

બરકતના ભરોસે આપ અમને લઈ જાઓ.''

આ પ્રવચનો પછી નિર્ણય થઈ ગયો કે કાફલાને રહેવા દઈ લશ્કરનો જ મુકાબલો કરવો જોઈએ. પરંતુ આ નિર્ણય કોઈ સામાન્ય નિર્ણય ન હતો. મુસલમાનોની જમાઅત કુરૈશના મુકાબલે ખૂબ જ કમજોર હતી. યુદ્ધને લાયક લોકોની સંખ્યા ત્રણસોથી થોડી જ વધારે હતી, જેમાંથી બે ત્રણની પાસે ઘોડા હતા, અને ઊંટ પણ સિત્તેર(૭૦)થી વધારે ન હતા. યુદ્ધનો સામાન પણ અપૂરતો હતો. માત્ર સાઈઠ માણસોની પાસે કવચ હતા. એટલા માટે જ મુસલમાનોમાં થોડાક લોકોને બાદ કરતા બીજા લોકો મનમા ડરતા હતા અને તેમને એવું લાગી રહ્યું હતું કે જાણે જાણી જોઈને મોતના મુખમાં જઈ રહ્યા છીએ. સૂરઃ અન્‌ફાલની પથી ૮ નંબરની આ આયતો આ જ નકશો રજૂ કરે છેઃ

''તારો રબ તને સત્ય સાથે તારા ઘરેથી કાઢી લાવ્યો હતો અને મો'મિનોના એક જૂથને પસંદ ન હતું. તેમની હાલત એવી હતી જાણે કે તેઓ દેખીતી આંખોએ મૃત્યુ તરફ હંકારવામાં આવી રહ્યો છે.

યાદ કરો એ સમય જ્યારે અલ્લાહ તમારી સાથે વાયદો કરી રહ્યો હતો કે બંને જૂથોમાંથી એક તમને મળી જશે. તમે ચાહતા હતા કે કમજોર જૂથ તમને મળે. પરંતુ અલ્લાહની ઇચ્છા એ હતી કે પોતાના ઇર્શાદો વડે સત્યને સત્ય કરી દેખાડે અને કાફિરોના મૂળ કાપી નાખે જેથી સત્ય સત્ય થઈને રહે અને જૂઠ જૂઠ થઈને રહી જાય ચાહે ગુનેગારોને આ ગમે તેટલું અપ્રિય હોય.''

**મદીનાથી મુસલમાનોની કૂચ**

યુદ્ધના સામાનની આ અછત છતાં ૧૨મી રમઝાન ૨ હિજરી સને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ અલ્લાહના ભરોસે આશરે ૩૦૦ મુસલમાનોને સાથે લઈને મદીનાથી નીકળી પડ્યા અને તેમણે સીધો દક્ષિણનો માર્ગ પકડ્યો. જે બાજુથી કુરૈશનું લશ્કર આવી રહ્યું હતું. ૧૬મી રમઝાને બદ્ર પાસે પહોંચ્યા. બદ્ર એક ગામનું નામ છે, જે મદીનાથી દક્ષિણ-પશ્ચિમ તરફ લગભગ ૮૦ માઈલના અંતરે આવેલું છે. અહીં પહોંચ્યા બાદ જાણ થઈ કે કુરૈશનું લશ્કર ખીણના બીજા છેડે આવી પહોંચ્યું છે. આથી આપ સ. અ. વ.ના આદેશ મુજબ અહીં જ પડાવ નાખી દેવામાં આવ્યો.

અહીં કુરૈશની સ્થિતિ સાંભળો. આ લોકો યુદ્ધનો જંગી સામાન લઈને નીકળ્યા

હતા. એક હજારથી વધારે સિપાહી હતા. અને આશરે ૧૦૦ સરદાર સામેલ હતા. સિપાહીઓ માટે પુરવઠાની ખૂબ જ સારી વ્યવસ્થા હતી. ઉત્બા બિન રબીયા ફોજનો સેનાપતિ હતો.

બદ્રની પાસે પહોંચીને કુરૈશના લશ્કરને પણ આ સમાચાર મળી ગયા કે તેમનો વેપારી કાફલો મુસલમાનોની પહોંચથી બહાર છે. તેથી કબીલા ઝોહરહ અને અદીના સરદારોએ કહ્યું કે "હવે લડવું જરૂરી નથી" પરંતુ અબૂ જહેલ ન માન્યો. ઝોહરહ અને અદી કબીલાના લોકો આ કારણે પાછા જતા રહ્યા અને બાકીની ફોજ આગળ વધી.

**યુદ્ધનું મેદાન**

યુદ્ધના મેદાનમાં જે ભાગ ઉપર કુરૈશનો કબજો હતો તે યુદ્ધ માટે શ્રેષ્ઠ હતો. જમીન કઠણ હતી. પરંતુ જ્યાં મુસલમાનોએ પડાવ નાખ્યો હતો તે જમીન રેતાળ હતી અને સિપાહીઓના પગ ખૂંપી જતા હતા. રાત્રે સિપાહીઓએ આરામ કર્યો. પરંતુ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ આખી રાત દુઆમાં વ્યસ્ત રહ્યા. અને ૧૭મી રમઝાને ફજની નમાઝ પછી આપે જેહાદ ઉપર પ્રવચન આપ્યું. અને યુદ્ધના સિદ્ધાંતો મુજબ ફોજને હારબંધ અને વ્યવસ્થિત કરી. રોઝા આ જ વર્ષે ફર્ઝ (અનિવાર્ય) થયા હતા અને આ કઠણ અજમાયશ હતી કે મુસલમાનોને પહેલા રમઝાનમાં જ પોતાનાથી ત્રણ ગણી મોટી ફોજના મુકાબલે યુદ્ધ માટે તૈયાર થવું પડ્યું. આ જ રાત્રે બે વાતો એવી બની ગઈ જે અલ્લાહતઆલાની ખાસ કૃપાને વ્યકત કરનારી હતી. એક તો આ કે મુસલમાનોને મીઠી નીંદર આવી ગઈ અને તેઓ સવારે એકદમ તાજા-માજા થઈને ઊઠ્યા. બીજું આ જ રાત્રે વરસાદ થયો. વરસાદને કારણે રેતાળ જમીન કઠણ થઈ ગઈ અને મુસલમાનો માટે મેદાન સારૂં થઈ ગયું. આનાથી ઊલટું આ જ વરસાદથી એ ભાગમાં કાદવ થઈ ગયો જ્યાં કુરૈશનું લશ્કર હતું અને તેમના પગ ખૂંપવા લાગ્યા. બીજું આ કે મુસલમાનો માટે તળાવોમાં પાણી પણ ભરાઈ ગયું જેનાથી તેમણે સ્નાન કર્યું અને વુઝૂ વિગેરે માટે રાહત થઈ ગઈ. મનમાંથી બીક અને ગભરાટ દૂર થઈ ગયો અને મુસલમાનો સંપૂર્ણ સ્વસ્થતા સાથે યુદ્ધ માટે તૈયાર થઈ ગયા.

જનરલો કોઈ યુદ્ધના વિજય પછી સામાન્ય રીતે કરતા હોય છે.

આ સમીક્ષાની ખૂબી એવી છે કે તેની ઉપર જરાક વિગતવાર દૃષ્ટિ નાખવી જરૂરી છે, તેનાથી ઇસ્લામી આંદોલનના સ્વભાવ અને મુસલમાનોના પ્રશિક્ષણના કાર્યક્રમો ઉપર પ્રકાશ પડે છે.

**જંગે બદ્રનો અહેવાલ અને મો'મિનોનું પ્રશિક્ષણ**

(૧) જેમ કે અગાઉ વર્ણન થઈ ગયું છે, ઇસ્લામ પહેલાં યુદ્ધ આરબો માટે બહુ મનપસંદ કૃત્ય હતું. યુદ્ધમાં જે માલ હાથ આવતો હતો (ગનીમત) તેમાં તેમને અનહદ રુચિ હતી. અને ક્યારેક એ જ માલનું આકર્ષણ તેમના યુદ્ધનું કારણ બની જતું હતું. પરંતુ ઇસ્લામની દૃષ્ટિમાં યુદ્ધનો હેતુ માલ અને દોલત કરતા અનેકગણો ઉચ્ચ અને મહાન હતો. અને આ હેતુને સંપૂર્ણ રીતે હૃદયમાં બેસાડી દેવું અત્યંત જરૂરી હતું. બદ્રનું યુદ્ધ એ પહેલું યુદ્ધ છે જેમાં મુસલમાનોએ પરીક્ષા આપવી પડી કે શું તેમના મનમાં ઇસ્લામી યુદ્ધના સિદ્ધાંતો અને નૈતિકતા સંપૂર્ણ રીતે દૃઢ થઈ ગયા છે અથવા અત્યાર સુધી બિન ઇસ્લામી યુદ્ધોના વિચારો મનમાં કોઈ ને કોઈ રીતે મોજૂદ છે.

બદ્રના યુદ્ધમાં જે લોકોના હાથમાં કાફિરોનો જે માલ આવ્યો, પોતાની જૂની રીત મુજબ તેને પોતાની જ મિલ્કત સમજી બેઠા અને જે લોકો કાફિરોનો પીછો કરવા અથવા આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સુરક્ષા કરવામાં વ્યસ્ત હતા તેમને કાંઈ ન મળ્યું. આ રીતે અંદરો-અંદર થોડીક અવ્યવસ્થા સર્જાઈ ગઈ. આ જ સમય હતો કે હવે ઇસ્લામી આંદોલનના ધ્વજવાહકોનું યોગ્ય પ્રશિક્ષણ કરવામાં આવે. આથી તેમને સૌ પ્રથમ સ્પષ્ટ રીતે જણાવી દેવામાં આવ્યું કે યુદ્ધનો માલ (ગનીમત) વાસ્તવમાં યુદ્ધનો બદલો નથી. તેને તો "અન્ફાલ" સમજો એટલે કે માલિક તરફથી એક ભેટ અને ઇનામ, જે અસલી મહેનત ઉપરાંત આપવામાં આવે છે. અલ્લાહના માર્ગમાં યુદ્ધ કરવાનો અસલી બદલો તો એ છે જે અલ્લાહતઆલા આખિરતમાં આપશે. અહીં જે કાંઈ મળી જાય છે તે કોઈનો અધિકાર નથી, બલ્કે અલ્લાહની એક વધારાની ભેટ છે એટલા માટે આ ભેટ વિશે અધિકારનો પ્રશ્ન જ ઉત્પન્ન થતો નથી. આ બધું તો અલ્લાહ અને તેના રસૂલનું છે. તે જે રીતે ઇચ્છે તેની વહેંચણી કરે. આથી આગળ જઈને તેની વહેંચણીના સિદ્ધાંતો પણ બનાવી દીધા. આ રીતે યુદ્ધના સંદર્ભમાં એક ખૂબ જ મોટી નૈતિક

સુધારણા કરી દેવામાં આવી. મુસલમાનોને હંમેશા માટે જણાવી દેવામાં આવ્યું કે તે સાંસારિક લાભ મેળવવા માટે ક્યારેય તલવાર નથી ઉઠાવતો, બલ્કે સંસારના નૈતિક બગાડને વ્યવસ્થિત કરવા માટે અને અલ્લાહના બંદાઓને અલ્લાહ સિવાયના ઉપાસ્યોની ગુલામીમાંથી આઝાદ કરવા માટે તે મજબૂરીમાં એ સમયે શકિતનો ઉપયોગ કરે છે જ્યારે તે જુએ છે કે વિરોધી શક્તિઓ તેના અવાજને દબાવી દેવા માટે શક્તિનો ઉપયોગ કરવા માટે તૈયાર થઈ જાય છે અને તેમણે દા'વત અને તબ્લીગ દ્વારા સુધારણાને અશક્ય બનાવી દીધા છે. એટલા માટે મુસલમાનોની નજર હંમેશાં એ સુધારણા ઉપર રહેવી જોઈએ જેના માટે તેણે બીડું ઝડપ્યું છે નહીં કે એ ભૌતિક લાભ ખાતર જે આ ઉદ્દેશ્ય માટે પ્રયત્ન કરવાથી પ્રાપ્ત થઈ જ જાય છે.

(૨) ઈસ્લામી વ્યવસ્થામાં અમીરની આજ્ઞાપાલનનું મહત્ત્વ એટલું જ સમજવું જોઈએ જેમ કોઈ શરીરમાં આત્મા. એટલા માટે જ સંપૂર્ણ અને જરાય આનાકાની વગર આજ્ઞાપાલન ઉપર મનને તૈયાર કરવા માટે વારંવાર ધ્યાન આપવામાં આવ્યું. આથી આ યુદ્ધના પ્રસંગે પણ યુદ્ધના માલના સંદર્ભમાં સૌ પ્રથમ સંપૂર્ણ આજ્ઞાપાલનની માગણી મૂકવામાં આવી અને કહી દેવામાં આવ્યું કે આ બધું તો ખુદા અને તેના રસૂલનું છે; આ વિશે તે જે કાંઈ પણ નિર્ણય કરે તેના ઉપર મનને રાજી રાખવું જોઈએ.

(૩) સામાન્ય આંદોલનનો સ્વભાવ આ હોય છે કે તે પોતાના અનુયાયીઓ અને કાર્યકર્તાઓના મન મજબૂત કરવા અને ઉત્સાહ વધારવા માટે તેમની શૌર્યગાથાઓનું વર્ણન કરે છે અને આ રીતે ખ્યાતિ અને લોકપ્રિયતા પ્રાપ્ત કરવાની ભાવનાને ઊભારીને લોકોને ત્યાગ અને બલિદાન માટે તૈયાર કરે છે; આથી મોટા યુદ્ધો અથવા મોટા કારનામાઓ પછી તે પોતાના જાંબાઝો અને કાર્યકરોને ઈલ્કાબો અને ઇનામોની વહેંચણી કરે છે અને અનેક રીતે તેમને ઉત્સાહી કરવાની એવી વ્યવસ્થા કરે છે કે એક તરફ તો એ પોતાના કાર્યોનો બદલો મેળવીને સંતોષ પામી શકે અને આગામી દિવસોમાં આનાથી પણ વધારે બહાદુરી દાખવી શકે અને બીજી તરફ બીજા લોકોના મનમાં તેમની જેમ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવાની મહેચ્છા જાગી શકે. ઈસ્લામી આંદોલનનો સ્વભાવ એકદમ તેનાથી વિપરીત છે. મુસલમાનોના ૩૧૩ સિપાહીઓએ એક હજારથી પણ વધારે લશ્કરને પરાજય આપ્યા છતાં અને પોતાની પાસે યુદ્ધ સામગ્રીની અછત હોવા છતાં પોતાનાથી

અનેક ગણા વધારે શક્તિશાળી લશ્કરનો ખાત્મો બોલાવી દીધો હતો. પરંતુ તેમને આ જ કહેવામાં આવ્યું કે તેઓ આ પ્રસંગને પોતાની બહાદુરી અથવા કાર્યકુશળતા કે કારનામો ન સમજે, આ માત્ર અલ્લાહનો ફેસલો હતો. માત્ર તેની રહેમત અને કૃપાનું આ પરિણામ હતું કે તેમણે તેમના શત્રુઓને મારી ભગાડ્યા. તેમણે ક્યારેય પોતાની શક્તિ સાધનો ઉપર ભરોસો ન કરવો જોઈએ. તેમની અસલ શક્તિ એ છે કે તેઓ અલ્લાહ ઉપર ભરોસો રાખે અને હંમેશાં તેની કૃપાના ભરોસે મેદાનમાં ઊતરે. બરાબર યુદ્ધના સમયે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે હાથમાં મુઠ્ઠી રેતી લઈને શાહતુલ વુજૂહુ (ચહેરાઓ બગડી જાય) ફરમાવ્યું અને તેને કાફિરો તરફ ફેંકી હતી. અને ત્યાર પછી જ મુસલમાન એક સાથે કાફિરો ઉપર તૂટી પડ્યા અને કાફિરોના પગ ઊખડી ગયા. આ એક એવો પ્રસંગ છે કે જેને બીજા લોકો પોતાનો ચમત્કાર ગણાવીને જેટલો પણ ગર્વ કરતા ઓછો હતો. અને જો તેઓ પોતે ન કરતા તો તેમના અનુયાયીઓ કોણ જાણે તેના આધારે કેવી રીતે વાતો ઘડી નાખતા. પરંતુ સ્વયં અલ્લાહતઆલાએ પવિત્ર કુર્આનમાં મુસલમાનોને આ જણાવીને કે "તમે તેમને કત્લ નથી કર્યા બલ્કે અલ્લાહે તેમને કત્લ કર્યા છે" અને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને આ ફરમાવી ને કે "તમે નથી ફેંક્યું બલ્કે અલ્લાહે ફેંક્યું" અને આ કે "આ બધું તો એટલા માટે હતું કે અલ્લાહ મો'મિનોને એક શ્રેષ્ઠ પરીક્ષામાંથી સફળતા સાથે પસાર કરી દે." (સૂરઃઅન્ફાલ - આયત-૧૭) મુસલમાનોને સારી રીતે બતાવી દેવામાં આવ્યું કે વાસ્તવમાં બધા જ કાર્યોની વ્યવસ્થા અલ્લાહના હાથમાં છે. જે કાંઈ થાય છે તેના આદેશ અને ઇરાદાથી થાય છે. મો'મિનોનું કાર્ય અલ્લાહ ઉપર ભરોસો કરવું અને દરેક સ્થિતિમાં ખુદા અને રસૂલનું સંપૂર્ણ આજ્ઞાપાલન કરવું છે તેમાં જ તેમની પરીક્ષા છે.

(૪) ઇસ્લામી આંદોલનમાં જેહાદ જ એ છેલ્લી પરીક્ષા છે જેમાં આંદોલનના દરેક ધ્વજવાહકની સંપૂર્ણ કસોટી થઈ જાય છે. જ્યારે કુફ્ર અને ઇસ્લામનો સંઘર્ષ એ સ્થિતિએ પહોંચી જાય કે મો'મિનને દા'વત અને તબ્લીગના કાર્યને યથાવત રાખવા માટે મજબૂર થઈને મેદાનમાં ઊતરવું જ પડે તો પછી મેદાનમાંથી પાછા ફરવું તેના માટે શક્ય નથી રહેતું. અલ્લાહના માર્ગમાં યુદ્ધ કરતા કરતાં મેદાનમાંથી ભાગી જવાનો અર્થ તેના સિવાય શું હોઈ શકે છે કે :

(અ) મો'મિનોને તેમના જીવ એ ઉદ્દેશથી વધારે પ્રિય છે જેના માટે આ યુદ્ધ થઈ રહ્યું હતું. અથવા

(બ) તેનું એ ઈમાન કમજોર છે કે વાસ્તવમાં મૃત્યુ અને જીવન અલ્લાહના હાથમાં છે અને જ્યાં સુધી તેનો આદેશ ન થાય મૃત્યુ આવી શકતું નથી અને જ્યારે તેનો આદેશ આવી જાય તો પછી મૃત્યુ ટળી શકતું નથી. અથવા

(ક) તેના મનમાં અત્યારે અલ્લાહની પ્રસન્નતા અને આખિરતની સફળતા સિવાય કોઈ અન્ય મહેચ્છાઓ પણ જન્મી રહી છે અને વાસ્તવમાં અત્યારે તેણે સ્વયંને ખુદાના દીનની સ્થાપના કરવા માટે સંપૂર્ણ સમર્પિત કર્યું નથી.

સ્પષ્ટ છે કે જે ઈમાન સાથે તેમનામાંથી કોઈ વાત સામેલ છે તેને કેવી રીતે સંપૂર્ણ ઈમાન કહી શકાય છે, એટલા માટે આ પ્રથમ મહત્ત્વના યુદ્ધ પ્રસંગે મુસલમાનોને સ્પષ્ટ જણાવી દેવામાં આવ્યું છે કે ત્રણ ગુનાહો એવા છે જે સાથે કોઈ નેકી ફાયદો નથી આપી શકતી; એક શિર્ક, બીજું માતા-પિતાના અધિકારો ઝૂંટવી લેવા. અને ત્રીજું અલ્લાહના માર્ગમાં લડાતા યુદ્ધોમાંથી મોઢું ફેરવીને ભાગવું.

(૫) અલ્લાહના માર્ગમાં આગે કદમ કરવામાં માણસ એ સમયે પણ ધીરો પડી જાય છે કે જ્યારે સાંસારિક સંબંધોથી એનો લગાવ એક ઉચિત મર્યાદાથી આગળ વધી જાય છે. માલ અને સંતાનો આ માર્ગમાં મોટા અવરોધ બની જાય છે. આથી આ પ્રસંગે પણ અલ્લાહતઆલાએ માલ અને સંતાનોની ખરી હૈસિયતથી મુસલમાનોને વાકેફ કરાવતાં ફરમાવ્યું કે "જાણી લો કે તમારા માલ અને તમારી સંતાનો હકીકતમાં તમારી અજમાયશનો સામાન છે અને અલ્લાહ પાસે બદલો આપવા માટે ઘણું બધું છે. (સૂરઃ અન્ફાલ, આયત-૨૮). માલ અને ઓલાદ આપીને અલ્લાહતઆલા મો'મિનોની પરીક્ષા કરે છે કે તે તેનો ખરો ઉપયોગ કરે છે કે નહિ અને આ કે ક્યાંક માલનો પ્રેમ દિલમાં એટલો તો નથી વધી જતો કે જ્યારે અલ્લાહના માર્ગમાં તેની બાજી લગાવવાનો સમય આવી જાય તો મન સંકુચિત થઈ જાય અથવા તેના ખાતર સત્યના પુરુષાર્થમાં થોડીક સુસ્તી આવી જાય. આ જ રીતે સંતાનો પણ માનવીની પરીક્ષાનું બીજું પેપર છે. એક તરફ તો મો'મિનોએ તેમના ઉચિત અધિકારો એ રીતે અદા કરવાના છે કે તે તેને અલ્લાહની બંદગી અને તેના આજ્ઞાપાલનના માર્ગમાં લગાડવાના સંપૂર્ણ પ્રયત્નો કરે અને બીજી તરફ આ જોવાનું છે કે ક્યાંક તેમનો એ પ્રાકૃતિક પ્રેમ જે અલ્લાહે દરેક મનુષ્યના હૃદયમાં મૂક્યો છે, વધીને એટલો પ્રભાવી તો નથી બની જતો કે અલ્લાહના માર્ગમાં ચાલવા માટે તેના પગલાઓને ભારે કરી નાખે. માલ અને સંતાનોના

સંદર્ભમાં આ જ દ્વિમુખી પરીક્ષા છે જેના માટે દરેક મો'મિને તૈયાર રહેવું જોઈએ.

(૧) ધીરજ, દરેક આંદોલનનો આત્મા છે અને ઈસ્લામી આંદોલન માટે તો આ ગુણ એટલો જ જરૂરી છે જેટલો શરીર માટે આત્મા જરૂરી છે. મક્કામાં મુસલમાનો જે સ્થિતિમાંથી પસાર થઈ રહ્યા હતા ત્યાં પણ આ ગુણને વધારે ને વધારે વિકસાવવા ઉપર જ ધ્યાન આપવામાં આવ્યું હતું. પરંતુ ત્યાં સ્થિતિ આ હતી કે અત્યાચારો સહન કરવા સિવાય મુસલમાનો પાસે કોઈ ઉપાય ન હતો. હવે આંદોલન બીજા તબક્કામાં પ્રવેશી રહ્યું હતું. હવે એ વાતની શંકા પણ હતી કે સ્વયં મુસલમાનોના હાથે કોઈ અત્યાચાર ન થઈ જાય, એટલા માટે આ બદલાયેલી પરિસ્થિતિમાં પણ એ ગુણને યથાવત રાખવા અને વધારવા માટે ધ્યાન આપવામાં આવ્યું. ફરમાવ્યું, "હે લોકો જેઓ ઈમાન લાવ્યા છો, જ્યારે તમારે કોઈ જૂથનો મુકાબલો કરવાનો હોય તો મક્કમ રહો અને અલ્લાહને પુષ્કળ પ્રમાણમાં યાદ કરો, આશા છે કે તમને વિજય પ્રાપ્ત થશે. અને અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરો અને પરસ્પર ઝઘડો નહી, નહીં તો તમારી અંદર કમજોરી આવી જશે અને તમારી હવા ઊખડી જશે. ધૈર્ય રાખો, બેશક અલ્લાહ ધૈર્યવાન લોકો સાથે છે. (સૂરઃ અન્ફાલઃ૪૫-૪૬)

ઉપરોક્ત આયતો મુજબ ધૈર્યના અર્થમાં પ્રસ્તુત બાબતો સામેલ છે કે :-

(૧) પોતાની ઈચ્છા અને આવેશોને કાબૂમાં રાખવામાં આવે.

(૨) ઉતાવળાપણું, ગભરાટ અને ભયથી બચવામાં આવે.

(૩) કોઈ લાલચ અથવા અયોગ્ય જુસ્સાને પાસે ન આવવા દેવામાં આવે. દરેક કાર્ય શાંત મન અને સમજી વિચારીને નિર્ણય કર્યા પછી કરવામાં આવે.

(૪) ભય અને મુશ્કેલીઓ સામે આવે તો પગ ડગમગી ન જાય.

(૫) ઉશ્કેરાટ અને ક્રોધાવેશનો ભોગ ન બનતા કોઈ ખોટું કાર્ય ન કરી નાખો.

(૬) મુસીબતોનું મુશ્કેલીઓ વધી જાય અને વણસતી જતી સ્થિતિ દેખાય તો વ્યાકૂળતા અને ગભરાટના કારણે બેબાકળા ન થઈ જતા.

(૭) ધ્યેય પ્રાપ્તિ માટે ઉત્સાહ એટલો વધી ન જાય કે ઉતાવળમાં કોઈ અયોગ્ય યોજના કે તરકીબ ઉપર અમલ કરી નાખવામાં આવે.

(૮) દુન્યવી લાભો અને લાલચ મનને એટલું ન લોભાવે કે તેના મુકાબલે અશક્તિ જાહેર કરીને એ લાભોની તરફ ખેંચાઈ જાય. હવે આ બદલાયેલી પરિસ્થિતિમાં મો'મિનોએ પોતાની ધીરજની પરીક્ષા કાંઈક બીજી રીતે પણ

આપવાની હતી.

(૯) ધ્યેય પ્રાપ્તિનો પ્રભાવ ક્યારેક ક્યારેક એટલો વધી જાય છે કે મનુષ્ય તેના મુકાબલે સત્ય અને ન્યાયનો પૂરેપૂરો આદર નથી કરતો અને સમજે છે કે ધ્યેયને ખાતર આવું કરવામાં કાંઈ વાંધો નથી. પરંતુ ઇસ્લામી આંદોલન જે માત્ર સત્યના આધારે ઊભું થાય છે પોતાના અનુયાયીઓને કોઈ પણ પ્રસંગે સત્ય અને ન્યાય ઉપરથી હટવા નથી દેતું. આથી કુફ્ર અને ઈસ્લામના આ મહત્ત્વના સંઘર્ષ પ્રસંગે બીજા નૈતિક અને પ્રશૈક્ષણિક માર્ગદર્શનની સાથે વિરોધીઓ સાથે કરવામાં આવેલ રાજકીય સંધીઓ બાબતે પણ મુસલમાનોને એવા નિર્દેશ આપવામાં આવ્યા જે સંપૂર્ણ સત્ય અને ન્યાય ઉપર આધારિત હોય. આ માર્ગદર્શનનો આત્મા આ છે કે મુસલમાનો કોઈ પણ સ્થિતિમાં વિજય અને પરાજય અને ભૌતિક લાભોને આધાર બનાવી કરારોની વિરુદ્ધ વર્તન ન કરે, અલ્લાહ ઉપર ભરોસો રાખે અને સંપૂર્ણ ઈમાનદારીથી કરારનું પાલન કરે; પછી ભલેને તેના કારણે તેમને સ્વયં પોતાના દીની ભાઈઓની મદદથી જ કેમ હાથ ખેંચી લેવા ન પડે.

આ છે આ સમીક્ષાની કેટલીક ખાસખાસ ખૂબીઓ, જે બદ્રના યુદ્ધ પછી પવિત્ર કુર્આનમાં આ નિર્ણયાત્મક યુદ્ધ વિશે કરવામાં આવી છે. તેનાથી અંદાજો આવી શકે છે કે ઇસ્લામી આંદોલન સંસારના બધા જ આંદોલનનો મુકાબલે કેટલું મહાન છે અને તે પોતાના અનુયાયીઓનું પ્રશિક્ષણ કેવી રીતે કરે છે.

## ગઝ્વએ ઉહદ

**કારણો**

બદ્રના યુદ્ધમાં જો કે મુસલમાનોને વિજય પ્રાપ્ત થયો હતો પરંતુ આ યુદ્ધ એવું હતું કે જાણે મુસલમાનોએ ભમરાઓના ઝૂંડમાં પત્થરો માર્યા હતા. બદ્રનું યુદ્ધ પ્રથમ યુદ્ધ હતું જેમાં મુસલમાનોએ કાફરોનો મક્કમતાપૂર્વક મુકાબલો કર્યો અને કાફિરોએ પરાજય વહોરીને પાછા જવું પડ્યું. આ પ્રસંગે સમગ્ર આરબને મુસલમાનો વિરુદ્ધ ચેતવી દીધા હતા અને જે લોકો આ નવા આંદોલનના શત્રુ હતા એ તો આ પ્રસંગ પછી ખૂબ જ વધારે ભડકી ઊઠ્યા હતા. પછી અહીં બદ્રના યુદ્ધમાં મક્કાના જે સરદારો માર્યા ગયા હતા તેમના ખૂનનો બદલો લેવા માટે હજારો મન વ્યાકૂળ થઈ ગયા હતા. આરબમાં કોઈ એક વ્યક્તિનું ખૂન હંમેશા આવતી પેઢીઓ સુધી યુદ્ધનું કારણ બનતું હતું અને અહીં તો એવા અનેક લોકો

માર્યા ગયા હતા જેમના લોહીનું મૂલ્ય હજારો યુદ્ધોથી પણ ચુકવી શકાય એમ ન હતું. દરેક બાજુ તોફાનના અણસાર દેખાતા હતા. યહૂદીઓના એ કબીલાઓ જેમનાથી આ અગાઉ કરારો થઈ ગયા હતા તેમણે પણ આ કરારનું કોઈ પાલન અને આદર કર્યો ન હતો. અને જ્યારે કે એ લોકોએ ખુદા, રિસાલત, આખિરત અને આકાશીય ગ્રંથો ઉપર ઈમાન ધરાવવાનો દાવો કરવાના આધારે મુસલમાનોથી વધારે સમીપ હોવું જોઈતું હતું. તેમની સહાનુભૂતિ એકદમ કુરૈશના મુશ્રિકો સાથે જોડાઈ ગઈ. અને તેમણે જાહેરમાં મુશ્રિકોને મુસલમાનો વિરુદ્ધ યુદ્ધ કરવા માટે ઉશ્કેરવા શરૂ કરી દીધાં. ખાસ કરીને બની નઝીરના એક સરદાર કઅબ બિન અશરફ તો આ બાબતે પરાકાષ્ઠાથી વધીને કમીનપણા અને આંધળી શત્રુતા ઉપર ઊતરી આવ્યો હતો. આથી આ અંદાજો થઈ ગયો હતો કે યહૂદી ન તો પાડોશી હોવાનો કોઈ આદર કરશે અને ન જ એ કરારનું કોઈ પાલન કરશે જે તેમણે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સાથે કર્યો હતો.

આ સ્થિતિમાં મદીનાની આ નજીવી વસ્તી ચારેય બાજુથી ખતરામાં ઘેરાઈ ગઈ હતી, ત્યાં સુધી કે આંતરિક રીતે પણ મુસલમાનોની સ્થિતિ સારી ન હતી. હવે યુદ્ધ પછી તો ખૂબ જ વધારે મુશ્કેલીઓનો સામનો કરવો પડી રહ્યો હતો.

મક્કાના મુશ્રિકોના મનમાં એક તો આમેય મુસલમાનો સાથે બદલો લેવાની આગ ભડકી રહી હતી. આથી તેમના અનેક મોટા-મોટા સરદારોએ બદલો લેવાના સોગંદ લીધા હતા. દરેક કબીલો જુસ્સા અને ક્રોધથી ભરેલો હતો કે આવી સ્થિતિમાં યહૂદીઓ તરફથી મક્કાના લોકોને યુદ્ધ માટે ઉશ્કેરવાના પ્રયત્નોએ આગમાં ઘી નાખવાનું કામ કર્યું અને અત્યારે બદ્રના યુદ્ધને માંડ વરસ વીત્યું હતું કે આ સમાચાર મદીનામાં પહોંચવા લાગ્યા કે મક્કાના મુશ્રિકો એક ખૂબ જ જંગી લશ્કર લઈને મદીના ઉપર હુમલો કરવા માટે એકદમ તૈયાર થઈ ચુક્યા છે.

### કુરૈશની આગેકૂચ

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે શવ્વાલ હિજરી ૩ના પહેલા સપ્તાહમાં બે સહાબીઓ રદિ.ને ખરા સમાચાર લાવવા માટે રવાના કર્યા. તેમણે આવીને ખબર આપી કે કુરૈશનું લશ્કર તો મદીનાની પાસે જ આવી ગયું છે અને મદીનાની એક ગોચર તેમના ઘોડાઓએ સાફ પણ કરી નાખી છે. હવે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે સહાબીઓ સાથે ચર્ચા વિચારણા કરી કે શું લશ્કરનો મુકાબલો

કરવામાં આવે ? થોડાક સહાબીઓનો મત હતો કે મુકાબલો મદીનામાં જ કરવામાં આવે પરંતુ થોડાક નવયુવાનો જે શહાદતનો શોખ ધરાવતા હતા અને જેમને બદ્રના યુદ્ધમાં લડવાની તક મળી ન હતી એ વાતનો આગ્રહ કરી રહ્યા હતા કે મુકાબલો બહાર મેદાનમાં નીકળીને કરવામાં આવે. અને તેમના આગ્રહને જોઈને નબીએ કરીમ સ. અ. વ.એ આ જ નિર્ણય કર્યો કે બહાર નીકળીને યુદ્ધ કરવામાં આવે.

### મુનાફિકોની ગદ્દારી

કુરૈશે મદીનાની પાસે પહોંચીને ઉહદના પર્વત ઉપર પોતાનો પડાવ નાખ્યો. આપ સ. અ. વ. તેના એક દિવસ પછી જુમ્આની નમાઝ પઢીને એક હજાર સહાબીઓ રદિ. સાથે શહેરમાંથી રવાના થયા, તેમાં અબ્દુલ્લાહ બિન ઉબૈ પણ હતો જે બાહ્ય રીતે જોતાં મુસલમાન તો બની ગયો હતો પરંતુ વાસ્તવમાં તે મુસલમાનોનો શત્રુ હતો અને અંતિમ સમય સુધી મુનાફિક જ રહ્યો. આ પણ મુસલમાનો સાથે સામેલ હતો. તેનું કહ્યું માનનારા અનેક મુનાફિકો પણ મુસલમાનો સાથે સામેલ હતા. થોડાક દૂર ગયા પછી અબ્દુલ્લાહ બિન ઉબૈ પોતા સાથે ત્રણસો લોકોને લઈને અલગ થઈ ગયો. અને હવે માત્ર ૭૦૦ સહાબી રદિ. બાકી રહ્યા. આવા નાજુક પ્રસંગે તેનું કાર્ય એક માનસિક વાર હતો પરંતુ જે મુસલમાનોના મન અલ્લાહ ઉપર ઈમાન, આખિરત ઉપર વિશ્વાસ, અને સત્યમાર્ગમાં શહીદ થવાની જે મહેચ્છાથી તરબોળ હતા તેમના ઉપર આ પ્રસંગની ખાસ કોઈ ગંભીર અસર ન વર્તાઈ અને હવે બાકીના મુસલમાનો જ અલ્લાહના ભરોસે આગળ વધ્યા.

### નવયુવાનોનો જુસ્સો

આ પ્રસંગે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે પોતાના સાથીઓનું અવલોકન કર્યું અને જેઓ સગીર હતા તેમને પાછા મોકલી દીધા. એ નવયુવાનોમાં રાફેઅ અને સમરહ નામના નવયુવાનો પણ હતા. નવયુવાનોને જ્યારે લશ્કરમાંથી અલગ તારવવામાં આવ્યા તો રાફેઅ પોતાના પંજાઓ ઉપર ઊભો થઈ ગયો જેથી લંબાઈમાં થોડો ઊંચો દેખાવા લાગે અને લશ્કરમાં લઈ લેવામાં આવે. તેમની આ તરકીબ સફળ થઈ. પરંતુ સમરહને યુદ્ધમાં ભાગ લેવાની પરવાનગી ન

મળી તો તેના ઉપર તેણે કહ્યું કે જ્યારે રાફેઅને લેવામાં આવ્યા છે તો મને પણ પરવાનગી મળવી જોઈએ. હું તો તેમને કુસ્તીમાં પછાડી દઉં છું. આથી તેમના દાવાની સાબિતી માટે બંનેમાં કુસ્તી કરાવવામાં આવી અને જ્યારે તેમણે રાફેઅને પછાડી દીધા તો તેમને પણ લશ્કરમાં લઈ લેવામાં આવ્યા. આ એક નાનો પ્રસંગ છે પરંતુ તેનાથી અંદાજો થાય છે કે મુસલમાનોમાં અલ્લાહના માર્ગમાં જેહાદ કરવાનો કેવો અનેરો જુસ્સો જોવા મળતો હતો.

### લશ્કરની ગોઠવણ

ઉહદનો પર્વત મદીનાથી આશરે ૪ માઈલના અંતરે છે. આપ સ. અ. વ. એ પોતાના લશ્કરને એ રીતે ગોઠવ્યું કે પર્વત પાછળની બાજુએ હતો અને કુરૈશનું લશ્કર સામે, પાછળની બાજુએ માત્ર એક પર્વતની ફાટ-રસ્તો એવો હતો જ્યાંથી પાછળની તરફથી હુમલો થવાનો ડર હતો. ત્યાં આપે અબ્દુલ્લાહ બિન ઝુબૈરને પચાસ તીર-કામઠાધારી આપીને નિયુક્ત કરી દીધા અને સૂચના આપી દીધી કે "કોઈને પણ આ ફાટના માર્ગેથી આવવા ન દેજો અને તમે અહિંથી કોઈ પણ હાલતમાં ના હટતાં. જો તમે જુઓ કે પક્ષીઓ અમારું માંસ ખાઈ રહ્યા છે ત્યારે પણ તમારી જગ્યા ન છોડતા."

### કુરૈશનું યુદ્ધ સરંજામ

કુરૈશ આ પ્રસંગે જંગી સરંજામ સાથે આવ્યા હતા, લગભગ ૩ હજારના સમૂહ અને યુદ્ધની મબલખ સાધન સામગ્રી સાથે હતી. આરબોમાં જે યુદ્ધમાં સ્ત્રીઓ ભાગ લેતી હતી તેમાં તેઓ જાનની બાજી લગાવીને બહાદુરીપૂર્વક લડતા હતા. તેમને એ વિચાર આવતો હતો કે જો યુદ્ધમાં પરાજય થયો તો સ્ત્રીઓને લજ્જિત થવું પડશે. આ યુદ્ધ પ્રસંગે અનેક સ્ત્રીઓ પણ લશ્કર સાથે હતી તેમાં કેટલીય સ્ત્રીઓ એવી હતી જેમના પુત્રો અને સંબંધીઓ બદ્રના યુદ્ધમાં માર્યા ગયા હતા. અને તેમણે પ્રતિજ્ઞાઓ લીધી હતી કે તેઓ તેમના હત્યારાઓનું લોહી પીને જ જંપશે.

### યુદ્ધનો પ્રારંભ

કુરૈશે તેમના લશ્કરને ખૂબ જ સરસ રીતે તાલીમ આપી હતી. જ્યારે યુદ્ધનો

પ્રારંભ થયો તો સૌ પ્રથમ કુરૈશની સ્ત્રીઓ દફ (એક પ્રકારનું વાજિંત્ર) વગાડી જુસ્સો અને પોરસ ચડાવનાર ગીતો ગાવા લાગી કે જેથી યોદ્ધાઓમાં બદ્રના મૃતકોનો શોક અને તેમના લોહીનો બદલો લેવાનો જુસ્સો ચડે; ત્યાર પછી લડાઈ શરૂ થઈ. શરૂઆતમાં મુસલમાનોનું પલ્લું ભારે રહ્યું અને કુરૈશની ફોજના અનેક લોકો માર્યા ગયા. એમના લશ્કરમાં અરાજકતા વ્યાપી ગઈ અને મુસલમાનો એમ સમજ્યા કે તેમણે યુદ્ધ જીતી લીધું. આથી તેમણે આ આરંભિક વિજયને અંતિમ વિજય સુધી પહોંચાડવાને બદલે યુદ્ધનો માલ (ગનીમત) લૂંટવો શરૂ કરી દીધો. અહીં જે લોકો પહાડી ફાટ તરફના માર્ગની સુરક્ષા માટે મૂકવામાં આવ્યા હતા તેમણે જ્યારે જોયું કે મુસલમાનો માલ લૂંટવામાં લાગેલા છે અને શત્રુઓના પગ ઊખડી ગયા છે તો તેઓ સમજ્યા કે લડાઈનો ખાત્મો થઈ ચૂક્યો છે અને તેઓ પણ યુદ્ધનો માલ લૂંટવા માટે તૂટી પડ્યા. તેમના સરદાર હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર રદિ.એ તેમને રોક્યા અને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો આદેશ યાદ દેવડાવ્યો. પરંતુ થોડાક માણસો સિવાય કોઈ ન રોકાયું.

**કુરૈશનો પાછળથી હુમલો**

ખાલિદ બિન વલીદે કે જેઓ એ સમયે કાફિરોના લશ્કરની એક ટુકડીનું નેતૃત્વ કરી રહ્યા હતા, આ તકનો લાભ ઉઠાવ્યો અને પર્વત ફરીને પાછળથી મુસલમાનો ઉપર હુમલો કરી દીધો. હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર અને તેમના થોડાક સાથીઓ જેઓ એ માર્ગની સુરક્ષા માટે બાકી બચ્યા હતા તેમણે મુકાબલો કર્યો. પરંતુ તેઓ કાફિરોના આ પ્રવાહને રોકી ન શક્યા અને શહીદ થઈ ગયા. શત્રુઓ એકાએક પાછળથી મુસલમાનો ઉપર તૂટી પડ્યા. અહીં જે લોકો ભાગી રહ્યા હતા તેમણે બદલાયેલી સ્થિતિ જોતા તેઓ પણ પાછા ફર્યા અને હવે બન્ને તરફથી મુસલમાનો ઉપર હુમલો થઈ ગયો. આ દશ્યે મુસલમાનોને એવા વિસ્મયમાં નાખી દીધા કે એકદમ લડાઈનું પાસું બદલાઈ ગયું. અને મુસલમાનો વેર-વિખેર થઈને આમતેમ ભાગવા લાગ્યા. હદ તો એ થઈ ગઈ કે ગભરાટની સ્થિતિમાં સ્વયં મુસલમાનોના હાથે મુસલમાનો શહીદ થઈ ગયા અને આ જ ભયના ઓથારમાં આ ખોટી અફવા ફેલાઈ ગઈ કે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ શહીદ થઈ ગયા. આ અફવાથી સહાબાઓ રદિ.માં શેષ બચેલી શક્તિ પણ ક્ષીણ થઈ ગઈ. અને અનેક લોકો હિંમત હારી ગયા.

### અલ્લાહની મદદ અને વિજય

આ સમયે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ દસ-બાર સહાબીઓના સુરક્ષા કવચમાં હતા. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ ઘાયલ પણ થઈ ગયા હતા. સહાબાઓ આપને લઈને એક પર્વતની તરફ આવી ગયા અને ખરા સમયે મુસલમાનોને જાણ થઈ ગઈ કે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સકુશળ મોજૂદ છે. આથી તેઓ ફરી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની આસપાસ ભેગા થઈ ગયા. પરંતુ આ સમયે કોણ જાણે શું થયું કે કાફિરોનાં મોઢા લડાઈથી ફરી ગયા અને તેઓ પોતાના વિજયને સંપૂર્ણ કર્યા વગર મેદાન છોડીને પાછા જતા રહ્યા.

જ્યારે કાફિરો દૂર નીકળી ગયા તો તેમને ભાન આવ્યું અને તેમણે અંદરોઅંદર કહ્યું કે આ અમે કેવી ભૂલ કરી કે મુસલમાનોની શક્તિનો એકદમ ખાત્મો કરી નાખવાની જે તક હાથમાં આવી હતી તેને આ રીતે જતી કરી અને આમ જ પાછા ફરી ગયા. આથી તેમણે એક જગ્યાએ રોકાઈને ચર્ચા-વિચારણા કરી કે હવે મદીના ઉપર ફરીવાર હુમલો કરવો જોઈએ. પરંતુ ફરી હિંમત ન થઈ અને મક્કા પાછા જતાં રહ્યા. અહીં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો પણ આ વિચાર હતો કે ક્યાંક શત્રુ ફરી હુમલો ન કરે. આથી આપે પણ મુસલમાનોને ભેગા કરી ફરમાવ્યું કે કાફિરોનો પીછો કરવો જોઈએ. આ ખૂબ જ નાજુક સમય હતો. પરંતુ જે લોકો સાચા મો'મિન હતા તેઓ અલ્લાહના ભરોસે ફરી જાન ન્યૌછાવર કરવા માટે તૈયાર થઈ ગયા અને નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ હમરા અલ અસદ સ્થળ સુધી શત્રુઓની પાછળ ગયા. આ સ્થળ મદીનાથી આશરે ૮ માઈલના અંતરે છે. પરંતુ જ્યારે જાણ થઈ કે કુરૈશ મક્કા પાછા ચાલ્યા ગયા છે તો આપ પણ મદીના પાછા આવી ગયા.

ઉહદની લડાઈમાં સિત્તેર સહાબીઓ શહીદ થયા, તેમાં મોટા ભાગના અન્સાર હતા. મદીનાનું દરેક ઘર શોકમગ્ન હતું. આ પ્રસંગે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે મુસલમાનોને શીખ આપી કે માતમ અને શોક કરી આક્રંદ કરવું મુસલમાનોને છાજતું નથી.

### પ્રારંભિક પરાજયના કારણો અને મુસલમાનોનું પ્રશિક્ષણ

ઉહદની લડાઈમાં આરંભમાં મુસલમાનોનો પરાજય થયો. તેમાં જો કે મુનાફિકોની ચાલ અને કાવતરાએ મોટો ભાગ ભજવ્યો હતો. પરંતુ સાથે-સાથે

મુસલમાનોની પોતાની નબળાઈઓ ઓછી ન હતી. ઈસ્લામી આંદોલન જે જાતનો સ્વભાવ અને પોતાના કાર્યકરોનું જેવું પ્રશિક્ષણ કરવા ઈચ્છે છે તેના માટે અત્યારે સંપૂર્ણ તક મળી ન હતી. અલ્લાહના માર્ગમાં જાનની બાજી લગાવી દેવાનો આ બીજો જ પ્રસંગ હતો અને આ પ્રસંગે કોઈ ને કોઈ નબળાઈ છતી થઈ. દા.ત. માલની લાલચમાં પોતાની ફરજ છોડી દેવી, પોતાના સરદારના આદેશનું ઉલ્લંઘન કરવું વગેરે. એટલા માટે આ યુદ્ધ પછી અલ્લાહતઆલાએ યુદ્ધની પરિસ્થિતિ ઉપર એવી આલોચના કરી જેમાં ઈસ્લામી દૃષ્ટિકોણથી મુસલમાનોની અંદર જે ખામીઓ બાકી રહી ગઈ હતી તેમાંથી એક એકને છતી કરી અને તેને સંબંધિત જરૂરી માર્ગદર્શન કર્યું. આ માર્ગદર્શન સૂરઃ આલે ઈમરાનના અંતિમ ભાગમાં મળે છે. તેમાંથી થોડાકનું વર્ણન અહીં કરવામાં આવે છે કે જેથી એકવાર ફરી એ અંદાજો થઈ શકે કે ઈસ્લામી આંદોલનમાં યુદ્ધનું શું સ્થાન છે. અને ઈસ્લામી દૃષ્ટિકોણથી યુદ્ધના પ્રસંગો અને પરિસ્થિતિ ઉપર કેવી રીતે પ્રકાશ નાખવામાં આવે છે.

**વિશ્વાસ**

મુસલમાનો જ્યારે મુકાબલો કરવા માટે નીકળ્યા તો તેમની સંખ્યા આશરે એક હજાર હતી, જ્યારે શત્રુઓની સંખ્યા ત્રણ હજાર હતી. આનાથી વિશેષ થોડેક દૂર જઈને ત્રણસો મુનાફિકો એકદમ અલગ થઈ ગયા અને હવે મુસલમાનો ૭૦૦ જ રહી ગયા. યુદ્ધની સામગ્રી પણ અપૂરતી હતી અને હવે એક તૃતીયાંશ લશ્કર પણ ઓછું થઈ ગયું. આ જ નાજુક ક્ષણે કેટલાક લોકોના હૃદય ભગ્ન થવા લાગ્યા. આ સમયે માત્ર અલ્લાહ ઉપર ઈમાન અને તેની મદદનો ભરોસો જ હતો જે મુસલમાનોને શત્રુઓનો મુકાબલો કરવા માટે લઈ ગયા. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે મુસલમાનોને આ પ્રસંગે જે સાંત્વના આપી હતી તેનું વર્ણન અલ્લાહતઆલાએ આ રીતે ફરમાવ્યું છે : "યાદ કરો જ્યારે તમારા પૈકી બે જૂથો કાયરતા દાખવવા ઉપર આવી ગયા હતા, જો કે અલ્લાહ તેમની મદદમાં મોજૂદ હતો અને મો'મિનોએ અલ્લાહ જ ઉપર ભરોસો રાખવો જોઈએ, કેમકે આ અગાઉ બદ્રના યુદ્ધમાં અલ્લાહ તમારી મદદ કરી ચૂક્યો હતો, જો કે એ વખતે તમે ખૂબ કમજોર હતા. આથી તમારે અલ્લાહના અપકારી થવાથી બચવું જોઈએ, આશા છે કે હવે તમે આભારી બનશો.

હે નબી ! યાદ કરો જ્યારે તમે મો'મિનોને કહી રહ્યા હતા, "શું તમારા માટે આ વાત પૂરતી નથી કે અલ્લાહ ત્રણ હજાર ફરિશ્તાઓ ઉતારીને તમારી મદદ કરે?" - બેશક, જો તમે ધૈર્ય રાખો અને ખુદાનો ડર રાખીને કામ કરો તો જે ઘડીએ શત્રુઓ તમારી ઉપર હુમલો લઈ આવશે. એ જ ઘડીએ તમારો રબ (ત્રણ હજાર નહીં) પાંચ હજાર નિશાનીવાળા ફરિશ્તાઓ વડે તમારી મદદ કરશે. આ વાત તમને અલ્લાહે એટલા માટે બતાવી દીધી છે કે તમે ખુશ થઈ જાવ અને તમારા દિલ સંતુષ્ટ થઈ જાય. વિજય અને મદદ જે કંઈ છે અલ્લાહ તરફથી છે જે અત્યંત શક્તિશાળી અને ડહાપણવાળો છે." *(સૂરઃ આલે ઈમરાન : ૧૨૨-૧૨૬)*

મુસલમાનોને છેવટે સમજાવી દેવામાં આવ્યા કે વાસ્તવમાં ભૌતિક શક્તિ ઉપર ભરોસો કરવાનું કામ મુસલમાનોનું નથી. તેમની શક્તિનો મૂળ સ્ત્રોત અલ્લાહ ઉપર ઈમાન અને તેની મદદ ઉપર ભરોસો છે.

**ધનનો મોહ**

ઉહદમાં પરાજયનું મોટું કારણ આ હતું કે મુસલમાનો બરાબર યુદ્ધના સમયે માલના મોહમાં જકડાઈ ગયા હતા અને શત્રુઓને સંપૂર્ણ રીતે મારી ભગાડ્યા પહેલાં માલની તરફ ધ્યાન કેન્દ્રીત કર્યું. ત્યાં સુધી કે જે લોકોની પર્વતો વચ્ચેના ભાગની સુરક્ષાની જવાબદારી હતી તેમનાથી પણ આ બાબતમાં ભૂલ થઈ ગઈ અને આ રીતે યુદ્ધનું પાસું બદલાઈ ગયું. આથી અલ્લાહતઆલાએ મુસલમાનોના મનમાંથી માલનો મોહ કાઢવા માટે આ પ્રસંગે માલનો મોહ ઉત્પન્ન કરવાના એક સૌથી મોટા કારણને પણ સમાપ્ત કરી દીધું, એટલે આ જ સમયે વ્યાજને હરામ ઠેરવ્યું. વ્યાજનો કારોબાર કરનારાઓના મન માલના મોહમાં એવા ગ્રસ્ત થઈ જાય છે કે તે એમને કોઈ મહાન કાર્ય કરવા લાયક નથી રાખતો. આનાથી જ એક વર્ગમાં લાલચ, કંજૂસી, સ્વાર્થીપણું અને માલનો મોહ ઉત્પન્ન થઈ જાય છે અને બીજા વર્ગમાં નફરત, ગુસ્સો, દ્વેષ પેદા થઈ જાય છે.

**સફળતાની બાંહેધરી**

જો હિંમત વધારવા માટે પ્રેરકબળ મોજૂદ ન હોય તો નિષ્ફળતા પછી હિંમતમાં ઓટ આવી જ જાય છે. ઉહદમાં મુસલમાનોનો પરાજય થયો હતો. બની શકતું હતું કે કેટલાક લોકોના મન સંકોચાવા લાગતા તો આ પ્રસંગે મુસલમાનોને બાંહેધરી

આપવામાં આવી કે તમારે હિંમત ન હારવી જોઈએ અને ન જ શોક મનાવવો જોઈએ. વિજય તમારો જ થશે. શરત માત્ર એ કે તમે મો'મિન હોવ. તમે ઈમાન ઉપર જામી જાવ અને તેના તકાદાઓ પૂરા કરતા રહો. તમારું આટલું જ કાર્ય છે; ત્યાર પછી તમને વિજય અપાવવો અને શોક અને ચિંતાથી મુક્તિ આપવાનું કાર્ય અલ્લાહનું છે. બાકી રહી આ હંગામી તકલીફો અને પરાજય તો તમારા વિરોધી સમૂહોને પણ આવી જ મુસીબતો આવતી રહે છે. જ્યારે તેઓ અસત્ય ઉપર હોવા છતાં હિંમત નથી હારતા તો તમે સત્ય ઉપર હોવા છતાં કેમ ચિંતા કરો છો ? તમે તો જન્નતમાં આમ જ દાખલ થઈ જશો. જો કે અલ્લાહે અત્યાર સુધી તમારી કસોટી કરી નથી કે તમારામાંથી કોણ આ માર્ગમાં જાન ન્યોછાવર કરવાવાળા છે અને કોણ તેના ખાતર કઠણ પરિસ્થિતિમાં પણ ધીરજ રાખનારા છે.

"નાસીપાસ ન થાવ, તમે જ વર્ચસ્વ પ્રાપ્ત કરશો જો તમે મો'મિન હોવ, અત્યારે જો તમને ઘા લાગ્યો છે તો આ અગાઉ આવો જ ઘા તમારા વિરોધી પક્ષને પણ લાગી ચૂક્યો છે. આ તો જમાનાની ચડતી પડતી છે જેમને અમે લોકોની વચ્ચે ફેરવ્યા કરીએ છીએ. તમારી ઉપર આ સમય એટલા માટે લાવવામાં આવ્યો કે અલ્લાહ જોવા માગતો હતો કે તમારા પૈકી સાચા મો'મિન કોણ છે, અને એ લોકોને વીણી કાઢવા માગતો હતો જેઓ હકીકતમાં (સત્યના) સાક્ષી હોય - કેમકે અત્યાચારી લોકો અલ્લાહને પસંદ નથી." (સૂરઃ આલે ઈમરાન : ૧૩૯-૧૪૦)

### ઇસ્લામી આંદોલનનું મૂળ પ્રેરક

આમ તો દરેક આંદોલનમાં કોઈ ને કોઈ કેન્દ્રીત વિભુતિ એ આંદોલનનો આત્મા હોય છે. પરંતુ સૈદ્ધાંતિક આંદોલનના વિકાસ અને પ્રગતિનો આધાર ક્યારેય પણ કોઈ વ્યક્તિ વિશેષ ઉપર નથી હોતો. પરંતુ એ સિદ્ધાંતોની પરિપક્વતા અને સત્ય ઉપર હોય છે જેને તે આંદોલન લઈને ઊઠે છે. ઈસ્લામી આંદોલન માટે અંબિયાએ કિરામ અલૈહિમુસ્સલામનું વ્યક્તિત્વ જેટલું મહત્ત્વનું હોય છે તેનો અંદાજ લગાવવો કોઈ મુશ્કેલ નથી. પરંતુ જો કે આ આંદોલન એક સૈદ્ધાંતિક આંદોલન છે અને તેની ઉન્નતિ અને પ્રગતિનો આધાર માત્ર એ સિદ્ધાંતોની શક્તિ ઉપર નિર્ભર હોય છે જે ઈસ્લામ પ્રસ્તુત કરે છે. એટલા માટે મુસલમાનોને આ વાત જણાવવી પણ જરૂરી હતી કે ક્યાંક તેમના વિચારોના કોઈ ખૂણામાં આ વાત

ઠસી ન જાય કે જ્યાં સુધી નબીનું પવિત્ર અસ્તિત્વ તેમની વચ્ચે મોજૂદ છે ત્યાં સુધી જ તેઓ અલ્લાહના દીનના ધ્વજવાહક બનશે. પરંતુ જો ક્યારેક તેઓ આ પવિત્ર હસ્તી (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)ના પ્રત્યક્ષ માર્ગદર્શનથી વંચિત થઈ જાય તો તેઓ આ માર્ગ ત્યજીને કોઈ બીજો માર્ગ અપનાવી લેશે. આથી ઉહદના મેદાનમાં જ્યારે આ ખોટી અફવા ફેલાઈ ગઈ કે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ શહીદ થઈ ગયા તો કેટલાક મુસલમાનોના હૃદય ભાંગી પડ્યા અને તેમણે વિચાર્યું કે જ્યારે હુઝૂરનો જ સંગાથ છૂટી ગયો તો હવે લડીને શું કરીશું. આ વિચારની સુધારણા માટે આ પ્રસંગે તેમને આ સમજાવવામાં આવ્યું કે જુઓ "મુહમ્મદ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) માત્ર એક રસૂલ છે તે સિવાય કંઈ નથી, એમની અગાઉ બીજા રસૂલો પણ થઈ ગયા છે, પછી શું જો તેઓ મૃત્યુ પામે અથવા કતલ કરી નાખવામાં આવે તો તમે લોકો ઊલ્ટા પગે પાછા ફરશો ? યાદ રાખો, જે પાછા ફરશે તે અલ્લાહનું કંઈ બગાડશે નહીં, અલબત્ત જે અલ્લાહના આભારી બંદા બનીને રહેશે તેમને તે તેનો બદલો આપશે." (સૂરઃ આલે ઈમરાન-૧૪૪)

તમે જે દીનને સમજી વિચારીને ગ્રહણ કર્યો છે તેના ઉપર મક્કમ રહેવા અને તેની સ્થાપના કરવા માટે એ જરૂરી નથી કે અલ્લાહના નબી હંમેશાં તમારી સાથે મોજૂદ રહે. પરંતુ આ તો તમારી પોતાની સફળતા અને મુક્તિનો સોદો છે. તેના ઉપર મક્કમ રહેશો તો તમે પોતે કાંઈ મેળવશો અને આ દીનની ખરી શક્તિ તે સત્ય છે જેને આ પ્રસ્તુત કરી રહ્યો છે. તેની સફળતા અને વિજયનો આધાર ન તો તમારી શક્તિ ઉપર છે અને ન જ કોઈ ખાસ વ્યક્તિ ઉપર.

### નબળાઈનું મૂળ કારણ

માનવીની બધી જ નિર્બળતાઓનું મૂળ મૃત્યુનો ભય છે. આ પ્રસંગે તેમને યાદ દેવડાવવામાં આવ્યું કે મૃત્યુના ડરથી ભાગવું એકદમ નિરર્થક છે. કોઈ જીવધારી ત્યાં સુધી મરી નથી શકતું જ્યાં સુધી તેના મૃત્યુનો સમય આવી ન જાય. અલ્લાહના એ નિશ્ચિત કરેલા સમય પહેલાં ન કોઈ મરે છે અને ન જ તેના પછી એક પળ માટે પણ જીવી શકે છે. આથી તમારે મૃત્યુથી બચવાની ચિંતા કરવાની જરૂર નથી. ચિંતા એ વાતની કરવી જોઈએ કે જીવનની જે મહેતલ મળી છે તે શામાં ખર્ચાઈ રહી છે. સંસાર પ્રાપ્તિમાં અથવા આખિરતને પ્રાપ્ત કરવામાં ? એટલા માટે જે વ્યક્તિ દુન્યવી વસ્તુઓ કમાવવા માટે પોતાની મહેનત લગાવે છે તે પછી તેને જે

કાંઈ મળે છે આ જ સંસારમાં મળી જાય છે પરંતુ જે આખિરતના પુણ્ય માટે કામ કરે છે તો પછી તેને અલ્લાહતઆલા આખિરતનું પુણ્ય આપશે. જે લોકોને અલ્લાહના દીનને કબૂલ કરવાની, તેના ઉપર મક્કમ રહેવાની અને તેની સ્થાપના કરવા માટે પુરુષાર્થ કરવાની ને'મત પ્રાપ્ત થઈ ચૂકી છે તેમણે આ સૌથી મૂલ્યવાન ને'મતની કદર કરવી જોઈએ અને તેના ખાતર પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દેવું જોઈએ તેનું પરિણામ સારું જ આવશે. આખિરતની હંમેશની સફળતા તેમના ભાગે આવશે અને અલ્લાહની આ ને'મતનો આભાર વ્યક્ત કરનારાઓને અલ્લાહતઆલા પોતાની શ્રેષ્ઠ ને'મતોથી નવાજશે અને તેઓ પોતાના માલિક દ્વારા શ્રેષ્ઠ બદલો મેળવશે.

## ઉહદના પરાજય પછી

એક બે કબીલા સિવાય આરબના લગભગ બધા જ કબીલાઓ આ નવા આંદોલનની વિરુદ્ધ હતા. તેમના ઉપજાવી કાઢેલા ધર્મ અને રીતિ-રિવાજો આ આંદોલનના એકદમ વિરોધાભાસી હતા. તેનો તકાદો હતો કે માનવ નૈતિક રીતે ઉચ્ચ બને અને એ વાતોને ત્યજી દે જે આરબમાં સામાન્ય રીતે ફેલાયેલી હતી. જેમ કે દારૂ, જુગાર, વ્યભિચાર અને લૂંટમાર વગેરે. બદ્રના યુદ્ધ અગાઉ અનેક કબીલાઓ એ વિચારી રહ્યા હતા કે કેવી રીતે આ નવા આંદોલનને ખત્મ કરવામાં આવે. પરંતુ બદ્રમાં કુરૈશના પરાજય પછી તેમની હિંમત પણ પડી ભાંગી હતી. અને તેઓ એક પ્રકારની મથામણમાં હતા કે હવે કેવું વલણ અખત્યાર કરવામાં આવે. પરંતુ ઉહદની લડાઈ પછી પરિસ્થિતિ બદલાઈ ગઈ અને આરબના અનેક કબીલાઓ ઈસ્લામની વિરુદ્ધ ઊભા થઈ ગયા. થોડાક કબીલાઓના કિસ્સા નીચે મુજબ છે.

**કબીલાઓનું વચનભંગ**

(૧) મુહર્રમ ૪ હિજરીમાં કતન વિસ્તારમાં એક જોફીદ કબીલાએ મદીના ઉપર હુમલો કરવાનો ઈરાદો કર્યો. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે હઝરત અબૂ સલમાને એક નાના સમૂહ સાથે તેમનો મુકાબલો કરવા માટે રવાના કર્યા અને હુમલો કરનારાઓ નાસી ગયા.

(૨) ત્યારબાદ આ જ મહિનામાં ઉરના પર્વતોના એક કબીલા લહિયાને મદીના ઉપર ચઢાઈનો ઈરાદો કર્યો. હઝરત અબ્દુલ્લાહ બિન અનસ, તેમના મુકાબલા માટે મોકલવામાં આવ્યા અને તેમનો સરદાર સુફિયાન કતલ થઈ ગયો અને હુમલો કરનારાઓ પાછા ફર્યા.

(૩) સફર ૪ હિજરીમાં કલાબ કબીલાનો સરદાર અબૂ બરાઅ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં હાજર થયો અને કહ્યું કે થોડાક લોકો મારી સાથે મોકલી દેવામાં આવે. મારી કોમના લોકો ઈસ્લામની દા'વત સાંભળવા ઈચ્છે છે. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે સિત્તેર સહાબીઓ તેમ સાથે કરી દીધા. એમનામાંથી મોટા ભાગના અસ્હાબે સુફ્ફાવાળાઓ[1]માંથી હતા. આ લોકોને કબીલાના સરદાર આમિર બિન તુફૈલે ઘેરીને કતલ કરાવી નાખ્યા. આ પ્રસંગથી આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને ખૂબ જ લાગી આવ્યું. આખો મહિનો ફજની નમાઝમાં આપે એ અત્યાચારીઓ માટે બદ્દુઆ કરી. એ સિત્તેર સહાબાઓમાંથી માત્ર એક સહાબી હઝરત અમરૌ બિન ઉમૈયાને આમિરે એમ કહીને છોડી દીધાં હતાં કે મારી માએ એક ગુલામને આઝાદ કરવાની બાધા રાખી હતી. જા, હું તને એ બાધાને લીધે આઝાદ કરું છું. જ્યારે હઝરત અમરૌ બિન ઉમૈયા પરત આવી રહ્યા હતા તો માર્ગમાં તેમને આમિરના કબીલાના બે માણસો મળ્યા. આપે તેમને કતલ કરી દીધા અને સમજ્યા કે અમે આમિર કબીલાના લોકોના અન્યાયનો થોડોક બદલો તો લઈ લીધો. જ્યારે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને આ પ્રસંગની જાણ થઈ તો આપે ખૂબ જ નારાજગી દર્શાવી. કારણ કે આપ એ કબીલાના લોકોને સુરક્ષાનું વચન આપી ચૂક્યા હતા અને આ વાત એ કરારની વિરુદ્ધ હતી. આથી આપે એ બંનેનો ખૂં-બહા (ખૂનનો બદલો-વળતર) ચૂકવી આપવાનો એલાન કરી દીધો.

આ જ રીતે અન્ય બે કબીલાઓએ પણ આવી જ હરકતો કરી હતી. આપે તેમના કહેવાથી દસ સહાબાઓને દીનના પ્રશિક્ષણ માટે તેમ સાથે મોકલી આપ્યા. પરંતુ એ અત્યાચારીઓએ કરારનું ઉલ્લંઘન કર્યું. તેમાંથી સાત સહાબીઓ કાફિરો

---

[1] સુફ્ફા અરબી ભાષામાં ચબૂતરાને કહે છે મસ્જિદે નબવીના આંગણમાં એક ચબૂતરો બનેલો હતો જેના પર એવા લોકો રહેતા હતા જેઓ ઘરબારવાળા ન હતા. તેમની દિનચર્યા આ હતી કે થોડાંક લાકડા વિ. કાપી લાવતા અને તેનાથી જ ગુજરાન ચલાવતા. કેટલાક બીજા સહાબા રદિ. પણ તેમની મદદ કરતા હતા. એ લોકોનું ખાસ કામ દીનનું શીખવું અને ઈબાદત કરવી હતી.

સાથે લડીને શહીદ થઈ ગયા અને ત્રણને બંદીવાન બનાવવામાં આવ્યા. તેમાં હઝરત ખલીલ રદિ. અને હઝરત ઝૈદ રદિ. પણ હતા. દુશ્મનોએ તેમને મક્કામાં જઈને વેચી નાખ્યા. હઝરત ખલીલ રદિ.એ ઉહદની લડાઈમાં હારિસ બિન આમિર નામની એક વ્યક્તિની કતલ કરી હતી. હારિસના પુત્રોએ હઝરત ખલીલને તેમની પાસેથી ખરીદી લીધા કે તેઓ તેમને પોતાના પિતાના બદલામાં કતલ કરશે. આથી થોડાક દિવસો પછી તેમણે આપને કતલ કરી નાખ્યા. એ જ રીતે હઝરત ઝૈદને પણ કતલ કરવા માટે સફવાન બિન ઉમય્યાએ ખરીદી લીધા અને ખરીદીને શહીદ કરી નાખ્યા.

આ જ રીતે એક તરફ આરબોના કબીલાઓ સાથે નાની-મોટી અથડામણો થતી રહેતી હતી. જેમાં અત્યાચાર વિરોધીઓ તરફથી જ થતા હતા અને મુસલમાનો તેમના અત્યાચાર સહન કરી રહ્યા હતા. સાથે સાથે આ સમયગાળામાં યહૂદીઓ સાથે પણ એવા મામલા થયા જે મુસલમાનો માટે ખૂબ જ મુશ્કેલીનું કારણ બન્યા.

### યહૂદી આલિમો અને અનુયાયીઓનો વિરોધ

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે જો કે મદીનામાં આવ્યા પછી યહૂદીઓના કબીલાઓ સાથે અનેક જાતના કરારો કરી લીધા હતા અને તેમને એ વાતે સંતુષ્ટ કરી દીધા હતા કે તેમના જાન અને માલ અમારા તરફથી સંપૂર્ણ સુરક્ષિત રહેશે અને તેમને દરેક જાતની ધાર્મિક સ્વતંત્રતા પ્રાપ્ત રહેશે. પરંતુ યહૂદી આલિમો અને તેમના અનુયાયીઓ ખાસ કરીને ઈસ્લામી આંદોલનની પ્રગતિથી વ્યાકુળ થઈ જતા હતા અને આ અકારણ ન હતું. થોડાક કારણો નીચે મુજબ છે:

(૧) અત્યાર સુધી ધર્મના આધારે યહૂદીઓને એક ઉચ્ચ સ્થાન પ્રાપ્ત હતું અને બધા લોકો તેમને તેમની ધર્મપરાયણતાને કારણે ખૂબ જ માન અને ઈજ્જત આપતા હતા. પરંતુ હવે ઈસ્લામી આંદોલનના ફેલાવાથી તેમની ખોટી ધાર્મિકતા અને વ્યવસાયિક ધાર્મિકતાની પોલ ખુલવા લાગી હતી. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના પ્રવચનો સાંભળીને લોકોને ખબર પડી જતી હતી કે વાસ્તવમાં સાચી ધાર્મિકતા કોને કહેવાય છે. અને ખરેખર ઈશ્વરને પૂજવાનો અર્થ શું છે ? આ રીતે એ આલિમો અને તેમના અનુયાયીઓનો "વેપાર" મંદ પડતો જતો હતો.

(૨) પવિત્ર કુર્આનમાં યહૂદીઓ અને ખાસ કરીને તેમના વિદ્વાનો અને ધાર્મિક

લોકોના ચારિત્ર્ય અને વ્યવહાર વિશે સ્પષ્ટ ટિપ્પણીઓ કરવામાં આવી રહી હતી. દા.ત. "આ લોકો જૂઠ સાંભળવાવાળા અને હરામનો માલ ખાનારા છે." (સૂરઃ માઈદહ-૪૨)

"તમે જુઓ છો કે તેમના પૈકી પુષ્કળ લોકો ગુનાહ અને અત્યાચારના કામોમાં દોડધામ કરતા ફરે છે." (સૂરઃ માઈદહ-૬૨)

''તેઓ વ્યાજ લે છે જેની તેમને મનાઈ કરવામાં આવી હતી, અને લોકોના માલ અનુચિત રીતે ખાય છે." (સૂરઃ નિસા-૧૬૧)

આ જ રીતે અનેક ટીકાઓ સૂરઃ બકરહ, સૂરઃ માઈદહ અને સૂરઃ આલે ઈમરાન વિગેરેમાં મોજૂદ છે. આ બધું સાંભળીને થોડાક નેક લોકો સિવાય તેમના મોટાભાગના લોકો ક્રોધમાં લાલચોળ થઈ જતાં હતા અને ઈસ્લામી આંદોલનનો આંધળો વિરોધ કરતા હતા.

(૩) ઈસ્લામનો વધતો પ્રભાવ જોઈને તેમને એ ભય સ્પષ્ટ દેખાતો હતો કે એક દિવસે તો તેમને તેની આગળ માથું નમાવવું જ પડશે.

આથી આ જ કારણોને લીધે યહૂદીઓ ઈસ્લામી આંદોલનના કટ્ટર દુશ્મન બની ગયા હતા.

### ગઝ્વએ બની કૈનુકાઅ

સૌ પ્રથમ બદ્રના વિજય પછી યહૂદીઓના કાન ઊંચા થયા અને તેમને એ ભય સ્પષ્ટ દેખાવા લાગ્યો કે હવે ઈસ્લામ એક શક્તિનું સ્વરૂપ ધારણ કરતો જઈ રહ્યો છે. આથી બદ્રના યુદ્ધ પછી તરત જ શવ્વાલ ૨ હિજરીમાં યહૂદીઓના બની કૈનુકાઅ કબીલાએ મુસલમાનોની વિરુદ્ધ યુદ્ધની જાહેરાત કરી દીધી અને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સાથે જે કરાર કર્યા હતા તેને તોડી નાખ્યા. આ યુદ્ધનું કારણ એ બન્યું કે એક યહૂદીએ એક મુસ્લિમ સ્ત્રીનું અપમાન કે અનાદર કર્યું. તેના પતિએ ક્રોધમાં આવીને એક યહૂદીને મારી નાખ્યો. તેથી યહૂદીઓએ એ મુસલમાનને કતલ કરી નાખ્યો. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે મામલો થાળે પાડવાનો પ્રયત્ન કર્યો. પરંતુ યહૂદીઓએ કહ્યું અમે કુરૈશના લોકો નથી કે જેઓ બદ્રમાં મોં ફેરવીને ભાગી ગયા. અમારાથી યુદ્ધ થશે તો બતાવી દઈશું કે યુદ્ધ કોને કહેવાય છે. આ રીતે જ્યારે યહૂદીઓ તરફથી કરારની ચિંતા કર્યા વગર યુદ્ધની જાહેરાત થઈ તો આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે યુદ્ધની તૈયારી શરૂ

કરી. યહૂદીઓએ સ્વયંને પોતાના કિલ્લામાં સુરક્ષિત કરી લીધા. પંદર દિવસના યુદ્ધ પછી આ નિર્ણય કરવામાં આવ્યો કે યહૂદીઓને દેશ-નિકાલ કરવામાં આવે. આથી ૭૦૦ યહૂદીઓને દેશ-નિકાલ આપવામાં આવ્યો.

**કઅબ બિન અશરફની કતલ**

યહૂદીઓમાં કઅબ બિન અશરફ પ્રખ્યાત શાયર હતો. તેણે બદ્રના યુદ્ધ પછી એવી શાયરીઓ લખી જેનાથી મુસલમાનો વિરુદ્ધ મક્કામાં દાવાનળ ફાટી નીકળ્યો. એ સમયે શાયરોનો ખૂબ જ પ્રભાવ હતો. તેણે બદ્રના યુદ્ધમાં કતલ થઈ જનારા કુરૈશના એવા દુઃખદ કે દર્દનાક મર્સિયા (શોક કાવ્ય) લખ્યા અને પછી તેણે જઈને મક્કાના લોકોને સંભળાવ્યા કે જે સાંભળતું માથું કૂટવા લાગતું અને રડવા માંડતું. પછી મદીનામાં આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની નિંદામાં કાવ્ય-પંક્તિઓ કહી અને લોકોને અનેક રીતે આપની વિરુદ્ધ ઉશ્કેર્યા. એક વખત તો એક દા'વતના બહાને બોલાવીને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને કતલ કરવાની પણ યોજના બનાવી હતી. આ પરિસ્થિતિને દૃષ્ટિમાં રાખીને આપે સહાબાઓ સાથે ચર્ચા વિચારણા કરી કે શું કરવું જોઈએ. આથી આપની ઇચ્છાથી હઝરત મુહમ્મદ બિન મુસ્લિમાએ કઅબ બિન અશરફને રબીઉલ અવ્વલ હિ.સ. ૩માં કતલ કરી દીધો.

**બનૂ નઝીરનું નિષ્કાસન**

બનૂ નઝીરના યહૂદીઓએ અનેક બાબતે કરારનું ઉલ્લંઘન કર્યું અને અનેક વખત એવા ભેદી કાવતરાઓ કર્યા જેનો ઉદ્દેશ્ય આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને કતલ કરવાનો હતો. આ ઉદ્દેશ્ય માટે તેમને મક્કાના કુરૈશોએ પણ ઉશ્કેર્યા હતા. જ્યારે તેમની હરકતો કે કુચેષ્ટાઓ હદ વટાવી ગઈ તો આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે તેમના કિલ્લાને ઘેરો ઘાલ્યો. આ ઘેરો પંદર દિવસ સુધી રહ્યો અને મજબૂર થઈને બનૂ નઝીર એ શરત માની ગયા કે તેઓ પોતાનો જેટલો માલ-સામાન ઊંટો ઉપર લાદીને લઈ જઈ શકાય તે લઈ જાય અને પોતાના ઘરોને છોડીને નિકળી જાય. આ કરારને લીધે તેમના કેટલાય સરદારો ખૈબર જતાં રહ્યા આ લોકો પોતાની સાથે ઘણો માલ-સમાન લઈ ગયા. માત્ર એ જ સામાન છોડી ગયા જેને તેઓ સાથે લઈ જઈ શકતા ન હતા.

હવે મુસલમાનોના બંને શત્રુઓ એટલે આરબના મુશ્રિકો ખાસ કરીને મક્કાના કુરૈશ અને યહૂદીઓ મળીને મુસલમાનોનો ખાત્મો કરી નાખવાની યોજનાઓ વિચારવા લાગ્યા અને બધા જ કબીલાઓએ મળીને મદીના ઉપર હુમલો કરવાની તૈયારીઓ શરૂ કરી દીધી. શરૂઆતમાં તો જ્યારે પણ હુઝૂર સ.અ.વ.ને આ જાણ થઈ કે કબીલાઓ મદીના ઉપર હુમલો કરવાની તૈયારીઓ કરી રહ્યા છે તો આપ મુસલમાનોના સમૂહ કે જૂથને લઈને તેમનો મુકાબલો કરવા માટે નીકળ્યા. પરંતુ દુશ્મનોએ મુકાબલો ન કર્યો અને નાસી ગયા. એક વખત મુહર્રમ હિજરીસન પમાં આપ ઝાતુર્રિકાઅ સુધી પહોંચી ગયા અને બીજી વખત રબીઉલ અવ્વલ હિજરી સન ૫ માં દૂમતુલ જન્દલ સુધી.

## ગઝ્વએ અહઝાબ[૧] (ખંદકની લડાઈ)

બનુ નઝીર મદીનાથી નીકળીને ખૈબર પહોંચ્યા. અહીં તેમણે ઈસ્લામની વિરુદ્ધ એક મોટું કાવતરું રચવાનું શરૂ કર્યું. આસપાસના કબીલાઓને મુસલમાનોની વિરુદ્ધ ઉશ્કેર્યા. મક્કામાં જઈને કુરૈશને લડાઈ માટે તૈયાર કર્યા અને કહ્યું કે બધા મળીને હુમલો કરીને આ નવા આંદોલનને કચડી નાખવામાં આવે. કુરૈશ તો આ વાત માટે અગાઉથી જ તૈયાર હતા. આથી યહૂદીઓના અનેક કબીલાઓ અને મક્કાના કુરૈશોએ મળીને એક ખૂબ જ જંગી લશ્કર તૈયાર કર્યું જેની સંખ્યાનો અંદાજ દસ હજાર કરવામાં આવે છે.

જ્યારે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને જાણ થઈ કે આટલા મોટા પાયે મદીના ઉપર હુમલો કરવાની તૈયારી થઈ રહી છે તો આપે સહાબાઓ સાથે વિચાર-વિર્મશ કર્યો. હઝરત સલમાન ફારસી રદિ.એ કહ્યું કે ખુલ્લા મેદાનમાં આટલી મોટી સંખ્યા સામે મુકાબલો કરવો યોગ્ય નથી. આપણું લશ્કર કોઈ સુરક્ષિત સ્થાને રહે, તેની ફરતે ખાઈ ખોદવામાં આવે કે જેથી દુશ્મનો સીધો હુમલો ન કરી શકે. આ વિચાર સૌને ગમી ગયો અને ખાઈ ખોદવાની તૈયારીઓ થવા લાગી.

[૧] આ ગઝ્વાનું નામ ગઝ્વએ ખંદક પણ છે, કારણ કે તેમાં ખંદક ખોદીને પોતાનો બચાવ કરવામાં આવ્યો હતો. અહઝાબ અરબી ભાષામાં સૈન્યોને કહેવામાં આવે છે. કેમકે કાફિરોના સૈન્યો એક સાથે ઊમટી આવ્યા હતા. આથી એ ગઝ્વાને ગઝ્વએ અહઝાબ પણ કહેવામાં આવે છે.

### ખાઈની તૈયારીઓ

મદીના ત્રણ તરફથી મકાનો અને ખજૂરોના બગીચાઓથી ઘેરાયેલો હતો, માત્ર એક દિશા ખુલ્લી હતી. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે ત્રણ હજાર સહાબાઓને સાથે લઈને એ જ દિશામાં ખાઈ ખોદવાનો આદેશ આપ્યો. આ કાર્ય ૮ ઝિલ્કઅદ હિ.સ. ૫ના રોજ શરૂ થયું. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે સ્વયં ખાઈ ખોદવાની શરૂઆત કરી અને દસ-દસ વાર જમીન દસ-દસ માણસોમાં વહેંચી આપી. ખાઈ પાંચ વાર ઊંડી ખોદવાની હતી. વીસ દિવસની અંદર ત્રણ હજાર મુસલમાનોએ આ ખાઈ તૈયાર કરી નાખી. ખાઈ ખોદતાં સમયે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સ્વયં બધા લોકો સાથે કામમાં વ્યસ્ત રહ્યા. એક સ્થળે અકસ્માતે એક પથ્થર આવી ગયો. તે કેમેય કરીને તૂટતો ન હતો. રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પધાર્યા અને એક કોદાળી એવી મારી કે પથ્થરના ભુક્કા બોલાઈ ગયા. આ પ્રસંગ નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના મો'જિઝાઓમાંથી એક મો'જિઝો છે.

### કાફિરોનો હુમલો

કાફિરોના લશ્કરે ત્રણ વિભાગોમાં વહેંચાઈને મદીના ઉપર ત્રણ બાજુથી હુમલો કર્યો. આ હુમલો ખૂબ જ તીવ્ર હતો. તેનું ચિત્રણ પવિત્ર કુર્આનમાં આ શબ્દો દ્વારા કરવામાં આવ્યું છે : "જ્યારે દુશ્મન ઉપરથી અને નીચેથી તમારી ઉપર ચઢાઈ કરીને આવ્યા, જ્યારે ડરના માર્યા આંખો સ્તબ્ધ થઈ ગઈ, કાળજા મોઢે આવી ગયા, અને તમે અલ્લાહ વિષે જાતજાતની કલ્પનાઓ કરવા લાગ્યા, તે વખતે ઈમાન લાવનારાઓને સખત રીતે અજમાવવામાં આવ્યા અને જોરથી હચમચાવી નાખવામાં આવ્યા." (સૂરઃ અહઝાબ :૧૦-૧૧)

આ સમય ખૂબ જ કઠણ પરીક્ષાનો હતો. એક તરફ ખૂબ જ ઠંડીની ઋતુ, ખાવા-પીવાના સામાનની અછત, સતત અનેક દિવસોના ફાકા, ન રાતે ઊંઘ, ન દિવસે આરામ, દરેક સમયે જીવનો જોખમ, માલ-મિલ્કત અને સંતાનો બધું જ દુશ્મનોના લક્ષ્યમાં. સામા પક્ષે જંગી લશ્કરનો ખડકલો, આ બધી બાબતો એવી હતી કે આવી સ્થિતિમાં તે જ લોકો મક્કમ રહી શકતા હતા જેમના ઈમાન સાચા અને મજબૂત હતા. કમજોર ઈમાનવાળા અને મુનાફિકો (દંભી) આ પરિસ્થિતિનો સામનો કરી શકે એવા ન હતા. આથી મુસલમાનોની ફોજમાં જે મુનાફિકો ઘૂસી

ગયા હતા તેઓ આ પ્રસંગે સ્પષ્ટ રીતે જાહેર થઈ ગયા. એ લોકોએ કહેવું શરૂ કરી દીધું કે "અમારાથી વાયદાઓ કર્યા હતા તે બધા જ પોકળ સાબિત થયા હતા." (સૂરઃ અહ્ઝાબ-૧૨) આ લોકોએ પોતાના જીવ બચાવવા માટે બહાના શોધવાનું શરૂ કરી દીધું. અને કહેવા લાગ્યા કે "હે યસરબ (મદીના) વાસીઓ, પાછા ચાલો. આજે તમારૂં કોઈ ઠેકાણું નથી." આ લોકોએ નબીએ કરીમ સ.અ.વ. સમક્ષ આવીને કહેવાનું શરૂ કર્યું કે અમને તો પરવાનગી આપી દેવામાં આવે કે જેથી અમે પોતાના ઘરે જ રહીને તેની રક્ષા કરીએ. અમારા ઘરો સંપૂર્ણપણે અસુરક્ષિત છે." (સૂરઃ અહઝાબ-૧૪)

પરંતુ જે લોકોના હૃદયોમાં ઈમાન હતું અને જેઓ પોતાના ઈમાનના દાવામાં સાચા હતા, તેમની સ્થિતિ આ પ્રસંગે તદ્દન જુદી જ હતી. તેમણે જ્યારે કાફિરોના આ લશ્કરને જોયું તો બોલી ઊઠ્યા "આ જ તો (એ સંજોગો) છે જેનો વાયદો અમારાથી અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે કર્યો હતો." અને આ સંજોગોને જોઈને તેમની અંદર ઈમાનની ભાવના તાજી થઈ ગઈ અને ઓર વધારે ફરમાંબરદારી અને આજ્ઞાપાલન માટે તૈયાર થઈ ગયા. આ સખ્ત સંજોગો પણ તેમનામાં રજમાત્ર પણ પરિવર્તન લાવી ન શક્યા."(સૂરઃ અહઝાબઃ૨૨-૨૩)

દુશ્મન આશરે એક મહિના સુધી ઘેરો ઘાલીને પડ્યા રહ્યા. આ ઘેરો એટલો સખત હતો કે મુસલમાનોને ત્રણ-ત્રણ દિવસ સુધી ખાવાનું મળતું ન હતું. ઘેરો ખૂબ જ તીવ્ર અને ખતરનાક થઈ ગયો હતો. ઘેરો નાખનારા "ખન્દક" (ખાઈ)ને પાર કરી શકતા ન હતા. એટલા માટે સામી બાજુએ જ રોકાયાં હતા. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે પોતાની ફોજને ખાઈના અનેક ભાગો ઉપર લગાવી દીધી હતી. કાફિરો બહારથી પથ્થરો અને તીર વરસાવતાં હતા અને આ બાજુથી પણ જવાબ આપવામાં આવતો હતો. આ દરમ્યાન એકલ-દોકલ હુમલાઓ પણ થઈ જતા હતા. ક્યારેક ક્યારેક કાફિરોનું દબાણ એટલું વધી જતું હતું કે તેમને ખાઈની પેલી બાજુ રોકી રાખવા માટે સંપૂર્ણ શક્તિથી મક્કમતાપૂર્વક મુકાબલો કરવો પડતો હતો; ત્યાં સુધી કે એક-બે વખત એવું પણ બન્યું કે નમાઝ પણ કઝા થઈ ગઈ.

### અલ્લાહની મદદ

યુદ્ધ જેટલું લંબાતું જતું હતું હુમલો કરનારાઓની હિંમત એટલી જ ઘટતી જતી હતી. દસ હજાર માણસોના ખાવા-પીવાની વ્યવસ્થા કરવી કોઈ સરળ કાર્ય ન હતું. ઉપરાંત ખૂબ જ ઠંડી ઋતુ. આ દરમ્યાન એક વખત એવો તોફાની પવન ફુંકાયો કે કાફિરોના તંબુઓ ઊખડી ગયા. સમગ્ર લશ્કર વેર-વિખેર થઈ ગયું. પવન શું હતો જાણે ખુદાનો પ્રકોપ હતો અને ખરેખર આ તોફાન અલ્લાહતઆલાએ મુસલમાનો માટે રહેમત (કૃપા) અને કાફિરો માટે પ્રકોપ બનાવીને જ મોકલ્યો હતો. આ પ્રસંગને અલ્લાહતઆલાએ પોતાના ઉપકાર તરીકે કુર્આનમાં વર્ણવ્યો છે :

"હે લોકો જેઓ ઈમાન લાવ્યા છો, યાદ કરો અલ્લાહના ઉપકારને જે (હમણા જ) તેણે તમારી ઉપર કર્યો છે. જ્યારે લશ્કરો તમારી ઉપર ચઢી આવ્યા તો અમે તેમની ઉપર એક સખત આંધી મોકલી દીધી અને એવા લશ્કર રવાના કર્યા જે તમને દેખાતા ન હતા." (સૂરઃ અહઝાબ-૯)

આથી કાફિરો આ પરિસ્થિતિનો સામનો ન કરી શક્યા. તેમની શક્તિ સમાપ્ત થઈ ગઈ. યહૂદીઓ પહેલા નાસી છૂટ્યા. અને જ્યારે કુરૈશ એકલાં રહી ગયા તો તેમને પાછા ફરવા સિવાય કોઈ માર્ગ ન દેખાયો. અને આ રીતે માત્ર અલ્લાહની કૃપા અને તેની ગેબી મદદથી મદીના ઉપર જે વાદળો છવાયેલા હતા તે આપોઆપ હટી ગયા. આ ગઝવા (યુદ્ધ)નું વર્ણન પવિત્ર કુર્આનમાં જે પ્રકારે કરવામાં આવ્યું છે અને તેમાં મુસલમાનોના પ્રશિક્ષણ અને તઝકીર-સ્મરણના જે પાસાઓ ઊભારવામાં આવ્યા છે તેમાંથી થોડાક આ મુજબ છે.

### અલ્લાહની કૃપા ઉપર ભરોસો

મો'મિનનું ઈમાન છે કે ખરી શક્તિ અલ્લાહની પાસે છે. જે કાંઈ થાય છે તેની યોજના અને તેના આદેશથી થાય છે. તેઓ પોતાની કોઈ સફળતાને પોતાની યોજના અથવા પોતાની શક્તિનું પરિણામ નથી સમજતા, બલ્કે તેને અલ્લાહની કૃપા સમજે છે, જેમ કે વાસ્તવમાં તે છે. અહઝાબના યુદ્ધમાં દસ-બાર હજારનું લશ્કર ત્રણ હજાર મુસલમાનોનું કાંઈ જ ન બગાડી શક્યું અને તેને હેરાન થઈને પાછા જવું પડ્યું. આ પ્રસંગે એવો હતો કે બની શકે છે કે થોડાક મુસલમાનો એમ વિચાર કરવા લાગતા કે આ તેમની પોતાની યોજનાઓનું પરિણામ હતું. (એટલે

ખાંઈ ખોદવી વિ.) એટલા માટે આ યોજના ઉપર ગર્વ કરવાનો સારો પ્રસંગ હતો પરંતુ અલ્લાહતઆલાએ યોગ્ય સમયે આ કમજોરીથી બચાવવા માટે ફરમાવ્યું કે "હે લોકો જેઓ ઈમાન લાવ્યા છો, યાદ કરો અલ્લાહના એ ઉપકારને જે (હમણા જ) તેણે તમારી ઉપર કર્યો છે. જ્યારે લશ્કરો તમારી ઉપર ચઢી આવ્યા તો અમે તેની ઉપર એક આંધી મોકલી દીધી અને એવા લશ્કર રવાના કર્યા જે તમને દેખાતા ન હતા." (સૂરઃ અહઝાબ-૯)

ઈસ્લામી આંદોલનના ધ્વજવાહકો માટે આ જ વૈચારિક પ્રશિક્ષણની જરૂર છે કે તેમનો ભરોસો માત્ર અલ્લાહની કૃપા ઉપર હોય, અને માત્ર ખુદાને તમામ કાર્યો બનાવનાર સમજતાં તેઓ દીનની સ્થાપનાના પ્રયત્નોમાં સતત આગળ ધપતા રહે,ભલે સામેની તાકાત અને શક્તિ ગમે તેવી કેમ ન હોય.

**ઈમાનના દાવાની કસોટી**

મુસીબતોના સમયે માનવીના ઈમાનની કસોટી થઈ જાય છે. તેને સ્વયં પણ ખ્યાલ આવી જાય છે કે તે કેટલા પાણીમાં છે અને બીજા લોકો પણ અંદાજો કરી લે છે કે આ માર્ગમાં કોણ કેટલી હદે મક્કમ રહી શકે છે. જ્યાં સુધી સ્થિતિ સામાન્ય હોય છે અનેક લોકો વિષે અંદાજો જ નથી થઈ શકતો કે વાસ્તવમાં ઉદ્દેશ્યથી પ્રેમ અને જિંદગીની બાજી લગાવી દેવાનો નિર્ણય ક્યા તબક્કે છે. ક્યારેક માણસ પોતે પણ પોતાના વિષે ખોટા ભ્રમમાં રાચતો હોય છે. પરંતુ જ્યારે કોઈ કઠણ સમય આવે છે તો ખરૂં અને ખોટું સ્પષ્ટ દેખાઈ આવે છે. અહઝાબની લડાઈએ આ જ કાર્ય કર્યું. મદીનામાં મુસલમાનો સાથે સારી એવી સંખ્યામાં મુનાફિકો અને ખોટા ઈમાનવાળા લોકો સામેલ હતા. અને જરૂર હતી કે સામાન્ય મુસલમાન તેમની ખરી સ્થિતિથી વાકેફ થઈ જાય. આથી આ કઠણ સમયે તેમની પોલ ખૂલી ગઈ. સતત ખાઈ ખોદવાનું કામ, ખાવું-પીવું તથા આરામ ભૂલી જઈને રાત-દિવસ એક કરી નાખવા, આટલા મોટા જંગી લશ્કર સામે હથેળીમાં જીવ મૂકીને તૈયાર થઈ જવું, અને પછી વીસ-બાવીસ દિવસ સુધી સતત ભય અને આશંકાની સ્થિતિમાં દિવસનો આરામ અને રાતની ઊંઘ હરામ કરી નાખવી કોઈ સરળ કાર્ય ન હતું. જેમના હૃદયમાં સાચું ઈમાન ન હતું તેઓ આ કઠણ પરિસ્થિતિને સહન કરી શકતા ન હતા. અને તેમનામાંથી અનેક તો બોલી ઊઠ્યા કે રસૂલે તો અમને વિજય અને સફળતાનો વાયદો કર્યો હતો પરંતુ હવે તો પાસું પલટાતું દેખાઈ રહ્યું

છે. અમે જાણી ગયા કે "અલ્લાહ અને તેના રસૂલે જે વાયદા અમારી સાથે કર્યા હતા તે છેતરપિંડી સિવાય કંઈ ન હતા." (સૂરઃ અહઝાબ-૧૨)

અને કેટલાકે બહાના શરૂ કરી દીધા અને પોતાના ઘરથી સુરક્ષાનું બહાનું કાઢીને મેદાનમાંથી ખસી ગયા પરંતુ તેનાથી વિપરીત જે અલ્લાહના બંદાઓના દિલોમાં સાચું ઈમાન મોજૂદ હતું તેમણે પરિસ્થિતિનો જુદો જ અસર લીધો. તેમણે જ્યારે લશ્કરને આવતું જોયું તો કહેવા લાગ્યા "આ તે જ વસ્તુ છે જેનો અલ્લાહ અને તેના રસૂલે અમારી સાથે વાયદો કર્યો હતો, અલ્લાહ અને તેના રસૂલની વાત તદ્દન સાચી હતી." આ કિસ્સાએ તેમના ઈમાન અને સમર્પણની ભાવનાને ઓર વધારી દીધા.(સૂરઃ અહઝાબ : આયત-૨૨)

**નિર્બળતાનો મૂળ**

જાન તેમજ માલના નુકસાનનો ભય માનવીની સૌથી મોટી નિર્બળતા બલ્કે બધી જ નિર્બળતાઓનું મૂળ છે. ઈસ્લામ અલ્લાહની શક્તિ અને તેના ગુણો ઉપર જે રીતે ઈમાન લાવવાનો તકાદો કરે છે તેમાં મૂળભૂત રીતે આ અકીદો સામેલ છે કે મૃત્યુ  અને જીવન માત્ર અલ્લાહના અંકુશમાં છે. નફો અને નુકસાન બધું જ અલ્લાહના હાથમાં છે. કોઈ બીજું એવું નથી જે મૃત્યુને ટાળી શકે અથવા કોઈ નફાને નુકસાનમાં અથવા નુકસાનને નફામાં બદલી શકે. આ જ અકીદો (આસ્થા) અને આ જ ઈમાન મુસલમાનોની શક્તિનો આધાર છે. આ આધાર જેટલો નબળો હશે તેટલી જ નબળાઈ મુસલમાનોના કાર્યમાં સ્પષ્ટ જોવા મળશે. આથી આ નબળાઈને દૂર કરવા માટે સ્પષ્ટ રીતે જણાવી દેવામાં આવ્યું કે,

"હે નબી, આમને કહો કે જો તમે મૃત્યુ અથવા માર્યા જવાથી ભાગો તો આ ભાગવાનું તમારા માટે જરા પણ ફાયદાકારક નહીં થાય. આ પછી જિંદગીની મોજ માણવાનો થોડો જ સમય તમને મળી શકશે. આમને કહો કોણ છે જે તમને અલ્લાહથી બચાવી શકતો હોય જો તે તમને નુકસાન પહોંચાડવા માગે ? અને કોણ તેની કૃપાને રોકી શકે છે જો તે તમારી ઉપર મહેરબાની કરવા ચાહે ? અલ્લાહની સામે તો આ લોકો કોઈ હિમાયતી અને મદદગાર મેળવી શકતા નથી." (સૂરઃઅહઝાબ-૧૭)

જો આ અકીદો કોઈના હૃદયમાં છે તો પછી ડગ પાછા માંડવાનો શો અર્થ ? માનવીએ દરેક નાજુક ક્ષણે પોતાના વિષે ભ્રમમાં રાચતો હોય છે અને સાચો

અંદાજો એ સમયે થાય છે કે જ્યારે કોઈ પરીક્ષાનો સમય આવે છે.

### રસૂલનું અનુકરણીય ઉદાહરણ

આ યુદ્ધના અહેવાલ દરમ્યાન મુસલમાનોનું માર્ગદર્શન કરવામાં આવ્યું છે કે તમારા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું જીવન એક અનુકરણીય આદર્શ નમૂનો છે. પરંતુ તેનાથી ફાયદો એ જ લોકો ઉઠાવી શકે છે જેમને અલ્લાહની મુલાકાત અને આખિરતમાં મળનારા પુરસ્કારની આશા હોય અને જેઓ અલ્લાહતઆલાને ખૂબ જ વધારે યાદ કરતા રહેતા હોય. આ પ્રસંગે ઈસ્લામના અનુયાયીઓની હિંમત વધારવા, ખૂબ જ કઠણ પરિસ્થિતિમાં તેમના મનને મજબૂત બનાવવા અને સંપૂર્ણ હિંમત અને દઢતા સાથે અલ્લાહની કૃપા ઉપર ભરોસો રાખવા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની દઢતા, સંકલ્પ, અલ્લાહ પર ભરોસો અને ધૈર્યનો જે નમૂનો સામે આવ્યો તે કયામત સુધી એ બધા જ ખુદાના બંદાઓ માટે અનુકરણીય નમૂનો છે જેઓ અલ્લાહના દીનની પ્રસ્થાપના માટે અનુકરણીય નમૂનો છે જેઓ અલ્લાહના દીનની પ્રસ્થાપના માટે તૈયાર હોય. અને આ માર્ગમાં ડગ માંડે. આ નમૂનો એવો છે જેને તેમણે જીવનના દરેક વળાંકે દષ્ટિ સમક્ષ રાખવો જોઈએ. આ જ તેમના માટે ખરૂં માર્ગદર્શન છે.

### બનૂ કુરૈઝાનો ખાત્મો

અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે કે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ મદીનામાં પધાર્યા ત્યારે જ યહૂદીઓના કબીલાઓ સાથે કરારો કર્યા હતા. થોડાક દિવસ સુધી તો યહૂદીઓ પોતાના કરાર ઉપર વચનબદ્ધ રહ્યા. પરંતુ પછી તેમણે તેને તોડવાનું શરૂ કરી દીધું. એથી આ જ આધારે બનૂ નુઝૈરને તેમના વતનથી કાઢી મૂકવામાં આવ્યા. પરંતુ બનૂ કુરૈઝાએ ફરીથી કરાર કરી લીધા અને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે તેમને શાંતિથી તેમના કિલ્લાઓમાં રહેવાની અનુમતિ આપી દીધી.

અહઝાબના યુદ્ધ પ્રસંગે યહૂદી કબીલાઓએ બનૂ કુરૈઝાને મુસલમાનો વિરુદ્ધ ઉશ્કેર્યા અને તેઓ પણ અહઝાબના યુદ્ધમાં સામેલ થઈ ગયા અને એ કરારનું કોઈ જ આદર તેમજ પાલન ન કર્યું, જે તેઓ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સાથે કરી ચૂક્યા હતા. જ્યારે અહઝાબના વાદળો વિખરાઈ ગયા તો આપ સલ્લલ્લાહુ

અલૈહિ વસલ્લમે સૌ પ્રથમ બનૂ કુરૈઝા તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું અને આ નિર્ણય કર્યો કે તેમને કરારના ઉલ્લંઘનની સજા ચોક્કસ આપવામાં આવે. કરારનું ઉલ્લંઘન તમણે એવા નાજુક પ્રસંગે કર્યું હતું કે જ્યારે મુસલમાનો ઉપર સમગ્ર આરબ ચઢી આવ્યું હતું. અને બાહ્ય રીતે જોતાં મુસલમાનોના બચવાની કોઈ આશા જણાતી નહોતી. બનૂ કુરૈઝાએ પોતાના આચરણ દ્વારા એ સાબીત કરી દીધું કે તેઓ મુસલમાનો માટે ખુલ્લા દુશ્મનો કરતાં વધુ ખતરનાક છે તેમણે મુસલમાનો સાથે કરાર કરીને તેમને પોતાના વતી સંતુષ્ટ પણ કરી દીધા અને પછી ખરા સમયે આંખો દેખાડી ગયા અને મુસલમાનોને નેસ્તનાબૂદ કરવાના પ્રયત્નોમાં બીજાઓ સાથે મળી ગયા. આથી તેમના કિલ્લાઓને ઘેરો ઘાલવામાં આવ્યો. ઘેરો આશરે એક માસ સુધી રહ્યો અને અંતે લાચાર થઈને બનૂ કુરૈઝાને હથિયાર હેઠા નાખવા પડ્યા. આ પ્રસંગે સ્વયં તૌરાતના આદેશ મુજબ તેમના સંબંધે આ નિર્ણય કરવામાં આવ્યો કે તેમના યુદ્ધની શક્તિ ધરાવતા લોકોને કતલ કરવામાં આવે; બાકીનાને બંદી બનાવવામાં આવે અને તેમના માલ-મિલ્કત જપ્ત કરી લેવામાં આવે. આ પ્રસંગે આશરે ૧૪૦૦ લોકોને કતલ કરવામાં આવ્યા. જેમાં એક સ્ત્રી પણ હતી, જે એ અપરાધમાં કતલ કરવામાં આવી હતી કે તેણે કિલ્લાની દીવાલ ઉપરથી પથ્થર પાડીને એક મુસલમાનને મારી નાખ્યો હતો.

## સુલેહ હુદૈબિયહ

કા'બા ઈસ્લામનું મુખ્ય કેન્દ્ર હતું. હઝરત ઈબ્રાહીમ અ.સ. અને તેમના પુત્ર હઝરત ઈસ્માઈલ અ.સ.એ અલ્લાહના આદેશથી તેનું બાંધકામ કર્યું હતું. ઈસ્લામના આ કેન્દ્રથી નીકળ્યે મુસલમાનોને હવે છ વર્ષ વીતી ગયા હતા. પછી ઈસ્લામના મહત્વના સ્તંભમાં હજ્જ પણ એક મહત્ત્વનું સ્તંભ હતું. એટલા માટે મુસલમાનોની હવે તીવ્ર ઈચ્છા હતી કે તેઓ ખાનએ કા'બાની પ્રદક્ષિણા કરે.

### ખાનએ કા'બાની ઝિયારત માટે મુસાફરી

આમ તો આરબના લોકો આખું વર્ષ લડતા રહેતા હતા પરંતુ હજ્જના પ્રસંગે ચાર મહિના માટે તેઓ લડાઈ બંધ કરી દેતા હતા કે જેથી લોકો કા'બાની ઝિયારત (દીદાર) કરી શકે. ઝિલકઅદ હિ.સ.૬માં આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે

ઝિયારતની ઈચ્છા ફરમાવી. અનેક મુહાજિરો અને અન્સારો આ સદ્ભાગ્યના ઈન્તેજારમાં હતા કે કા'બાની ઝિયારત થાય. આથી ૧૪૦૦ મુસલમાનો સાથે જવા માટે તૈયાર થઈ ગયા. ઝુલહલીફા નામના સ્થળે પહોંચીને કુર્બાનીની પ્રારંભિક વિધિઓ અદા કરવામાં આવી. આ રીતે એ વાતની જાહેરાત થઈ ગઈ કે મુસલમાનોનો ઉદ્દેશ્ય માત્ર ખાનએ કા'બાની ઝિયારતનો છે, યુદ્ધ અથવા હુમલાની કોઈ શક્યતા નથી. છતાં પણ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે એક વ્યક્તિને મક્કા મોકલી કે તે જઈને કુરૈશના ઈરાદાઓના સમાચાર લાવે. તે ખબર લાવી કે કુરૈશે બધા જ કબીલાઓને એકત્ર કરીને કહી દીધું છે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ મક્કામાં નથી આવી શકતા અને કે તેઓ બધા મુકાબલો કરવા માટે તૈયાર છે. આ લોકોએ મક્કાની બહાર એક સ્થળે તેમનું લશ્કર ભેગું કરવાનું શરૂ કરી દીધું અને મુકાબલો કરવા માટે સંપૂર્ણ તૈયાર થઈ ગયા.

### કુરૈશ સાથે વાતચીત

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ આ સમાચાર જાણ્યા છતાં પણ આગળ વધતા રહ્યા અને હુદૈબિયાના સ્થળે રોકાણ કર્યું. મક્કાથી એક પડાવના અંતરે હુદૈબિયા નામનો એક કુવો છે, અને આ જ નામ એ ગામનું પણ પડી ગયું છે. અહીં ખજાઆ કબીલાના સરદાર આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં હાજર થયા અને જણાવ્યું કે કુરૈશે યુદ્ધની તૈયારીઓ કરી લીધી છે અને તેઓ આપને મક્કામાં દાખલ નહીં થવા દે. આપે ફરમાવ્યું કે તેમને જઈને જણાવી દો કે અમે તો માત્ર ઉમરહ માટે આવ્યા છીએ, યુદ્ધ કરવાનો આશય નથી. અમને ખાનએ કા'બાના તવાફ અને ઝિયારતની પરવાનગી આપવી જોઈએ. જ્યારે આ સંદેશો કુરૈશ પાસે પહોંચ્યો તો કેટલાક તોફાની લોકોએ તો કહ્યું કે "આપણે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સંદેશો સાંભળવાની જરૂર નથી." પરંતુ ગંભીર લોકોમાંથી ઉર્વાહ નામની એક વ્યક્તિએ કહ્યું કે, "ના, તમે મારી ઉપર ભરોસો કરો અને હું જઈને મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સાથે વાત કરૂં છું." આથી ઉર્વાહ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સેવામાં હાજર થયો, પરંતુ કોઈ બાબતે નિર્ણય ન થઈ શક્યો. આ સમય દરમ્યાન કુરૈશે એક ટુકડી મુસલમાનો ઉપર હુમલો કરવા માટે મોકલી. આ લોકોની ધરપકડ કરવામાં આવી, પરંતુ આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે પોતાની મહેરબાનીથી તેમને માફ કરી

દીધા અને તેમને છોડી મૂકવામાં આવ્યા. હવે આ નિર્ણય કરવામાં આવ્યો કે સમાધાનની વાતચીત કરવા હઝરત ઉસ્માન રદિ.ને મક્કા મોકલવામાં આવે. હઝરત ઉસ્માન રદિ. મક્કા પહોંચી ગયા. પરંતુ કુરૈશ કેમેય કરીને રાજી ન થયા કે મુસલમાનોને કા'બાની ઝિયારતની પરવાનગી આપવામાં આવે બલ્કે તેમણે હઝરત ઉસ્માન ગની રદિ.ને પણ રોકી લીધા.

**બૈઅતુર્રિઝવાન**

અહીં મુસલમાનોમાં કોણ જાણે કેવી રીતે આ સમાચાર ફેલાઈ ગયા કે હઝરત ઉસ્માન ગની રદિ. શહીદ થઈ ગયા. આ સમાચારે મુસલમાનોને બેચેન કરી દીધા. આપે આ સમાચાર સાંભળીને ફરમાવ્યું કે હવે તો ઉસ્માન ગની રદિ.ના લોહીનો બદલો લેવો જરૂરી છે. આમ કહીને આપ એક બાવળના ઝાડની નીચે બેસી ગયા અને અહીં આપે સહાબાઓથી એ વાતે બૈઅત લીધી કે અમે મરી જઈશું પરંતુ લડાઈથી મોઢું નહીં ફેરવીએ અને કુરૈશથી હઝરત ઉસ્માન ગની રદિ.ના લોહીનો બદલો લઈશું. આ કોલ અને કરારે મુસલમાનોની અંદર અકલ્પ્ય જુસ્સો ઉત્પન્ન કરી દીધો અને તેમનામાંથી દરેક શહાદતના જુસ્સા સાથે કાફિરોથી બદલો લેવા માટે તૈયાર થઈ ગયો. એ બૈઅતનું નામ બૈઅતુર્રિઝવાન છે. તેનું વર્ણન પવિત્ર કુર્આનમાં કરવામાં આવ્યું છે. અને જે ભાગ્યશાળીઓએ આ પ્રસંગે આપના પવિત્ર હાથ ઉપર બૈઅત કરી તેમના પક્ષમાં અલ્લાહતઆલાએ પોતાની પ્રસન્નતા વ્યક્ત કરી છે.

**સમાધાનના કરાર**

મુસલમાનોના આ જુસ્સા અને ઉત્સાહની જાણ કુરૈશને પણ થઈ. અહીં આ પણ જાણ થઈ ગઈ કે હઝરત ઉસ્માન ગની રદિ.ના કતલના સમાચાર ખોટા હતા. કુરૈશે સુહૈલ બિન અમ્રને પોતાનાં પ્રતિનિધિ બનાવીને મોકલ્યા કે જેથી તેઓ સમાધાન વિષે વાતચીત કરે. તેમ સાથે લાંબા સમય સુધી સમાધાન વિષે વાતચીત થતી રહી અને અંતે સમાધાનની શરતો નિશ્ચિત થઈ ગઈ. સમાધાનનામું લખવા માટે હઝરત અલી રદિ.ને બોલાવવામાં આવ્યા. આ સમાધાનનામામાં જ્યારે આ લખવામાં આવ્યું કે આ કરાર મુહમ્મદુર્રસૂલુલ્લાહ તરફથી છે તો કુરૈશના પ્રતિનિધિ સુહૈલે વાંધો ઉઠાવ્યો કે શબ્દ "રસૂલુલ્લાહ" ન લખવો જોઈએ.

આની જ ઉપર તો અમારો વિરોધ છે. આથી આપે તેની વાત માની લીધી અને પોતાના પવિત્ર હાથે "રસૂલુલ્લાહ"ના શબ્દો કાઢી નાખ્યા અને ફરમાવ્યું કે "તમે નથી માનતા તો શું થયું, પરંતુ ખુદાના સોગંદ હું અલ્લાહનો રસૂલ જ છું." જે શરતો મુજબ સમાધાન થયું તે આ હતી :

(૧) મુસલમાનો આ વર્ષે પાછા જતા રહે.

(૨) આવતા વર્ષે આવે અને માત્ર ત્રણ દિવસ રોકાઈને ચાલ્યા જાય.

(૩) હથિયાર લઈને ન આવે, માત્ર તલવાર સાથે રાખી શકે છે. પરંતુ તે પણ મ્યાનમાં રહેશે. બહાર કાઢવામાં નહીં આવે.

(૪) મક્કામાં જે મુસલમાનો બાકી રહી ગયા છે તેમાંથી કોઈને પોતા સાથે ન લઈ જાય અને જો કોઈ મુસલમાન મક્કામાં પાછા ફરવાનું ઈચ્છે તો તેને પણ ના રોકે.

(૫) કાફિરો અથવા મુસલમાનોમાંથી કોઈ માણસ મદીના ચાલ્યો જાય તો તેને પરત કરી દેવામાં આવે. પરંતુ જો કોઈ મુસલમાન મક્કામાં જાય તો તેને પરત કરવામાં નહીં આવે.

(૬) અરબસ્તાનના કબીલાઓને અધિકાર રહેશે કે તે મુસલમાનો અથવા કાફિરોમાંથી જે સાથે ઈચ્છે કરાર કરી લે.

(૭) આ કરારનામાનું પાલન દસ વર્ષ સુધી હશે.

આ બધી જ શરતો બાહ્ય રીતે જોતાં મુસલમાનોની વિરુદ્ધ હતી અને તેનાથી સ્પષ્ટ જણાઈ આવતું હતું કે મુસલમાનોએ નમીને સમાધાન કર્યું છે.

**હઝરત અબૂ જન્દલ રદિ.નો બનાવ**

અકસ્માતની વાત કે જ્યારે સમાધાનનામું લખાઈ જ રહ્યું હતું કે સુહૈલના પુત્ર હઝરત અબૂ જન્દલ રદિ. મક્કામાંથી કોઈ પણ રીતે નાસીને અહીં આવી પહોંચ્યા અને સાંકળોથી જકડાયેલી સ્થિતિમાં મુસલમાનો સમક્ષ આવીને પડી ગયા. સૌને પોતાની વિપદા સંભળાવી અને જણાવ્યું કે માત્ર ઈસ્લામ કબૂલ કરવાની સજારૂપે તેમને કેવી કેવી તકલીફો આપવામાં આવી રહી હતી. અબૂ જન્દલ રદિ.એ આપને દરખાસ્ત કરી "હુઝૂર, મને કાફિરોના પંજામાંથી છોડાવીને તમારી સાથે લઈ જાઓ." સુહૈલે આ જોઈને કહ્યું કે સમાધાનના કરારની પૂર્ણતાનો આ પ્રથમ પ્રસંગ છે. સમાધાનનામાની શરત મુજબ આપ અબૂ જન્દલ રદિ.ને સાથે નથી

લઈ જઈ શકતા. આ ખૂબ જ નાજુક ક્ષણ હતી. એક તરફ કરારનું પાલન, બીજી તરફ એક મજલૂમ મુસલમાન જેની ઉપર કેર અને અત્યાચાર એટલા માટે વરસાવવામાં આવી રહ્યા હતા કે તે ઈસ્લામ કબૂલ કરી ચૂક્યો હતો, અને તે વિનંતી કરી રહ્યો હતો કે હે મુસલમાન ભાઈઓ ! શું તમે મને કાફિરોના હાથમાં સોંપી દેવા ઇચ્છો છો ? બધા જ મુસલમાનો આ દશ્ય જોઈને તડપી ગયા. હઝરત ઉમર રદિ.એ તો આપને ત્યાં સુધી કહી દીધું કે જ્યારે તમે અલ્લાહના સાચા નબી છો તો પછી અમે આ અપમાન શા માટે સહન કરીએ ? પરંતુ આપ સ.અ.વ.એ ફરમાવ્યું કે "હુ ખુદાનો પયગંબર છું અને તેના આદેશનું ઉલ્લંઘન નથી કરી શકતો. ખુદા મારી મદદ કરશે." અંતે આ સમાધાનનામું સંપૂર્ણ થઈ ગયું. અબૂ જન્દલ રદિ.ને સમાધાનનામાની શરત મુજબ પાછા જવું પડ્યું. અને ઈસ્લામ પર પ્રાણ ન્યોછાવર કરનારાઓએ રસૂલની આજ્ઞાપાલનની એક કઠણ પરીક્ષા પાસ કરી લીધી. એક તરફ બાહ્ય રીતે જોતાં ઈસ્લામનું અપમાન હતું, હઝરત અબૂ જન્દલ રદિ.ની વ્યથાપૂર્ણ સ્થિતિ હતી તો બીજી તરફ રસૂલનું સંપૂર્ણપણે આજ્ઞાપાલન હતું.

હુઝૂરે હઝરત અબૂ જન્દલ રદિ.ને ફરમાવ્યું, "અબૂ જન્દલ રદિ.! ધૈર્ય અને સંયમથી કામ લો, ખુદા તમારા માટે અને મજલૂમો માટે કોઈ રસ્તો કાઢશે. હવે કરાર (સંધિ) થઈ ચૂક્યો છે અને અમે એ લોકો સાથે વચનભંગ કરી શકતા નથી." અબૂ જન્દલ રદિ.એ એવી જ રીતે બેડીઓ પહેરેલી હાલતમાં પાછા જવું પડ્યું.

**સુલેહ હુદૈબિયહની અસરો**

સમાધાનનામું સંપૂર્ણ થઈ ગયા પછી આપે આદેશ આપ્યો કે લોકો અહીંયા જ કુર્બાની કરે. પ્રથમ આપે પોતે કુર્બાની કરી અને માથું મુંડાવી નાખ્યું. ત્યારબાદ સહાબાઓએ પણ આદેશનું પાલન કર્યું. સમાધાન પછી આપ ત્રણ દિવસ સુધી હુદૈબિયાના સ્થળે રોકાયા. પાછા ફરતા સમયે સૂરઃ ફત્હનું અવતરણ થયું. જેમાં આ સમાધાનના પ્રસંગ તરફ સંકેત કરતા તેને "ફત્હ મુબીન" એટલે સ્પષ્ટ વિજય કહેવામાં આવ્યું છે. બાહ્ય રીતે જોતાં આ એક વિચિત્ર વાત હતી કે જે કરારનામા મુજબ મુસલમાનોએ નમીને સમાધાન કર્યું તેને "ફત્હ મુબીન" કહેવામાં આવે. પરંતુ પછીની પરિસ્થિતિએ ચોખ્ખી સ્પષ્ટતા કરી દીધી કે વાસ્તવમાં હુદૈબિયાનું

આ સમાધાન ઈસ્લામી આંદોલનના ઈતિહાસમાં એક મોટા વિજયની પશ્ચાદ્ભૂમિ હતી. તેની વિગતો આ છે.

અત્યાર સુધી મુસલમાનો અને કાફિરોની વચ્ચે યુદ્ધના સંબંધો હતા અને બંને સમૂહોને એકબીજાથી હળવા-મળવાના કોઈ પ્રસંગો ન હતા. આ સમાધાનના કરારે એ સ્થિતિને સમાપ્ત કરી નાખી અને હવે મુસલમાનો અને બિનમુસ્લિમો એકબીજાથી હળવા-મળવા લાગ્યા અને અરસ-પરસ કૌટુંબિક તેમજ વેપારી સંબંધો રાખવા લાગ્યા. બિનમુસ્લિમો બેધડક મદીના આવતા અને મહિનાઓ સુધી ત્યાં રહીને મુસલમાનો સાથે હળતા-મળતા હતા. આ રીતે તેમને આ નવી ઈસ્લામી જમાઅતના લોકોને સમીપથી જોવાની તક મળતી હતી. અહીં આવીને તેઓ વિસ્મયતા પામીને ખૂબ જ પ્રભાવિત થતા હતા. જે લોકોની વિરુદ્ધ તેમના મનમાં નફરત અને ક્રોધ ભરેલા હતા તેમને તેઓ ચારિત્ર્ય, વ્યવહાર અને ટેવોમાં પોતાના લોકો કરતા અનેક ગણાં ઉચ્ચ અને શ્રેષ્ઠ જોતા હતા. પછી તેઓ જોતા હતા કે જે અલ્લાહના બંદાઓ સાથે અમે લડાઈનો સોદો કરી લીધો છે તેમના મનમાં તેમની વિરુદ્ધ કોઈ નફરત અને શત્રુતા નથી. બલ્કે તેમને જે પણ નફરત છે તે તેમની ખોટી અકીદાઓ (અકીદા) અને તેમના ખોટા રીતરિવાજોથી છે. મુસલમાનો જે વાત કહે છે સહાનુભૂતિ અને માનવતાથી ભરેલી હોય છે. આટલા યુદ્ધો છતાંય મુસલમાનો તેમ સાથે માનવીય સહાનુભૂતિ અને સદ્વર્તાવમાં કોઈ પણ જાતની કમી ન કરતા. પછી આ રીતે હળવા મળવાને કારણે બિનમુસ્લિમોને ઈસ્લામ વિશે જે કાંઈ શંકાઓ અને વિરોધ હતા તેમના સંબંધે પણ અરસ-પરસ વાતચીત કરવાની સારી એવી તક મળતી હતી અને બિનમુસ્લિમોને ખબર પડી જતી હતી કે તેઓ ઈસ્લામ વિશે કેવી ગેરસમજમાં સપડાવી દેવામાં આવ્યા હતા એટલે આ બાબતોને લીધે કાંઈ એવી પરિસ્થિતિનું નિર્માણ થઈ ગયું કે બિનમુસ્લિમોના મન સ્વયં ઈસ્લામની તરફ આકર્ષાવા લાગ્યા અને એકબીજા વિશે ગેરસમજોના જે પડદા તેમના નેતાઓએ તેમના મન ઉપર નાખી રાખ્યા હતા તે બધા ઊંચકાવા શરૂ થઈ ગયા. આથી આ કરાર પછી માત્ર દોઢ-બે વર્ષમાં એટલા લોકોએ ઈસ્લામનો સ્વીકાર કર્યો કે આ અગાઉ આટલી સંખ્યામાં ક્યારેય સ્વીકાર કર્યો ન હતો. આ જ સમય દરમ્યાન કુરૈશના કેટલાક મોટા સરદારો પણ ઈસ્લામથી પ્રભાવિત થયા હતા અને બિનમુસ્લિમોથી સંબંધ વિચ્છેદ કરીને મુસલમાનોના સાથી બની ગયા. હઝરત ખાલિદ બિન વલીદ અને હઝરત અમ્ર

બિનલ આસે આ જ ગાળામાં ઈસ્લામ અંગીકાર કર્યો અને હવે ઈસ્લામનું પ્રભાવી વર્તુળ એટલું ફેલાઈ ગયું અને તેની શક્તિ એટલી જબરદસ્ત થઈ ગઈ કે હવે ખોટી અકીદાઓ અને રીતરિવાજોને પોતાનુ મૃત્યુ સ્પષ્ટ દેખાવા લાગ્યું. કાફિરોના નેતાઓ આ પરિસ્થિતિનો તાગ મેળવીને વ્યાકુળ થઈ ગયા. કુરૈશને સ્પષ્ટ દેખાવા લાગ્યું કે તેઓ ઈસ્લામનો મુકાબલો કરતા ચોક્કસ હારી જશે. હવે તેમને આ સિવાય કોઈ માર્ગ ન જડ્યો કે તેઓ કરારને જેમ બને તેમ જલ્દી તોડી નાખે અને ઈસ્લામી આંદોલન વિરુદ્ધ ફરી એકવાર મક્કમતાપૂર્વક ભાગ્ય અજમાવે. અને આ વધતા જતા પ્રવાહને કેમેય કરીને રોકે. આ કરારને તોડવાનું વર્ણન હવે પછી મક્કા વિજયના સંદર્ભમાં તેના યોગ્ય સ્થાને આવશે.

.......

## પ્રકરણ : ૧૦

# બાદશાહોના નામે પત્રો

હુદૈબિયાના સમાધાનથી થોડીક રાહત થઈ તો આપ સ.અ.વ.એ દા'વત અને તબ્લીગના કાર્ય ઉપર ખાસ ધ્યાન કેન્દ્રિત કર્યું. એક દિવસ આપે આપના સહાબીઓને સંબોધન કરતા ફરમાવ્યું કે "હે લોકો ! અલ્લાહે મને સમગ્ર સંસાર માટે કૃપા બનાવીને મોકલ્યો છે. (મારો સંદેશ સમગ્ર સંસાર માટે છે અને આ સૌને માટે કૃપા છે) જુઓ ઈસા અ.સ.ના હવ્વારીઓની જેમ મતભેદ ન કરતા, જાઓ મારા વતી સત્ય સંદેશ સૌને પહોંચાડી દો."

આ જ સમયગાળા દરમ્યાન એટલે કે હિ.સ. ૬ના અંતમાં અથવા ૭ હિ.સ.ની શરૂઆતમાં આપે મોટા મોટા રાજાઓના નામે દા'વતી પત્રો પણ લખ્યા. જેને લઈને અનેક સહાબાઓને અનેક સ્થળે મોકલવામાં આવ્યા. જે દા'વતી પત્રોની વિગતો ઈતિહાસમાં મળે છે. તેમાંથી થોડાક આ મુજબ છે :-

- રોમના કૈસરના નામે પત્ર – હઝરત વહ્ય કલબી લઈને ગયા.
- ઈરાનના બાદશાહ ખુસરૌ પરવેઝના નામે પત્ર
– હઝરત અબ્દુલ્લાહ બિન હુઝાફા સહમી લઈને ગયા.
- મિસ્ર (ઈજિપ્ત)ના બાદશાહ નામે પત્ર
– હઝરત હાતિબ બિન બલ્તઆ લઈને ગયા.
- હબશના બાદશાહ નજ્જાશીના નામે પત્ર
– હઝરત ઉમર બિન ઉમૈયા લઈને ગયા.

**રોમના કૈસરના નામે પત્ર**

રોમના કૈસરને જે પત્ર લખવામાં આવ્યો તે આ હતો :

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે. મુહમ્મદના તરફથી જે ખુદાના બંદા અને તેના રસૂલ છે, હરકલના નામે જે રોમનો સરદાર-આગેવાન છે.

જે કોઈ માર્ગદર્શનનું અનુસરણ કરે તેની ઉપર સલામતી થાય, આના પછી હું તમને ઈસ્લામની દા'વત તરફ બોલાવું છું.

અલ્લાહતઆલાનું આજ્ઞાપાલન અને અનુસરણ સ્વીકારી લો તો સલામત રહેશો, અલ્લાહતઆલા તમને બમણો બદલો આપશે. પરંતુ જો તમે અલ્લાહના આજ્ઞાપાલનથી મોઢું ફેરવી લીધું તો તમારા દેશના લોકોના પાપ પણ તમારા શીરે આવશે (કારણ કે તમારા ઇન્કારને કારણે તેમના સુધી ઇસ્લામની દા'વત નહીં પહોંચી શકે).

"હે ગ્રંથવાળાઓ ! આવો એક એવી વાતની તરફ જે અમારી અને તમારી વચ્ચે સમાન છે. આ કે અમે અલ્લાહ સિવાય કોઈ અન્યની બંદગી ન કરીએ. તે સાથે કોઈ બીજાને ભાગીદાર ન ઠેરવીએ. અને અમારામાંથી કોઈ અલ્લાહ સિવાય બીજાને પોતાનો રબ ન બનાવે. પરંતુ જો તમે આ વાતને માનવાથી મોઢું ફેરવી લો (ઇન્કાર કરી દો) તો (અમે સ્પષ્ટ કહી દઈએ છીએ કે) તમે સાક્ષી રહો કે અમે તો મુસ્લિમ છીએ (એટલે કે માત્ર ખુદાનું આજ્ઞાપાલન અને બંદગી કરનારા.")

**અબૂ સુફ્યાન સાથે વાર્તાલાપ**

હઝરત વહ્ય કલબીએ આ પત્ર બસરામાં હારિસ ગસ્સાનીને જઈને આપ્યો જે એ સમયે રોમના કૈસર વતી શામ (સીરિયા)માં શાસન કરી રહ્યો હતો અને તેણે તેને કૈસરની પાસે મોકલી દીધો. કૈસરને પત્ર મળ્યો તો તેણે આદેશ આપ્યો કે અરબસ્તાનની કોઈ વ્યક્તિ મળે તો તેને રજૂ કરવામાં આવે. આ જ સમય દરમ્યાન અબૂ સુફ્યાન વેપારના સંદર્ભમાં આ વિસ્તારમાં આવેલા હતા. કૈસરના લોકોએ તેમને દરબારમાં રજૂ કર્યા. તેમ સાથે જે વાત-ચીત થઈ તે આ મુજબ હતી :

કૈસર :- નુબુવ્વતના દાવેદારનું ખાનદાન કેવું છે ?

અબૂ સુફયાન :- તે શરીફ ખાનદાન સાથે સંબંધ ધરાવે છે.

કૈસર :- આ ખાનદાનમાંથી અન્ય કોઈએ પણ નુબુવ્વતનો દાવો કર્યો છે ?

અબૂ સુફયાન :- ના.

કૈસર :- શું આ ખાનદાનમાંથી ક્યારેય કોઈ રાજા થયો છે ?

અબૂ સુફયાન :- ક્યારેય નહીં.

કૈસર :- જે લોકોએ આ ધર્મનો સ્વીકાર કર્યો છે તે ગરીબ લોકો છે કે પૈસાદાર ?

અબૂ સુફયાન :- ગરીબ લોકો છે.

કૈસર :- તેમના અનુયાયીઓ વધી રહ્યા છે કે ઘટી રહ્યા છે ?

અબૂ સુફયાન :- સતત વધતા જઈ રહ્યા છે.

કૈસર :- શું તમે લોકોએ તેમને ક્યારેય જુઠું બોલતા સાંભળ્યા છે ?

અબૂ સુફયાન :- ક્યારેય નહીં.

કૈસર :- શું તે વચન તેમજ સંધિ વિરુદ્ધ આચરણ પણ કરે છે ?

અબૂ સુફયાન :- અત્યાર સુધી તેમણે ક્યારેય વચન અને સંધિ-કરારની વિરુદ્ધ એકેય વાત નથી કરી. હવે એક નવો કરાર થયો છે (હુદૈબિયાનું કરારનામું) તેમાં જોવું છે કે તેઓ કરારનું પાલન કરે છે કે નહીં.

કૈસર :- શું તમે ક્યારેય તેમ સાથે યુદ્ધ પણ કર્યું છે ?

અબૂ સુફયાન :- હા, કર્યું છે.

કૈસર :- યુદ્ધનું શું પરિણામ આવ્યું ?

અબૂ સુફયાન :- ક્યારેક અમે વિજયી થયા અને ક્યારેક તેમનો વિજય થયો.

કૈસર :- તે શું શિખામણ આપે છે ?

અબૂ સુફયાન :- તે કહે છે કે માત્ર એક ખુદાની બંદગી કરો. કોઈ અન્યને કોઈ પણ રીતે તેનો ભાગીદાર ન ઠેરવો. નમાઝ પઢો. પવિત્ર આચરણ ગ્રહણ કરો. સત્ય બોલો, અરસ-પરસ એકબીજા સાથે સ્નેહ અને સહાનુભૂતિપૂર્વક વર્તો.

આ વાતચીત પછી તેણે કહ્યું કે "પયગંબર હંમેશાં સારા ખાનદાનમાં જ જન્મે છે. જો કોઈ બીજો તેમના ખાનદાનમાં નુબુવ્વતનો દાવો કરત તો બની શકે છે કે તેમનો દાવો પણ ખાનદાનની અસર માનવામાં આવત અને જો તેમના ખાનદાનમાં કોઈ રાજા થયા હોત તો માની શકાતું હતું કે કદાચ રાજ્યની ઇચ્છા માટે તેઓ આ બધું કરી રહ્યા છે, અને જ્યારે આ અનુભવ થઈ ગયો છે કે તે કદીયે માણસોની બાબતે પણ જુઠ નથી બોલ્યાં તો કેવી રીતે માની શકાય કે તેમણે ખુદાની બાબતમાં આટલું મોટું અસત્ય ઘડ્યું હોય (કે તેમને ખુદાએ પોતાના રસૂલ બનાવ્યા છે) અને આ પણ સત્ય હકીકત છે કે પયગંબરોના પ્રારંભિક અનુયાયીઓ હંમેશાં ગરીબ લોકો જ હોય છે. અને સત્ય ધર્મ હંમેશાં વધતો જ રહે છે. અને આ પણ સત્ય છે કે પયગંબરો ક્યારેય કોઈ સાથે છળ-કપટ નથી કરતા, પછી તમે એમ પણ જણાવો છો કો તે નમાઝ, પવિત્ર આચરણ અને તકવાનું માર્ગદર્શન આપે છે. જો આ બધું સત્ય છે તો મને વિશ્વાસ છે કે કોઈ ને કોઈ દિવસે તેનો કબ્જો મારા શાસન સુધી પણ ફેલાઈ જશે. મને એની જાણ તો હતી કે એક પયગંબર આવવાના છે. પરંતુ આ જાણ ન હતી કે અરબસ્તાનમાં જન્મશે. હું જો ત્યાં જઈ શકતો હોત તો સ્વયં તેમના પગ ધોત."

કૈસરના આ વિચારો સાંભળીને તેના દરબારના પાદરીઓ અને વિદ્વાનો ખૂબ જ નારાજ થયા અને એવી આશંકા જન્મવા લાગી કે ક્યાંક કૈસરની વિરુદ્ધ વિદ્રોહ ઊભો ન થઈ જાય. આ જ આશંકાઓને કારણે એ પ્રકાશ જે કૈસરના મનમાં ઊત્પન્ન થઈ રહ્યો હતો, દબાઈ ગયો. હકીકત એ છે કે સત્યનો સ્વીકાર કરવાના માર્ગમાં દોલત અને શાસન જ સૌથી મોટો અવરોધ સાબિત થાય છે.

**ઈરાનના રાજાના નામે પત્ર**

ઈરાનના બાદશાહ ખુસરૌ પરવેઝના નામે જે પત્ર લખ્યો તે આ મુજબ હતો :

"અલ્લાહના નામથી જે અત્યંત કૃપાશીલ અને દયાવાન છે. મુહમ્મદ અલ્લાહના રસૂલ તરફથી પર્શિયાના સમ્રાટ કિસ્રાના નામે. સલામ એ શખ્સને જે માર્ગદર્શનનું પાલન કરનાર હોય અને ખુદા અને તેના રસૂલ ઉપર ઈમાન લાવે અને એ વાતની સાક્ષી આપે કે અલ્લાહ સિવાય કોઈ બીજો ઉપાસ્ય નથી અને બીજું આ કે હું સમગ્ર માનવજાતને માટે ખુદા તરફથી મોકલવામાં આવેલો પયગંબર છું. જેથી દરેક જીવને હું તેમના (અલ્લાહની આજ્ઞાના ઉલ્લંઘનના) દુષ્પરિણામથી ચેતવું. તમે પણ અલ્લાહના આજ્ઞાપાલનને સ્વીકારી લો. તમે સલામત રહેશો. નહિતર અગ્નિપૂજકોની આપત્તિ તમારા શિરે આવશે.

ખુસરૌ પરવેઝ ખૂબ જ જાહોજલાલીવાળો બાદશાહ હતો. તેના મુજબ પત્ર લખવાની આ પદ્ધતિ ખૂબ જ ખોટી અને તકલીફ આપનારી હતી જેમાં પ્રથમ ખુદાનું નામ, પછી પત્ર લખનારનું નામ અને પછી બાદશાહનું નામ લખવામાં આવ્યું હતું અને તે પણ તદ્દન સામાન્ય રીતે. ન તેનો માન-મરતબો અને આદર અને ન જ લખવાની એ રીત જે ત્યાં પ્રચલિત હતી. ખુસરૌ પરવેઝ આ પત્રને જોઈને ક્રોધિત થઈ ઊઠ્યો અને બોલ્યો "મારો ગુલામ થઈને મને આમ લખે છે" આમ કહીને પવિત્ર પત્ર ફાડી નાખ્યો. અને પોતાના યમનના ગવર્નરને આદેશ આપ્યો કે આ નબુવ્વતનાં દાવેદારને પકડીને અમારી સમક્ષ હાજર કરવામાં આવે.

યમનના ગવર્નરે બે માણસોને આપની સેવામાં મોકલ્યા કે આપને બોલાવી લાવે. આ સમય દરમ્યાન ખુસરૌ પરવેઝને તેના પુત્રે કતલ કરી દીધો અને પોતે સત્તાની ખુરશી ઉપર બિરાજ્યો. જ્યારે ગવર્નરે મોકલેલા બંને માણસો સેવામાં હાજર થયા તો તેમને પોતાના બાદશાહના કતલની જાણ થઈ ન હતી. આપને આ વાતની જાણ અલ્લાહના માધ્યમથી થઈ ગઈ હતી. આથી આપે એ બંને

માણસોને આ બાબતની જાણકારી આપી અને ફરમાવ્યું કે તમે પાછા ફરો અને ગવર્નરને કહી દો કે ઈસ્લામનું શાસન ખુસરૌના રાજ્ય સુધી પહોંચી ગયું. જ્યારે આ લોકો યમન પરત આવ્યા તો જાણ થઈ કે ખરેખર ખુસરૌ પરવેઝના કતલના સમાચાર સાચા હતા.

**નજ્જાશી અને મિસ્રના બાદશાહના નામે પત્ર**

લગભગ આ જ વિષય ઉપર આધારિત પત્ર હબશના બાદશાહ નજ્જાશીને પણ મોકલવામાં આવ્યો હતો તેના ઉત્તરમાં તેણે લખ્યું હતું કે "હું સાક્ષી આપું છું કે આપ ખુદાના સાચા પયગંબર છો." નજ્જાશીએ હઝરત જાફર રદિ.ના હાથ ઉપર ઈસ્લામ અંગીકાર કર્યો હતો, જે હિજરત કરીને હબશ આવ્યા હતા, અને જેમનું વર્ણન આ અગાઉ હબશની હિજરત વખતે પણ આવી ગયું હતું.

મિસ્રના બાદશાહે જો કે પત્ર વાંચીને ઈસ્લામનો સ્વીકાર ન કર્યો પરંતુ તેણે પત્ર લાવનારની ઈજ્જત કરી અને તેને ભેટ-સોગાદો આપીને પરત કર્યા.

.......

## પ્રકરણ : ૧૧

# ઈસ્લામી શાસનની મજબૂતી

મદીનાથી જ્યારે બનૂ નઝીરના લોકો નીકળી ગયા તો તેઓ ખૈબરમાં આવીને વસી ગયા. ખૈબર એક સ્થળ છે જે મદીના મુનવ્વરાથી આશરે ૨૦૦ માઈલ ઉત્તર પશ્ચિમે આવેલું છે. અહીં યહૂદીઓએ અનેક મોટા મજબૂત કિલ્લાઓ બનાવ્યા હતા. ખૈબર આ સમયે ઈસ્લામી આંદોલનના વિરોધનું સૌથી મોટું કેન્દ્ર અને ઈસ્લામ માટે એક કાયમી ખતરો હતો. ખૈબરના યહૂદીઓ જ મદીના ઉપર આ તીવ્ર હુમલાનું સૌથી મોટું કારણ બન્યા હતા, જેનું વર્ણન અહઝાબના યુદ્ધ હેઠળ આવી ગયું છે. પછી જ્યારે તેમની આ ચાલ અલ્લાહતઆલાએ નિષ્ફળ બનાવી દીધી તો તેના પછી પણ સતત એવી ચેષ્ટાઓ કરતા રહ્યા કે કોઈ ને કોઈ રીતે ઈસ્લામી આંદોલનને નુકસાન પહોંચે. આ ઉદ્દેશ્ય માટે આરબના વિભિન્ન કબીલાઓ અને મુખ્યત્વે કુરૈશ સાથે સાંઠ-ગાંઠ કરવા સાથે સાથે તેમણે મદીનાના મુનાફિકોને પણ ઉશ્કેર્યા અને તેમને વારંવાર વાત-ચીત માટે તૈયાર કરતા રહ્યા કે જો તેઓ મુસલમાનોની અંદર રહીને તેમના મૂળિયા કાપવાનું કામ ઝડપી કરી દે તો પછી બહારના વિરોધીઓ હુમલો કરીને ઈસ્લામના ખતરાને હંમેશ માટે સમાપ્ત કરી નાખે. યહૂદીઓના આ બધા જ પ્રયત્નો આપ સ.અ.વ.ની જાણમાં આવતા રહેતા હતા. આપ સ.અ.વ.એ પ્રયત્નો કર્યા કે કોઈ પણ રીતે યહૂદીઓ સાથે કોઈ યોગ્ય કરાર થઈ જાય અને તેઓ પોતાની હરકતો છોડી દે. આથી આ ઉદ્દેશ્ય માટે આપ એ સ્વયં પણ પહેલ કરી પરંતુ યહૂદીઓ પોતાના કાવતરામાં વ્યસ્ત રહ્યા ત્યાં સુધી કે તેમણે વિભિન્ન કબીલાઓને આ સંદેશ આપ્યો કે જો અમારી સાથે મળીને મદીના ઉપર હુમલો કરો તો અમે તમને અમારા ખેતરોનો અડધો પાક હંમેશા આપતા રહીશું. અંતે યહૂદીઓના કાવતરાઓના પરિણામે અનેક કબીલાઓના વિચારો બદલાવા લાગ્યા અને તેઓ આ વાત ઉપર સહમત થવા લાગ્યા કે બધા મળીને મદીના ઉપર હુમલો કરે.

### સ્વયં આગળ વધીને હુમલો કરવાની નીતિ

અત્યાર સુધી મુસલમાનો પોતાના બચાવ માટે લડતા હતા. શત્રુઓ તેમનો નાશ કરવા માટે તેમની ઉપર ચઢી આવ્યા અને તેમને પોતાની સુરક્ષા માટે હથિયાર

ઉઠાવ્વા પડ્યાં, અલ્લાહતઆલાની મદદ તેમને પ્રાપ્ત થઈ અને શત્રુઓને નીચાજોણું થયું. પરંતુ હવે સંજોગોએ દિશા બદલી નાખી હતી. હવે આ વાતની જરૂર હતી કે ઈસ્લામી આંદોલન માટે જ્યાં ખતરો ઊભો થતો જણાય તો એ પહેલાં કે તે ખતરો આંદોલનને સમાપ્ત કરી નાખવા માટે સંપૂર્ણ રીતે સંગઠિત થઈ જાય તેના ઉપર આગળ વધીને હુમલો કરવામાં આવે અને તેને નાબૂદ કરી નાખવામાં આવે. ઈસ્લામી આંદોલનની સ્થિરતા અને બચાવ માટે જ્યાં રક્ષણાત્મક યુદ્ધની જરૂર છે ત્યાં સમય આવ્યે સ્વયં આગળ વધીને હુમલો કરવો પણ અત્યંત જરૂરી છે. ઈસ્લામ એક જીવન-વ્યવસ્થા છે સંપૂર્ણ જીવન બંધારણ. આ વ્યવસ્થા અને બંધારણની સ્થાપના કરવા માટે એ સમય પણ આવે છે જ્યારે બીજી વ્યવસ્થાઓને ઉખેડી નાખવા માટે સ્વયં આગળ વધીને પુરુષાર્થ કરવો પડે છે.

અહઝાબના યુદ્ધ પછી ઈસ્લામી આંદોલન એ તબક્કામાં દાખલ થઈ ચૂક્યું હતું કે હવે માત્ર રક્ષણાત્મક યુદ્ધો જ પૂરતા ન હતા બલ્કે હવે સમય આવી ગયો હતો કે જ્યારે જરૂર પડે તો સ્વયં આગળ વધીને ખતરાને સમાપ્ત કરવામાં આવે. આથી અહઝાબનું યુદ્ધ પુરૂં થયા પછી આપ સ.અ.વ.એ આ પણ ફરમાવ્યું હતું કે, "હવે એવું નહીં થાય કે લોકો અમારી ઉપર ચઢી આવે બલ્કે અમે પોતે નીકળીને હુમલો કરીશું."

**ખૈબર પર હુમલો**

હવે સમય પાકી ગયો હતો કે ખૈબરના યહૂદીઓના વધતા જતા ફિત્નાને સમયસર રોકવામાં આવે. આથી આપ સ.અ.વ.એ ખૈબર ઉપર હુમલાની તૈયારીઓ આરંભી દીધી અને યહૂદીઓ તરફથી જે હુમલાની આશંકાઓ હતી તેને રોકવા માટે સ્વયં મદીનાથી નીકળ્યા. આ પ્રસંગ મુહર્રમ ૭ હિ.સ.નો છે. આ હુમલા માટે જે લશ્કર સાથે હતું તેની સંખ્યા ૧૬૦૦ હતી, જેમાં ૨૦૦ સવારી સાથે અને બાકીના પગપાળા હતા.

ખૈબરમાં છ કિલ્લાઓ હતા અને તેમાં વીસ હજાર સિપાહીઓ મોજૂદ હતા. ખૈબર પહોંચી ગયા પછી પણ જ્યારે આપને આ વિશ્વાસ થઈ ગયો કે હકીકતમાં યહૂદીઓ યુદ્ધ માટે જ તૈયાર છે અને કેમેય કરીને કરાર અથવા સમાધાન માટે તૈયાર નથી તો આપે સહાબાઓ સમક્ષ જિહાદ ઉપર એક પ્રવચન આપ્યું અને તેમને અલ્લાહના દીન ખાતર જાનની બાજી લગાવી દેવાની પ્રેરણા આપી. આશરે

૨૦ દિવસના ઘેરા પછી અલ્લાહતઆલાએ મુસલમાનોને વિજય અપાવ્યો. આ યુદ્ધમાં ૯૩ યહૂદીઓ માર્યા ગયા અને ૧૫ મુસલમાન શહીદ થયા. યહૂદીઓનો એક મોટો પહેલવાન મરહબ હઝરત અલીના હાથે કતલ થયો. આ પહેલવાનનું માર્યા જવું એક મહાન પ્રસંગ હતો. યહૂદીઓને તેની શક્તિ ઉપર ખૂબ જ ગર્વ હતો.

વિજય પછી યહૂદીઓએ દરખાસ્ત મૂકી કે જે જમીનો અત્યારે તેમની પાસે છે તે જો તેમના જ કબજામાં રહેવા દેવામાં આવે તો તેઓ મુસલમાનોને અડધી ઉપજ આપતા રહેશે. આપ સ.અ.વ.એ તેમની આ દરખાસ્ત મંજૂર કરી લીધી. પછીના વર્ષોમાં ઉપજનો હિસ્સો પ્રાપ્ત કરવાના સંદર્ભમાં મુસલમાન શાસકોએ જે ન્યાયપૂર્ણ વર્તન કર્યું તેણે ધીરે ધીરે તેમના મન પણ જીતી લીધા. મુસલમાન શાસકો ઉપજના બે ઢગલાં કરી નાખતા હતા અને ખેડૂતોને આ અધિકાર આપતા હતા કે તેઓ જે ઢગલાને ઇચ્છે પસંદ કરી લે.

### મુસ્લિમ સમાજનું પ્રશિક્ષણ

ઉહદના યુદ્ધ પછી ઇસ્લામી આંદોલન માટે બાહ્ય શક્તિઓનો જે ભય વધી ગયો હતો તેનો અંદાજ અહઝાબના યુદ્ધ અને ત્યાર બાદના પ્રસંગોથી સારી રીતે થઈ શકે છે. આ સમય ખૂબ જ સંઘર્ષનો સમય હતો તેમ છતાં ઇસ્લામી આંદોલનના દાઈ (આમત્રંક) જે રીતે એક કુશળ જનરલની હેસિયતથી આ પ્રસંગોની પતાવટ કરી રહ્યા હતા તે જ રીતે તેઓ એક નૈતિકતાના માર્ગદર્શક અને મુરબ્બીની હેસિયતથી આ નવા ઇસ્લામી સમાજ માટે જે સિદ્ધાંતો અને કાયદાઓની આવશ્યક્તા હતી તેનું શિક્ષણ પણ નિરંતર આપી રહ્યા હતા. આ સમયની બે મહત્ત્વની સૂરઃઓ એટલે સૂરઃ નિસા અને સૂરઃ માઈદહના અધ્યયનથી અંદાજો થઈ શકે છે કે આ સમયગાળામાં ઇસ્લામી ચારિત્ર્ય અને મુસ્લિમ સમાજના ઘડતર માટે કેવા કેવા મહત્ત્વના કાયદાઓ અને સિદ્ધાંતોનું શિક્ષણ આપવામાં આવ્યું.

સૂરઃ નિસા હિ.સ. ૪ અને ૫માં વિવિધ તબક્કે અવતરિત થઈ છે. આનાથી પ્રતીતિ થાય છે કે એ વખતે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ આ નવા ઇસ્લામી સમાજને કેવી રીતે ખોટી અકીદાઓ અને રીતિ રિવાજોથી પવિત્ર કરીને નીતિ, શિષ્ટાચાર, સામાજિકતા, અર્થશાસ્ત્રના નવા નિયમો પર લાવી રહ્યા હતા. અલ્લાહતઆલા તરફથી એ સમયે મુસલમાનોને સ્પષ્ટ આજ્ઞાઓ અને આદેશો

આપવામાં આવી રહ્યા હતા કે તેઓ પોતાના વ્યક્તિગત જીવન સાથે સામૂહિક જીવનને કેવી રીતે ઇસ્લામી રીતો અને નિયમો મુજબ સુધારે. એમને કુટુંબ-વ્યવસ્થાના નિયમો બતાવવામાં આવ્યા. નિકાહ (લગ્ન) અને તલાક (છૂટાછેડા)ના સ્પષ્ટ આદેશો આપવામાં આવ્યા. સ્ત્રીઓ અને પુરુષોને અધિકારો આપીને સમાજના ઘણા અનિષ્ટો દૂર કરવામાં આવ્યા. અનાથો અને નિર્બળોના અધિકારોની સુરક્ષા માટે આજ્ઞાઓ આપવામાં આવી. વારસાની વહેંચણીના નિયમો બતાવ્યા. આર્થિક વ્યવહારોની સુધારણા કરવામાં આવી. કૌટુંબિક ઝઘડાઓના નિરાકરણની પદ્ધતિ બતાવી. દારૂના સેવન પર પ્રતિબંધ લગાવવામાં આવ્યો. પાક-સાફી અને પવિત્રતાના આદેશ આપવામાં આવ્યા. મુસલમાનોને બતાવવામાં આવ્યું કે એક નેક માણસનો સંબંધ ખુદા અને એના બંદાઓ સાથે કેવો હોવો જોઈએ. સાથે સાથે 'એહલે કિતાબ' (ગ્રંથવાળા અર્થાત્ યહૂદીઓ અને ખ્રિસ્તીઓ)ની ખોટી નીતિઓ તથા અયોગ્ય જીવનશૈલી પર ટીકા કરવામાં આવી. જ્યાં એક તરફ એહલે કિતાબને એમની ભૂલો સ્પષ્ટપણે બતાવવામાં આવી તો બીજી તરફ પોતે મુસલમાનોને આ સમજાવવામાં આવ્યું કે તેઓ આ ભૂલોથી બચતા રહે.

ઇસ્લામી આંદોલનનું આ જ એ પાસું છે જેની સુધારણા વિના અસત્યના મુકાબલે સફળતા મળી શકતી નથી. ઇસ્લામી આંદોલનના પ્રવર્તકો માટે ન જ માત્ર પોતાની વ્યક્તિગત્ હેસિયતમાં નૈતિકતાની દૃષ્ટિએ વિધર્મીઓના મુકાબલે ઊંચા હોવું જોઈએ, પરંતુ આ પણ આવશ્યક છે કે તેઓ એક ઉદાહરણીય સમાજનો દૃષ્ટાંત પૂરો પાડે જે સ્વયં બિનમુસ્લિમ સમાજના મુકાબલે પોતાની ઉચ્ચતા સાબિત કરી શકે. આ હેતુની પ્રાપ્તિ માટે કોઈ સાવધાની કે બનાવટની જરૂર નથી પડતી. પરંતુ આ આંદોલનના પ્રવર્તકોમાં સંયમ (તકવા) અને ઉપકાર (એહસાન)ની ભાવના જન્મે છે તો પછી આ જ પરિણામ સામે આવે છે. એક નબીનું સુધારક અને ક્રાંતિકારી આંદોલન આ જ દૃષ્ટિએ બીજા બધા જ આંદોલનોથી શ્રેષ્ઠ હોય છે. નબી પોતાના અનુયાયીઓના શિક્ષણ, ઉછેર અને સુધારની તરફ આનાથી ક્યાંક વધુ ધ્યાન આપે છે, જેટલું તે પોતાના સંબોધિતોમાં આમંત્રણનો હક અદા કરવા માટે બેચેન હોય છે. આ વિશિષ્ટતા સ્વયં સૂરઃ નિસામાં પણ મોજૂદ છે. સૂરઃમાં જ્યાં નૈતિકતા, શિષ્ટાચાર, સભ્યતા, સામાજિકતા વગેરે વિશે કાયદા કાનૂન રજૂ થઈ રહ્યા છે ત્યાં જ સાથે સાથે આમંત્રણ અને પ્રચાર (તબ્લીગ) વિશે પણ રજૂઆત કરવામાં આવી છે અને અનેકેશ્વરવાદીઓ તથા એહલે કિતાબને સત્ય ધર્મનું

આમંત્રણ પણ આપવામાં આવી રહ્યું છે.

સુલેહ હુદૈબિયહ (હુદૈબિયહની સંધિ) પછી લગભગ હિ.સ. ૭માં સૂરઃ માઈદહ અવતરિત થઈ. હુદૈબિયહની સંધિ અનુસાર મુસલમાન આ વર્ષે ઉમરહ ન હોતા કરી શકતા. પરંતુ આ વાત નક્કી થઈ ગઈ હતી કે આપ આવતા વર્ષે કા'બાની ઝિયારત માટે આવશે. તેથી આ સંબંધે કા'બાની ઝિયારતના સંદર્ભે ઘણા શિષ્ટાચાર બતાવવામાં આવ્યા. અને આ શિક્ષણ આપવામાં આવ્યું કે કાફિરોના જોર-જુલમ છતાંય સ્વયં મુસલમાન પોતે જોર-જુલમ ના કરે.

જે સમયમાં સૂરઃ માઈદહ અવતરિત થઈ ત્યાં સુધી મુસલમાનોની સ્થિતિ ઘણી બદલાઈ ચૂકી હતી. હવે એ સમય ન હતો કે ઈસ્લામને ચારે તરફથી ખતરાઓએ ઘેર્યું હોય, જેવું કે ઉહદની લડાઈ વખતે હતું,પરંતુ હવે તો સ્થિતિ એવી હતી કે મુસલમાનોની પોતાની એક તાકત હતી અને ઈસ્લામી રાજ્ય ઘણું ફેલાઈ ચૂક્યું હતું. મદીનાની ચારે તરફ દોઢસો-દોઢસો, બસો-બસો માઈલ સુધી બધા જ વિરોધી કબીલાઓની શક્તિ ક્ષીણ થઈ ચૂકી હતી. અને મદીનાના યહૂદીઓ તરફથી પહેલાં જે ભય હતો હવે એ ભય પણ નાબૂદ થઈ ચૂક્યો હતો. જ્યાં ક્યાંક પણ યહૂદીઓ બાકી પણ હતા તેઓએ મદીનાના રાજકીય પ્રભાવ હેઠળ પોતાની જાતને સ્વીકારી લીધી હતી. તાત્પર્ય એ કે હવે સ્પષ્ટ થઈ ગયું હતું કે ઈસ્લામ હવે માત્ર થોડા અકીદાઓ (શ્રદ્ધા)નો સમૂહ જ ન હતો જેને સામાન્ય શબ્દાર્થમાં 'ધર્મ' કહેવામાં આવે અને જેનો સંબંધ માત્ર માણસોના આત્મા અને બુદ્ધિથી જ હોય, પરંતુ આ એક સંપૂર્ણ જીવન-વ્યવસ્થા છે જેમાં હુકૂમત, રાજકારણ, સંધિ અને યુદ્ધ બધું જ સામેલ છે. અને આ પણ સ્પષ્ટ હતું કે હવે મુસલમાનો એટલા શક્તિશાળી બની ચૂક્યા હતા કે એમણે જે જીવન-વ્યવસ્થા અર્થાત્ ધર્મને સમજી વિચારીને સ્વીકાર્યું હતું એના પર પોતે પણ કોઈ રોકટોક વિના જીવન પસાર કરી શકે એમ હતા. અને બીજી કોઈ જીવન-વ્યવસ્થા કે કાનૂન એમનો માર્ગ રોકી શકે તેમ ન હતું. એટલું જ નહિં સાથે સાથે પોતાના આ ધર્મ તરફ બીજાઓને પણ આમંત્રણ આપી શકે.

હવે મુસલમાનોની પોતાની એક સંસ્કૃતિ બની ગઈ હતી, જે બીજાઓથી વિશિષ્ટ થતી જઈ રહી હતી. તેમના ચારિત્ર્ય, તેમની રહેણી-કરણી, તેમના વ્યવહાર જાણે આ કે તેમના જીવનનું સમગ્ર માળખું ઈસ્લામી સિદ્ધાંતો મુજબ ઢાળવામાં આવી રહ્યું હતું. અને હવે તેઓ અન્ય લોકોના મુકાબલે એકદમ સ્પષ્ટ

વિશિષ્ટતાપૂર્ણ દરજ્જો પ્રાપ્ત કરી ચૂક્યા હતા. તેમના પોતાના દીવાની અને ફોજદારી કાયદાઓ હતા. પોતાના ન્યાયાલયો હતા. લેવડ-દેવડ અને ખરીદ-વેચાણની પોતાની પદ્ધતિ હતી. વારસાનો એક હંમેશને માટે કાયદો હતો. તલાક, નિકાહ, પડદો અને આ જાતની અન્ય બાબતો માટે તેમના પોતાના કાયદાઓ અને નીતિ-નિયમો હતા. ત્યાં સુધી કે તેમના ઊઠવા-બેસવા, ખાવા-પીવા, હળવા-મળવાની રીત-ભાત વિશે પણ સ્પષ્ટ માર્ગદર્શન મોજૂદ હતું અને આ બધી વસ્તુઓએ મળીને ઈસ્લામી સમાજ અને ઈસ્લામી જીવન પદ્ધતિને અન્ય બધા જ બિનઈસ્લામી સમાજોથી વિશિષ્ટ બનાવી દીધી. અને આ બધું એ શિક્ષણ અને પ્રશિક્ષણનું પરિણામ હતું જેની તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સંપૂર્ણ ધ્યાન આપી રહ્યા હતા અને જેના પરિણામસ્વરૂપ મુસલમાનોનું જીવન પવિત્રથી પવિત્રતમ બનતું જઈ રહ્યું હતું.

સૂરઃ માઈદહમાં હજ્જની મુસાફરીના તરીકાઓ, ખાવા-પીવાની વસ્તુઓમાં હલાલ અને હરામની સ્પષ્ટતા, વુઝૂ, ગુસલ (સ્નાન) અને તયમ્મુમના સિદ્ધાંતો, દારૂ અને જુગાર પર પ્રતિબંધ, શાહેદી(સાક્ષી)ના કાયદા વિશે માર્ગદર્શન અને ન્યાય ઉપર મક્કમ રહેવાની સૂચના વગેરે બધા એવા વિષયો મળે છે જે ઈસ્લામી સમાજની રચના માટે ખૂબ જ આવશ્યક હતા. અને આ બધા ઉપર સંપૂર્ણ ધ્યાન આપવામાં આવી રહ્યું હતું.

### ઉમરહની અદાયગી

હુદૈબિયાના સંધિ એક શરત આ હતી કે મુસલમાન આવતા વર્ષે ઉમરહ કરી શકશે. આથી આવતા વર્ષે એટલે ૭ હિ.સ.માં આપ સ.અ.વ.એ મુસલમાનોની એક મોટી સંખ્યા સાથે કા'બાની ઝિયારત કરી. આ પ્રસંગે સહાબાઓ ઉપર આનંદ અને ઉત્સાહની એક અનોખી કેફિયત છવાઈ હતી: આ દશ્યએ કુરૈશના કાફિરોના મનમાં દબાયેલી-ધરબાયેલી ઈર્ષ્યાની આગને ખૂબ જ ભડકાવી દીધી અને હવે તેમને પોતાની એ સંધિ કે જેમાં તેમણે પોતાની ઈચ્છા મુજબ પોતાનું પલ્લું ભારે રાખ્યું હતું, વ્યર્થ લાગવા લાગી.

# મક્કા વિજય

**હુદૈબિયહની સંધિનું ઉલ્લંઘન**

હુદૈબિયાની સંધિની રૂએ આરબના કબીલાઓનો આ અધિકાર સ્વીકારવામાં આવ્યો હતો કે તેઓ મુસલમાનો અથવા કુરૈશ જે સાથે ઇચ્છે કરાર કરી લે. આથી આ જ શરતને આધારે ખઝાઆ કબીલાએ મુસલમાનો સાથે કરાર કર્યો હતો અને બનૂબક્ર કબીલો કુરૈશનો સાથી બની ગયો હતો. આશરે દોઢ વર્ષ સુધી તો આ કરારનું સંપૂર્ણ પાલન થતું રહ્યું પરંતુ ત્યારબાદ એક નવો પ્રસંગ બન્યો કે ખઝાઆ અને બનૂબક્ર કબીલાઓ જે એક લાંબાગાળાથી અંદરોઅંદર લડતા રહેતા હતા તેમની વચ્ચે ફરી યુદ્ધ છેડાઈ ગયું. જેનો આરંભ આ રીતે થયો કે બનૂબક્રએ ખઝાઆ ઉપર ચઢાઈ કરી દીધી અને કુરૈશે બનૂબક્રની મદદ કરી કારણ કે તેઓ અગાઉથી આ વાતે ખંઝાઆથી નારાજ હતા કે તેમણે તેમની ઇચ્છાની વિરુદ્ધ મુસલમાનો સાથે કેમ કરાર કર્યા હતા. જેથી બંનેએ મળીને ખઝાઆ કબીલાના લોકોની કતલ શરૂ કરી દીધી. અહીં સુધી કે જ્યારે તેમણે ખાનએ કા'બામાં આશ્રય મેળવ્યો તો ત્યાં પણ તેમને ન છોડ્યા અને હરમમાં પણ તેમનું લોહી વહેવડાવ્યું.

ખઝાઆએ મજબૂર થઈને આપ સ.અ.વ.ને સ્થિતિની જાણ કરી અને એ કરારને આધારે જે તેમણે આપ સાથે કર્યો હતો મદદની માગણી કરી. આપે જ્યારે તેમની વીતક કથા સાંભળી તો આપને ઘણું દુઃખ થયું અને આપે કુરૈશની પાસે પોતાનો પ્રતિનિધિ મોકલ્યો કે તેઓ પોતાના કરતૂતોથી રોકાઈ જાય અને આ ત્રણ શરતોમાંથી કોઈ એકને સ્વીકારી લે.

(૧) ખઝાઆના જે લોકો માર્યા ગયા છે તેમનું વળતર ચૂકવવામાં આવે.

(૨) અથવા – કુરૈશ બનૂબક્રની તરફેણ ન કરે.

(૩) અથવા – એ વાતની જાહેરાત કરી દેવામાં આવે કે હુદૈબિયાની સંધિ સમાપ્ત થઈ ગઈ.

પ્રતિનિધિ મારફતે આ સંદેશ સાંભળીને કુરૈશમાંથી એક વ્યક્તિ કિરતા બિન ઉમરે કહ્યું કે "અમને ત્રીજી શરત મંજૂર છે." પ્રતિનિધિના ચાલ્યા ગયા પછી તેમને અફસોસ થયો અને તેમણે ફરી પોતાના તરફથી અબૂસુફયાનને પ્રતિનિધિ બનાવીને મોકલ્યા કે તેઓ હુદૈબિયાના સંધિનામાને જેમનો તેમ યથાવત રાખે.

પરંતુ આપ સ.અ.વ.ને જે જાણકારી પ્રાપ્ત થઈ ગઈ હતી તેના આધારે અર્થાત્ કુરૈશના અત્યાર સુધીના વલણને જોતાં તેમને આ વાત ઉપર સંતોષ ન થયો અને આપે અબૂ સુફ્યાનની વાતને મંજૂર ન કરી.

### મક્કા ઉપર હુમલાની તૈયારી

ખાનએ કા'બા શુદ્ધ એકેશ્વરવાદનું એ કેન્દ્ર હતું જેનું નિર્માણ હઝરત ઈબ્રાહીમ અ.સ.એ માત્ર ખુદાની ઈબાદત કરવા માટે કર્યું હતું. પરંતુ તે અત્યાર સુધી મુશ્રિકોના કબજામાં હતું અને શિર્કનું સૌથી મોટું ગઢ બની ગયું હતું. આપ સ.અ.વ. હઝરત ઈબ્રાહીમ અ.સ.ના દીનના દાઈ (નિમંત્રક) હતા અને માત્ર એકેશ્વરવાદના ધ્વજવાહક. આ આધારે અનિવાર્ય હતું કે એકેશ્વરવાદના આ મહાન કેન્દ્રને શિર્કની બધી જ ગંદકીથી જેમ બને તેમ જલ્દી પવિત્ર (મુક્ત) કરવામાં આવે. પરંતુ અત્યાર સુધી સંજોગોએ તેની અનુમતિ આપી ન હતી. પરંતુ હવે આપે આ અંદાજો કરી લીધો કે હવે સમય પાકી ગયો છે કે અલ્લાહના આ પવિત્ર ઘરને માત્ર તેની જ ઈબાદત માટે વિશિષ્ટ કરી લેવામાં આવે અને મૂર્તિપૂજાની બધી જ અપવિત્રતાથી આ ઘરને પવિત્ર બનાવવામાં આવે. આથી આપે બધા જ કબીલાઓ પાસે સંદેશ મોકલ્યા જેમ સાથે કરાર થયા હતા અને આ વાતની તકેદારી રાખી કે મક્કાના લોકોને આ તૈયારીની જાણ ન થાય. જ્યારે બધી જ તૈયારીઓ સંપૂર્ણ થઈ ગઈ તો આપ સ.અ.વ.એ ૧૦મી રમઝાન ૮ હિ.સ.એ મક્કાની તરફ કૂચ ફરમાવી. આશરે ૧૦ હજાર શૂરવીરોનું દોમદાર લશ્કર સાથે હતું અને માર્ગમાં અરબસ્તાનના બીજા કબીલાઓ પણ આવીને ભળતા જતા હતા.

### અબૂ સુફ્યાનની ધરપકડ

ઈસ્લામી લશ્કર જ્યારે મક્કાની પાસે પહોંચ્યું તો અબૂસુફયાન જે સંતાઈને લશ્કરનો અંદાજો લગાવી રહ્યા હતા તેમને પકડીને આપની સેવામાં હાજર કરવામાં આવ્યા. આ એ જ અબૂસુફ્યાન છે જે અત્યાર સુધી ઈસ્લામના વિરોધમાં સદાય અગ્રેસર હતા. તેમણે જ વારંવાર હુમલાના કાવતરા કર્યા હતા. ત્યાં સુધી કે આપને કતલ કરવાની ગુપ્ત યોજના પણ બનાવી હતી. આ બધી વાતો એવી હતી કે અબૂસુફયાનને તરત જ કતલ કરી નાખવા જોઈતા હતા પરંતુ આપે તેમની ઉપર કૃપાદૃષ્ટિ નાખી અને ફરમાવ્યું કે "જાવ આજે તમારાથી કોઈ પૂછપરછ

નહીં કરવામાં આવે. અલ્લાહ તમને માફ કરે તે બધા જ દયાળુઓથી મોટો દયાળુ છે." અબૂસુફયાન સાથે આ મામલો એકદમ જ અનોખો હતો. સમગ્ર સંસાર માટે કૃપાશીલની આ કૃપાએ અબૂસુફયાનના મનની આંખો ખોલી નાખી અને તેમને આ જાણ થઈ ગઈ કે મક્કા ઉપર લશ્કર લઈને ચઢાઈ કરનારો ન તો પોતાના શત્રુઓથી બદલો લેવા માટે તેમના લોહીનો તરસ્યો છે અને ન જ દુનિયાના બાદશાહોની જેમ ઘમંડી અને અહંકારી છે. આ જ કારણ હતું કે આપે અબૂસુફયાનને આઝાદ કરી દીધા. પરંતુ તેઓ મક્કા પાછા ન ફર્યા બલ્કે ઈસ્લામ અંગીકાર કરીને આપના આત્મ સમર્પિતોમાં સામેલ થઈ ગયા.

### મક્કામાં પ્રવેશ

હવે આપે હઝરત ખાલિદ બિન વલીદને આદેશ આપ્યો કે તમે મક્કાની એક તરફથી દાખલ થાવ પરંતુ કોઈને કતલ ન કરતા. જો કોઈ તમારી ઉપર હાથ ઉગામે તો પોતાના સ્વબચાવ માટે તમને પણ હાથ ઉગામવાની અનુમતિ છે અને સ્વયં આપ સ.અ.વ. બીજી તરફથી દાખલ થયા. હઝરત ખાલિદના લશ્કરના મુકાબલામાં થોડાક કુરૈશ કુબીલાઓએ તીર વરસાવ્યા અને મુસલમાનોના ત્રણ સૈનિકોને શહીદ કરી નાખ્યા એટલા માટે હઝરત ખાલિદને પણ મુકાબલો કરવો પડ્યો અને હુમલો કરનારાઓના ૧૩ માણસો કતલ થયા અને બાકીના નાસી ગયા. આપને જ્યારે હઝરત ખાલિદના હુમલાની જાણ થઈ તો આપે તેમની પૂછપરછ કરી. પરંતુ જ્યારે ખરા પ્રસંગની જાણ થઈ તો ફરમાવ્યું, "અલ્લાહનો આ જ ન્યાય હતો." બીજી તરફથી આપ જરાય તકલીફ વગર મક્કામાં દાખલ થયા અને આપના લશ્કરને હાથે કોઈનું કતલ ન થયું.

### મક્કામાં શાંતિ-સલામતીની જાહેરાત

આપે મક્કામાં દાખલ થતા જ જાહેરાત કરી દીધી કે :-

(૧) જે કોઈ પોતાના ઘરની અંદર સાંકળ વાસીને બેસી રહે તેના માટે સલામતી છે.

(૨) જે અબૂસુફયાનના મકાનમાં દાખલ થઈ જાય તેના ઉપર પણ સલામતી છે.

(૩) અને જે કોઈ ખાનએ કા'બામાં આશ્રય મેળવે તેના ઉપર પણ સલામતી છે.

પરંતુ આ સામાન્ય સલામતીની જાહેરાતમાં એવા છથી સાત માણસોને જુદા તારવવામાં આવ્યા હતા જે ઈસ્લામના વિરોધમાં ખૂબ જ અગ્રેસર હતા અને જેમનું કતલ થવું જ ઉચિત હતું.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ મક્કામાં એવા દમામ સાથે દાખલ થયા કે આપનો ધ્વજ શ્વેત રંગનો હતો અને પતાકા કાળા રંગની, માથે લોખંડની જાળી (ટોપી) પહેરેલી હતી અને કાળી પાઘડી બાંધી હતી. **સૂરઃ ઈન્ના ફત્હના** મોટા સાદે તિલાવત ફરમાવી રહ્યા હતા અને અલ્લાહતઆલા સમક્ષ તન્મયતાની આ સ્થિતિ હતી કે જે ઊંટ પર આપ સવાર હતા એના પર એવા ઝુકેલા હતા કે મુબારક ચેહરો ઊંટની પીઠ પર અડી જતો હતો.

**ખાનએ કા'બામાં પ્રવેશ**

આપ જયારે મસ્જિદે હરામ (કા'બા)માં દાખલ થયા તો સૌ પ્રથમ આપે આદેશ આપ્યો કે બધી જ મૂર્તિઓ કાઢીને ફેંકી દેવામાં આવે. આ સમયે કા'બામાં ૩૬૦ મૂર્તિઓ મોજૂદ હતી. ભીંત ઉપર ચિત્રો બનાવેલા હતા એ પણ બધા જ કાઢી નાખવામાં આવ્યા અને આ રીતે અલ્લાહના એ ઘરને શિર્કની ગંદકીથી મુક્ત કરવામાં આવ્યું. ત્યારબાદ આપે તકબીર પઢી ખાનએ કા'બાનો તવાફ કર્યો અને મુકામે ઈબ્રાહીમ ઉપર જઈને નમાઝ પઢી. બસ આ હતી વિજયની ખુશાલી જેને જોઈને મક્કાના લોકોની આંખો ખુલી ગઈ. તેમણે જોયું કે એક એવી ખુશી અને એવા મહાન વિજયના પ્રસંગે પણ એ લોકોમાં ન તો કોઈ જાહોજલાલીની અભિવ્યક્તિ છે અને ન જ ઘમંડની વાતો. બલ્કે ખૂબ જ આજીજી અને આભારની લાગણી સાથે પોતાના ખુદા સમક્ષ નમી પડે છે અને તેની જ પ્રશંસા અને તકબીરમાં તલ્લીન છે. કોણ હતું કે જે આ દ્દશ્યને જોઈને બોલી ન ઊઠતું કે વાસ્તવમાં આ નથી બાદશાહી કે નથી રાજ્ય આધિપત્ય બલ્કે આ તો કાંઈ બીજું જ છે.

**વિજય પછી સંબોધન**

મક્કાના વિજયની પૂર્ણતા પછી આપે એક ખૂબ જ મહત્ત્વનું ઐતિહાસિક પ્રવચન આપ્યું જેનાં થોડાક અંશો હદીસોમાં નકલ કરવામાં આવ્યા છે. આપે ફરમાવ્યું :-

"એક અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી. કોઈ તેનો ભાગીદાર નથી. તેણે

પોતાનો વાયદો સાચો ઠેરવ્યો. તેણે પોતાના બંદાની મદદ કરી અને તમામ જૂથોને એકલા છોડી દીધા. હા, સાંભળી લો બધી મોટાઈઓ, જૂની હત્યા અને હત્યાના બદલાઓ અને બધા જ હત્યા-વળતર બધું જ મારા પગ નીચે છે. માત્ર કા'બાની રખેવાળી અને હાજીઓને પાણી પીવડાવવું એનાથી અલગ છે. કુરૈશવાસીઓ ! હવે અલ્લાહે અજ્ઞાનતાનો ઘમંડ અને વંશ પરના ગૌરવને સમાપ્ત કરી દીધો અને બધા જ લોકો આદમ અ.સ.ના વંશજ છે અને આદમ માટીમાંથી બન્યા હતા.

લોકો અમે તમને એક પુરુષ અને એક સ્ત્રીમાંથી પેદા કર્યા અને પછી તમારી કોમો અને કબીલા બનાવી દીધા જેથી તમે એકબીજાને ઓળખો, હકીકતમાં અલ્લાહની નજીક સૌથી વધુ આદરણીય તે છે જે તમારામાં સૌથી વધુ સંયમી છે. બેશક અલ્લાહ સર્વજ્ઞ અને સુમાહિતગાર છે." (સૂરઃ હુજુરાત-૧૩)

આ સાથે જ થોડીક અન્ય બાબતોનો પણ ઉપદેશ આપ્યો.

આ છે સંબોધનની શૈલી જે ઇસ્લામના મહાન વિજેતાએ પોતાના સૌથી મોટા વિજય પછી અપનાવી. તેમાં વિરોધીઓની વિરુદ્ધ ન તો કોઈ ગુસ્સો છે ન જ નફરત, ન જ પોતાની કારકિર્દીનું વર્ણન છે અને ન જ પોતાના જીવન સમર્પિતોની પ્રશંસા. જે કાંઈ છે માત્ર અલ્લાહને માટે છે. જે કાંઈ થયું એ બધું એની કૃપાનું પરિણામ છે. અરબસ્તાનમાં ખૂનનો બદલો લેવો ખૂબ જ મહત્ત્વનું કાર્ય માનવામાં આવતું હતું. ખાનદાનની કોઈ વ્યક્તિ કોઈના હાથે કતલ થઈ જતી તો એ જ ખાનદાનની યાદશક્તિમાં એ પ્રસંગને સુરક્ષિત કરી દેવામાં આવતું અને વર્ષો પછી પણ આવનારી પેઢી જ્યાં સુધી ખૂનીના ખાનદાનથી મૃત્યુ પામનારનો બદલો ન લઈ લે તેમને ચેન પડતું ન હતું. આ પ્રસંગે આપે આવા બધા જ ખૂનના બદલાને સમાપ્ત કરી નાખ્યા. એમ કહો કે અરબસ્તાનને ખરા અર્થમાં એક શાંતિ અને સલામતીનું જીવન આપ્યું. પછી આરબોમાં ખાનદાન અને વંશ ઉપર ગર્વ કરવાનો એક જૂનો રોગ હતો. ઇસ્લામ મુજબ માનવ અને માનવ વચ્ચે તફાવત આ સિવાય યોગ્ય નથી કે કોણ અલ્લાહના આદેશનું કઈ સ્થિતિએ પાલન કરનારો છે. તે એટલો જ મહાન અને સુશીલ છે. વંશની મહાનતાનું ઇસ્લામમાં કોઈ જ સ્થાન નથી. ખાનદાનનો સંબંધ માત્ર એકબીજાની ઓળખ માટે છે. અલ્લાહના રસૂલે આ પ્રસંગે આ રોગને પણ નાબૂદ કરી નાખ્યો અને સમગ્ર માનવજાત વચ્ચે એક સમાનતાની જાહેરાત કરી દીધી, જે આજ સુધી ઇસ્લામ સિવાય અન્ય કોઈ ધર્મે માનવોને નથી આપી.

**જાહેર માફી**

જે શ્રોતાઓ સમક્ષ આપ સંબોધન કરી રહ્યા હતા તેમાં કુરૈશના મોટા મોટા વિદ્રોહીઓ હતા. એ લોકો પણ હતા જેમણે ઇસ્લામને નાબૂદ કરવાનું બીડું ઝડપ્યું હતું. એ લોકો પણ હતા જેમણે મુસલમાનોને એટલા હેરાન કર્યા હતા કે તેઓ પોતાના વતનનો ત્યાગ કરવા માટે પણ મજબૂર થઈ ગયા હતા. એ લોકો પણ હતા જેમણે મુસલમાનોની સંપત્તિ ઉપર કબજો જમાવી લીધો હતો અને એ લોકો પણ હતા જેમણે આપને ગાળો પણ આપી હતી, આપના માર્ગમાં કાંટા પાથર્યા હતા, આપની ઉપર એંઠવાડનો ટોપલો નાખ્યો હતો અને પરાકાષ્ઠા એ કે આપના કતલની યોજના કરી હતી. એ લોકોમાં જ આપના કાકાના એ ખૂની પણ હતા જે તેમનું કાળજું કાઢીને ચાવી ગયા હતા કે તેઓ એક ખુદાની બંદગીની જાહેરાત કરતા હતા. આપે એ બધાની તરફ જોયું અને પૂછ્યું, "બોલો આજે તમે જાણો છો કે હું તમારી સાથે કેવો વ્યવહાર કરીશ ?" આ લોકો જોઈ ચૂક્યા હતા કે અલ્લાહના રસૂલે મક્કામાં કેવી રીતે પગ મૂક્યો છે અને તેમનું અત્યાર સુધીનું વલણ કેવું રહ્યું છે તરત જ બોલી ઊઠ્યા કે :

"આપ સજ્જન ભાઈ છો અને સજ્જન ભાઈના પુત્ર."

આ સાંભળીને આપે ફરમાવ્યું :-

"જાવ આજે તમારી ઉપર કોઈ આરોપ નથી, તમે બધા આઝાદ છો."

જે લોકોએ મુસલમાનોના છોડી દીધેલા મકાનો ઉપર કબજો જમાવી લીધો હતો. આપે તેમને પણ પરત ન કરાવ્યા બલ્કે મુહાજિરોને જણાવ્યું કે તેઓ પોતાનો અધિકાર જતો કરે.

નબીએ કરીમના આ અસામાન્ય વર્તાવની એ અસર થઈ કે મોટા મોટા વિદ્રોહીઓ પગમાં પડી ગયા હતા અને તેમણે એલાન કરી દીધું કે ખરેખર આપ અલ્લાહના રસૂલ છો, દેશને જીતનારા બાદશાહ નથી અને આપ જે દા'વત આપો છો તે જ સત્ય છે.

આ હતું મક્કાના વિજયનું દશ્ય, આ વિજય જમીન, માલ અને મિલકત ઉપરનો વિજય ન હતો બલ્કે તેના દ્વારા મનને જીતી લેવામાં આવ્યા અને આ જ મોટો વિજય છે.

# હુનૈનનું યુદ્ધ

### મક્કા વિજયની અસર

આપના દયાળુ વર્તન અને મુસલમાનોના હળવા-મળવાને કારણે એક તરફ તો મક્કામાં લોકો ઉત્સાહમાં ને ઉત્સાહમાં ઈસ્લામ અંગીકાર કરવા લાગ્યા અને બીજી તરફ મક્કાના વિજયની અસર આરબ કબીલાઓ ઉપર આ થઈ કે તેમણે સમજી લીધું કે ખરેખર ઈસ્લામની તરફ દા'વત આપનારો કોઈ શાસન અથવા દોલતનો ભૂખ્યો નથી બલ્કે અલ્લાહનો પયગંબર જ છે.પછી અત્યાર સુધી ઈસ્લામ અને તેની વિશિષ્ટતાઓ કાંઈ છુપાયેલી વસ્તુ ન રહી હતી બલ્કે આશરે બધા જ આરબો જાણી ગયા હતા કે આ દા'વત શું છે. અને જે લોકોના મનમાં ત્રેવડ હતી તેઓ જાણતા હતા કે સત્ય આ જ છે. આથી મક્કાનો વિજય થતા જ આરબના ખૂણે ખૂણાથી વિભિન્ન કબીલાઓના સમૂહો આવવા લાગ્યા અને જે લોકોના મનમાં ઈસ્લામી આંદોલનની વિરુદ્ધ ગુસ્સો અને ઘૃણા જોવા મળતા હતા તેઓ આ સ્થિતિ જોઈને ખૂબ જ બેચેન થઈ ગયા. એમની અંદર દ્વેષ અને વિરોધની આગ ભડકી ઊઠી. આ આધારે હવાઝન અને સકીફ નામના બે કબીલાઓ અગ્રેસર હતા. આ આમેય ખૂબ જ લડાયક સ્વભાવ ધરાવતા લોકો હતા અને ઈસ્લામની પ્રગતિ જોઈને ખૂબ જ બેચેન હતા. તેમણે સમજી લીધું કે મક્કા પછી હવે તેમનો વારો છે. બંને કબીલાઓના સરદારોએ મળીને વિચાર વિમર્શ કર્યા અને આ નિર્ણય કર્યો કે જે કાંઈ પણ થાય મુસલમાનોનો મક્કમતાપૂર્વક મુકાબલો કરવો જોઈએ અને આ તેમણે પોતાના એક સરદાર માલિક ઈબ્ને ઔફ નઝરીને પોતાનો બાદશાહ બનાવ્યો અને મુસલમાનોના મુકાબલાની તૈયારીઓ શરૂ કરી દીધી. તેમણે બીજા અનેક કબીલાઓને પોતાના સાથી બનાવી લીધા.

### હુનૈનનું યુદ્ધ

નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને જ્યારે આ સ્થિતિની જાણ થઈ તો આપે પણ સહાબાઓ સાથે ચર્ચા-વિચારણા કરી અને નિર્ણય કર્યો કે આ વધતા જતા ફિત્નાને પણ યોગ્ય સમયે દાબી દેવાના પ્રયત્નો જરૂરી છે. આથી ૧૦મી શવ્વાલ ૮ હિજરીએ આશરે ૧૨ હજાર મુસલમાનોના લશ્કર સાથે આ શત્રુઓના મુકાબલા

માટે રવાના થયા. આ સમયે ઈસ્લામી લશ્કર એટલી વિશાળ સંખ્યામાં હતું અને યુદ્ધ સામગ્રી એટલી જંગી હતી કે તેને જોઈને વિશ્વાસ થતો હતો કે શત્રુઓ મુકાબલો કરવાની હિંમત નહીં કરે અને તરત જ મેદાન છોડીને ભાગી જશે. આથી કેટલાક મુસલમાનોના મુખેથી આ શબ્દો પણ સરી પડ્યા કે આજે અમારી ઉપર કોણ પ્રભુત્વ મેળવી શકે છે. પરંતુ આ વિચાર મુસલમાનોની પ્રતિષ્ઠા વિરુદ્ધનું છે, તેમણે કોઈ પણ પ્રસંગે પોતાની શક્તિ ઉપર ભરોસો ન કરવો જોઈએ. તેની શક્તિ અને ભરોસો માત્ર અલ્લાહતઆલાની કૃપા અને દયા જ હોવી જોઈએ. પવિત્ર કુર્આનમાં અલ્લાહતઆલાએ ફરમાવ્યું છે :

હમણા જ હુનૈનની લડાઈના દિવસે (તેની મદદની શાન તમે નિહાળી ચૂક્યા છો) એ દિવસે તમને તમારા સંખ્યાબળનું મિથ્યાભિમાન હતું પરંતુ તે તમારા કાંઈ કામ ન આવ્યું અને ધરતી પોતાની વિશાળતા છતાં તમારા માટે સાંકડી બની ગઈ અને તમે પૂંઠ ફેરવી નાસી છૂટ્યા. પછી અલ્લાહે પોતાની શાંતિ પોતાના રસૂલ ઉપર અને મો'મિનો ઉપર ઉતારી અને તે સેનાઓ ઊતરી જે તમને દેખાતી ન હતી અને સત્યનો ઇન્કાર કરનારાઓને સજા આપી કે આ જ બદલો છે એ લોકો માટે જેઓ સત્યનો ઇન્કાર કરે. (સૂરઃ તૌબા—૨૫-૨૬)

હુનૈન મક્કા અને તાઇફની વચ્ચે એક ખીણનું નામ છે. આ જ સ્થળે આ યુદ્ધ થયું. જ્યારે ઇસ્લામી લશ્કર શત્રુઓની સામે આવ્યું તો તેમણે આજુબાજુના પર્વતોમાંથી અંધાધૂંધ તીર વરસાવવા શરૂ કરી દીધા. મુસલમાનો આનાં માટે એકદમ તૈયાર ન હતા.

તેમના તીરોના કારણે તેમની હરોળ તૂટી ગઈ અને થોડાક સમય માટે તેમના પગ પાછા પડ્યા. અનેક બદ્દુ કબીલાઓ નાસી ગયા. એમાં ઘણા લોકો એ હતા જે તાજેતરમાં ઈમાન લાવ્યા હતા અને હજી તેમનું પ્રશિક્ષણ સંપૂર્ણ થયું ન હતું. આ ભાગદોડની સ્થિતિમાં આપ ખૂબ જ સ્વસ્થતા સાથે યુદ્ધના મેદાનમાં ઊભા રહ્યા અને સતત મુસલમાનોને પોકારતા રહ્યા કે તેઓ શત્રુઓનો મુકાબલો કરે અને મેદાનથી મોઢું ન ફેરવે. આપની દૃઢતા અને આપની આસપાસ ઘણા નિખાલસ સહાબાઓની અડગતા જોઈને મુસલમાનોના પગ ફરી જામવા લાગ્યા અને પછી દરેકે ખૂબ જ મર્દાનગી અને બહાદુરીપૂર્વક શત્રુઓનો મુકાબલો શરૂ કર્યો. અલ્લાહતઆલાએ નબીએકરીમ અને સહાબાએ કિરામની આ મક્કમતાને પોતાના તરફથી મોકલેલી નિશ્ચિંતતા (શાંતિ અને સ્વસ્થતાની સ્થિતિ) તરીકે

જણાવી છે. તેનું પરિણામ આ આવ્યું કે અલ્લાહની કૃપાથી થોડી જ વારમાં યુદ્ધનું પાસું પલટાઈ ગયું અને મુસલમાનોને સંપૂર્ણ વિજય પ્રાપ્ત થયો. કાફિરોના આશરે ૭૦ માણસો માર્યા ગયા અને હજારો કેદ થયા.

**શત્રુઓનો પીછો અને ભલાઈની દુઆ**

કાફિરોના બાકીના લશ્કરે નાસીને તાઈફમાં આશ્રય મેળવ્યો. આ એક સુરક્ષિત સ્થળ માનવામાં આવતું હતું. આપે શત્રુઓનો પીછો કર્યો અને તાઈફનો ઘેરો ઘાલ્યો. તાઈફમાં એક પ્રખ્યાત અને મજબૂત કિલ્લો પણ હતો જેમાં કાફિરોએ આશ્રય મેળવ્યો હતો. ઘેરો આશરે વીસ દિવસ સુધી રહ્યો. પરંતુ જ્યારે આપને સારો એવો અંદાજો થઈ ગયો કે શત્રુઓની મુખ્ય શક્તિ સમાપ્ત થઈ ગઈ છે અને હવે તેમના વતી ફરી માથું ઊંચકવાની શક્યંતા નથી તો આપે ઘેરો ઉઠાવી લીધો અને તેમના માટે આ દુઆ ફરમાવી કે હે અલ્લાહ ! શકીફનું માર્ગદર્શન કર અને સમજ-સદ્‌બુદ્ધિ આપ કે તેઓ મારી પાસે હાજર થઈ જાય. અલ્લાહના નબી સિવાય કે જે માત્ર દીનને ખાતર સંઘર્ષ કરી રહ્યા હતા કોણ આવા પ્રેમાળ અને દયાળુ હોઈ શકતા હતા કે આવા પ્રસંગે પણ પોતાના વિરોધીઓ માટે દુઆ કરે!

## ગઝ્‌વએ તબૂક

**રોમ સાથે સંઘર્ષ**

આરબની ઉત્તરમાં રોમનું મોટું રાજ્ય હતું. આ રાજ્ય સાથે સંઘર્ષ તો મક્કાના વિજય અગાઉથી જ શરૂ થઈ ગયો હતો. નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે એક પ્રતિનિધિમંડળ ઇસ્લામની દા'વત લઈને ઉત્તરની તરફ પણ આ કબીલાઓ પાસે મોકલ્યું હતું, જે સીરિયાની સરહદ પાસે વસતા હતા. આ લોકો મોટા ભાગે ઈસાઈ હતા અને રોમના-રાજ્ય હેઠળ હતા. આ લોકોએ ઇસ્લામી પ્રતિનિધિમંડળના પંદર માણસોને મારી નાખ્યા હતા ને માત્ર મંડળના ઉપરી હઝરત કઅબ બિન ઉમર ગિફારી બચીને પાછા આવ્યા હતા. એ સમયે આપ સ.અ.વ.એ બસરાના સરદાર શરજીલને નામે પણ ઇસ્લામની દા'વતનો સંદેશ મોકલ્યો હતો. પરંતુ તેણે પણ આપના એલચી હઝરત હારિસ બિન ઉમૈરને મારી

નાખ્યા હતા. આ સરદાર પણ રોમના કૈસરના આદેશ હેઠળ હતો. આ જ કારણોને આધારે આપે જમાદિલ અવ્વલ ૮ હિ.સ.માં ત્રણ હજાર મુસલમાનોનું એક લશ્કર સીરિયાની સરહદ તરફ મોકલ્યું હતું કે જેથી આ વિસ્તારમાં હવે પછી મુસલમાનોને અશક્ત માનીને હેરાન કરવામાં ન આવે. જ્યારે આ લશ્કરના આગમનના સમાચાર શરજીલને મળ્યા તો તે આશરે એક લાખનું લશ્કર લઈને મુકાબલો કરવા માટે નીકળ્યો. પરંતુ મુસલમાનો આ સમાચાર જાણ્યા છતા આગળ વધતા રહ્યા. કૈસર એ સમયે હમસના સ્થળે હાજર હતો. તેણે પણ પોતાના ભાઈ થિયોડોર સાથે વધારાનું એક લાખનું લશ્કર મોકલાવી દીધું. પરંતુ મુસલમાન સતત આગળ વધતા રહ્યા અને અંતે મોતાના સ્થળે આ ત્રણ હજાર યોદ્ધાઓએ આટલા મોટા લશ્કર સાથે બાથ ભીડી લીધી. બાહ્ય રીતે સંજોગો જોતાં આ પગલાનું પરિણામ તો એ જ આવવું જોઈતું હતું કે મુસલમાનોનું નજીવું લશ્કર આટલા મોટા જંગી લશ્કરના મુકાબલે ખત્મ થઈ જતું. પરંતુ અલ્લાહની કૃપા એવી થઈ કે રોમનું આટલું મોટું લશ્કર પણ મુસલમાનોનું કાંઈ બગાડી ન શક્યું. આ પ્રસંગ એવો હતો કે તેણે આસપાસના બધા જ કબીલાઓ ઉપર મુસલમાનોની એક જાતની ધાક બેસાડી દીધી અને દૂર-દૂર સુધી વસનારા કબીલાઓ પણ ઇસ્લામ તરફ આકર્ષિત થયા અને તેમાંથી હજારો માણસો મુસલમાન બની ગયા.

સૌથી વધુ અસરકારક પ્રસંગ એવો બન્યો કે રોમન લશ્કરી કમાન્ડર ફરવહ બિન અમરૌ જઝામીએ ઇસ્લામના શિક્ષણ ઉપર ધ્યાન આપ્યું અને મુસલમાન બની ગયા. તેમણે પોતાના ઈમાનની એવી જબરદસ્ત સાબિતી આપી કે જ્યારે કૈસરે તેમની ધરપકડ કરીને તેમને કહ્યું કે ઈસ્લામ છોડીને ફરી પોતાના હોદ્દા ઉપર આવી જાવ નહિતર કતલ થવા માટે તૈયાર થાવ તો તેમણે હોદ્દાને લાત મારી દીધી અને કહી દીધું કે તેઓ આખિરતની સફળતાના મુકાબલે દુનિયાની સરદારીનો હોદ્દો સ્વીકારવાને માટે તૈયાર નથી. આથી તેમને શહીદ કરી દેવામાં આવ્યા. આ પ્રસંગ એવો હતો કે તેનાથી હજારો માણસોને ઈસ્લામની નૈતિક શક્તિ અને તેનાં વાસ્તવિક મહત્ત્વનો અંદાજો થાય અને તેમણે જાણી લીધું કે આ નવા આંદોલનનો જે પ્રવાહ તેમની તરફ વધી રહ્યો છે તેનો મુકાબલો કરવો કોઈ સાધારણ વાત નથી.

### કૈસર તરફથી હુમલાની તૈયારી

બીજા જ વર્ષે કૈસરે મુસલમાનોને ગઝ્વએ મોતાની સજા આપવા માટે સીરિયાની સરહદે લશ્કરી તૈયારીઓ આરંભી દીધી અને પોતાના તાબા હેઠળના આરબ કબીલાઓમાંથી લશ્કરને એકત્ર કરવાનું શરૂ કર્યું. નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને પણ આ તૈયારીઓના સમાચાર મળ્યા. આ પ્રસંગ ઇસ્લામી આંદોલન માટે ખૂબ જ નાજુક હતો. આ સમયે જો જરા પણ આળસ દેખાડવામાં આવતી તો બધું જ કામ બગડી જાત. એક તરફ તો અરબસ્તાનના એ બધા જ કબીલાઓ ફરી માથું ઊંચકતા જેમને અત્યારે જ મક્કા અને હુનૈનના યુદ્ધમાં પરાજય વહોરવો પડ્યો હતો. બીજી તરફ મદીનાના મુનાફિક જે સતત ઇસ્લામના શત્રુઓ સાથે સાંઠ-ગાંઠ ધરાવતા હતા, ખરા સમયે ઇસ્લામી જમાઅતની અંદર એવો ઉપદ્રવ મચાવતા કે પછી આંદોલન અને સંગઠનનું સંભાળવું ખૂબ જ મુશ્કેલ થઈ જતું. આવા સંજોગોમાં રોમન સામ્રાજ્યના જબરદસ્ત હુમલાનો મુકાબલો કરવો કોઈ સરળ વાત ન હોત અને એ વાતની આશંકા હતી કે આ ત્રણ હુમલાનો સામનો ન કરીને ઇસ્લામી આંદોલન કાફિરોના મુકાબલે પરાજય વહોરત. આ જ કારણ હતું કે જેના સંદર્ભમાં આપે પોતાની અદ્વિતીય દીર્ઘદષ્ટિથી કામ લઈને વિના વિલંબે આ નિર્ણય કર્યો કે આ પ્રસંગે કૈસરની મહાસત્તા સાથે ટક્કર લેવી જ યોગ્ય ગણાશે. કારણ કે આ પ્રસંગે જરા પણ નબળાઈ જાહેર કરવાથી બધું કરેલું કાર્ય વ્યર્થ થઈ જતું.

### મુકાબલો કરવાનો નિર્ણય

મુસલમાનો માટે આ સમયે કોઈ યુદ્ધ માટે તૈયાર થઈ જવું એક ખૂબ જ કઠણ પરીક્ષા હતી. દેશમાં દુકાળ પડ્યો હતો. સખત ગરમીના દિવસો હતા. પાક પાકવાની તૈયારીમાં હતો અને યુદ્ધ સામગ્રી પણ સંપૂર્ણ ન હતી, લાંબા અંતરની મુસાફરી હતી અને મુકાબલો પણ એક જબરદસ્ત શક્તિ સાથે હતો. આ સંજોગો છતાંય નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે પ્રસંગની ગંભીરતાનો અંદાજ લગાવ્યા બાદ યુદ્ધની જાહેરાત કરી દીધી. અને સ્પષ્ટ જણાવી દીધું કે ક્યાં જવું છે અને શાના માટે જવું છે.

અહીં આ વાત દષ્ટિ સમક્ષ રાખવી જોઈએ કે આ સમય સુધી ઇસ્લામી આંદોલનનો મુકાબલો બાહ્ય શક્તિઓ સાથે થઈ રહ્યો હતો અને મક્કા અને હુનૈનના

યુદ્ધ પછી એ વિરોધની શક્તિ નષ્ટ થઈ ગઈ હતી. પરંતુ અત્યાર સુધી અંદરના શત્રુઓ એટલે કે મુનાફિકો સાથે મહદ્અંશે માફ કરવાનું વલણ અપનાવવામાં આવ્યું હતું. અને આ એટલા માટે હતું કે અત્યાર સુધી આંદોલન એટલું મજબૂત થયું ન હતું કે એક જ સમયે બહારના અને ઘરના શત્રુઓ સાથે યુદ્ધ છેડવામાં આવે. બીજું આ કે મુનાફિકોમાં બધા એક જ પ્રકારના લોકો ન હતા. તેમાં એવા પણ હતા જેઓ કમજોર ઈમાન ધરાવતા હતા અથવા થોડીક શંકા-કુશંકાઓ ધરાવતા હતા. આવા લોકોને એક નિશ્ચિત સમય સુધી મહેતલ આપવી જરૂરી હતી કે જેથી તેઓ પોતાની નિર્બળતા અને પોતાની શંકા-કુશંકાઓ દૂર કરી લે. અને અંતે માત્ર એ જ લોકો બાકી રહી જાય જે જાણી-જોઈને અને સમજી-વિચારીને ઈસ્લામના મૂળ કાપવા માટે મુસલમાનોની અંદર ઘૂસી આવ્યા હતા. આથી એક સમય સુધી આવા લોકોને નમ્ર અને કઠોર દરેક શૈલીમાં સમજાવવાના પ્રયત્નો થતા રહ્યા અને તેના પરિણામે જે લોકોમાં કંઈક સૂઝ-બૂજ હતી તેઓ સીધા માર્ગ ઉપર આવી ગયા. હવે આ બધા તબક્કાઓ પસાર થઈ ગયા હતા. મુસલમાનોએ રાજ્યની અંદર પોતાના વિરોધીઓને એક હદે પરાસ્ત કરી નાખ્યા હતા. અને હવે તેમનો મુકાબલો રાજ્ય બહારની શક્તિ સાથે શરૂ થઈ રહ્યો હતો. આવી નાજુક ક્ષણે ઘરના અંદરના શત્રુઓને નાબૂદ કરવા ખૂબ જ જરૂરી હતા, નહિતર આશંકા હતી કે આ લોકો બહારના શત્રુઓ સાથે સાંઠ-ગાંઠ કરીને કોણ જાણે કયા સમયે શું નુકસાન પહોંચાડી દે.

### દંભનો પર્દાફાશ

મુનાફિકો સાથે નીપટવા માટે પ્રથમ તબક્કો આ હતો કે આ બધા લોકો સ્પષ્ટ રીતે સામે આવી જાય અને તેમણે પોતાના ચહેરાઓ ઉપર જે ઈમાન અને ઈસ્લામનું આવરણ ઓઢી રાખ્યું છે તે હટી જાય અને તેમની મૂળ હકીકતની જાણ આખા ઈસ્લામી સમાજને થઈ જાય. તેમના માટે પછી આ તક બાકી ન રહે કે આ મુસલમાનોની બાબતમાં મુસલમાન બનીને હસ્તક્ષેપ કરે છે અને તેમને મુસલમાનોમાં એ જ સ્થાન અને હોદ્દો પ્રાપ્ત રહે છે જે નિઃસ્વાર્થ મુસલમાનોને પ્રાપ્ત છે, આથી તબૂકના યુદ્ધની જાહેરાત મુનાફિકોને બેનકાબ કરવામાં ખૂબ જ અસરકારક સાબિત થઈ. આ પ્રસંગે એ બધા જ લોકો જે પોતાના ઈમાનના દાવામાં સાચા હતા દિલો જાનથી જેહાદ માટે તૈયાર થઈ ગયા. માલની આવશ્યક્તા

ઊભી થવાથી તેમની પાસે જે કાંઈ હતું બધું જ લાવીને હાજર કરી દીધું અને જ્યારે સવારીની વ્યવસ્થા ન થવાને કારણે તેમનામાંથી થોડાક લોકોને આપ સાથે જવાની તક ન મળી તો તેઓ આ વંચિત રહેવાને કારણે રડી પડ્યાં અને આ રીતે સ્પષ્ટ જણાઈ આવ્યું કે ઈસ્લામી જમાઅતમાં કેટલા લોકો નિખાલસ છે. પરંતુ તેમની વિરુદ્ધ જે લોકોના મનમાં ઈમાન ન હતું, યુદ્ધની જાહેરાત સાંભળીને જાણે તેમનો જીવ જ નીકળી ગયો. એ લોકોએ જાત-જાતના બહાના કાઢવા શરૂ કરી દીધા અને યુદ્ધમાં ન જવા માટે આપની મંજૂરી માંગવા લાગ્યા. આપે પણ આ પ્રસંગે કુણું વલણ અખત્યાર કર્યું અને એવા બધા જ લોકોને મંજૂરી આપી દીધી. પછી એ મુનાફિકોએ આટલા ઉપર જ સંતોષ ન માન્યો કે પોતે યુદ્ધમાં ન ગયા બલ્કે આ લોકો બીજા લોકોને પણ રોકતાં અને ભરમાવતા રહ્યા. ક્યારેક કહેતા કે ગરમી સખત છે. આવામાં યુદ્ધમાં જઈને શું જીવ આપવો. ક્યારેક કહેતા કે રોમના શાસન સામે આ નજીવા મુસલમાનો શું કરી શકશે. આ તો જાણી જોઈને પોતાને મોતના મુખમાં નાખવા સમાન છે. અંતે યુદ્ધની જાહેરાત એક એવી પરીક્ષા સાબિત થઈ જેમાં સાચા મો'મીન અને મુનાફિકો સ્પષ્ટ જાહેર થઈ ગયા. અને હવે આસાન થઈ ગયું કે આવા લોકોની વિરુદ્ધ જે યોગ્ય કાર્યવાહી થઈ શકે તે કરવામાં આવે. આથી આપે તબૂકથી પાછા ફરતા જે વ્યવસ્થા કરી તેનું વર્ણન આગળ તેના યોગ્ય સ્થાને આવશે.

**તબૂક તરફ કૂચ**

અંતે આપ ૯ હિ.સ.માં ત્રીસ હજારનું લશ્કર લઈને મદીનાથી નીકળ્યા જેમાં દસ હજાર સવારી હતી. ઊંટોની સંખ્યા એટલી ઓછી હતી કે એક ઊંટ પર અનેક માણસો વારા-ફરતી સવારી કરતા હતા. ઉપરથી સખત ગરમી અને પાણીની અછત, પરંતુ મો'મિનોએ આ પ્રસંગે પોતાના ઈમાનનો નિસ્વાર્થ, નબીનું આજ્ઞાપાલન અને અલ્લાહના માર્ગમાં જાત ન્યોછાવર કરવાના જૂસ્સાની જે સાબિતી આપી હતી અલ્લાહતઆલાએ તેનો સ્વીકાર કર્યો અને એવી વ્યવસ્થા કરી આપી કે કોઈ પણ જાતની લડાઈ વગર જ એ ધ્યેય પ્રાપ્ત થઈ ગયો જેના માટે નબીએ કરીમ સ.અ.વ.એ મદીનાથી કૂચ કરી હતી. તબૂક પહોંચીને જાણ થઈ કે કૈસરે સરહદેથી પોતાનું લશ્કર હટાવી લીધું છે અને હવે કોઈ મુકાબલો કરવા માટે મોજૂદ જ નથી. થયું આ કે જ્યારે કૈસરને આ જાણ થઈ કે તેમની આટલી

જંગી તૈયારીના સમાચાર મળ્યા છતાં પણ મુસલમાન નીડરતાપૂર્વક મુકાબલા માટે સ્વયં મદીનાથી નીકળી પડ્યા છે અને સતત આગળ વધતા જઈ રહ્યા છે તો તેણે આ જ યોગ્ય માન્યું કે પોતાનું લશ્કર હટાવી લે. તે આ અગાઉ જોઈ ચૂક્યો હતો કે ગઝ્વએ મોતાના પ્રસંગે ત્રણ હજાર મુજાહિદોએ બે લાખના લશ્કરનો સામનો કેવી શૂરવીરતાથી કર્યો હતો એટલા માટે જ્યારે તેને જાણ થઈ કે સ્વયં નબીએ કરીમ ત્રીસ હજારના લશ્કર સાથે આવી રહ્યા છે તો તેણે આ જ નિર્ણય કર્યો કે આ લશ્કરનો મુકાબલો ન કરવામાં આવે ક્યાંક એવું ન થાય કે પાસું પલટાઈ જાય અને તેમની ધાક સમાપ્ત થઈ જાય.

### તબૂકમાં રોકાણ

કૈસરના આ રીતે મેદાનથી હટી જવાને નબીએ કરીમ સ.અ.વ.એ પર્યાપ્ત માન્યું અને તેમનો પીછો કરવાને બદલે એ વિસ્તારોમાં પોતાનો પ્રભાવ સ્થાપવાનું યોગ્ય માન્યું. આપ ત્યાં ૨૦ દિવસ રોકાયા અને એ સમય દરમ્યાન અનેક નાના-નાના રાજ્યો જે રોમ અને ઇસ્લામી શાસનની વચ્ચે વસેલા હતા અને અત્યાર સુધી રોમના પ્રભાવ હેઠળ હતા ઇસ્લામી હકૂમતના તાબે અને આધીન બનાવી લીધા. અને આ રીતે અત્યાર સુધી જે આરબ કબીલાઓ રોમના કૈસરનો સાથ આપતા હતા હવે તેઓ ઇસ્લામી શાસનના મદદગાર અને સમર્થક બની ગયા.

### મુનાફિકોની ચાલ

જે સમયે આપ તબૂક કૂચ કરવા માટે મદીનાથી રવાના થયા એ સમયે એ બધા લોકો જે વાસ્તવમાં મુસલમાન ન હતા પરંતુ ઇસ્લામી જમાઅતમાં પોતાના કોઈ ને કોઈ સ્વાર્થ માટે ઘૂસી આવ્યા હતા. મદીનામાં જ પાછળ રહી ગયા હતા એ લોકોને સંપૂર્ણ વિશ્વાસ હતો કે મુસલમાનો આ યુદ્ધમાંથી સુરક્ષિત પાછા નહીં ફરી શકે. સખત ગરમી અને મુસાફરીની તકલીફનો ભોગ બની જશે. નહિતર કૈસરના જંગી લશ્કરની સામે તેમનો કિલ્લો ધરાશાયીથી જશે. આ મુનાફિકોએ એક મસ્જિદ પણ બનાવી લીધી (મસ્જિદે ઝિરાર) જ્યાં તેઓ નમાઝના બહાના હેઠળ મુસલમાનોથી અલગ ભેગા થતા હતા અને ગુપ્ત ચર્ચાઓ કરતા હતા. આ લોકોએ આ પ્રસંગે ઇસ્લામી આંદોલનને સખત નુકસાન પહોંચાડવા માટે જાત-જાતની યોજનાઓ બનાવી અને ત્યાં સુધી નિર્ણય કરી લીધો કે તબૂકના યુદ્ધનું

પરિણામ જાણ્યા પછી, જેના વિશે તેમને વિશ્વાસ હતો કે તે મુસલમાનોના પરાજયના સ્વરૂપમં જ આવશે, અબ્દુલ્લાહ બિન ઉબ્બૈને મદીનાનો બાદશાહ બનાવવામાં આવશે.

પરંતુ અલ્લાહતઆલાનો ફેસલો કંઈક અલગ જ હતો અને હવે વાસ્તવમાં એ સમય એકદમ સમીપ આવી રહ્યો હતો જ્યારે ઈસ્લામના પરાજય વિશે કાફિરોની દરેક આશાઓ ઉપર પાણી ફરી જવાનું હતું. આથી તબૂકના આ યુદ્ધ વગરના વિજયના જ્યારે ઈસ્લામના શત્રુઓની જાણમાં આવ્યા તો તેમની કેડ ભાંગી ગઈ અને તેમને એવું લાગ્યું કે હવે તેમની આશાઓનો અંતિમ સહારો પણ તેમના હાથમાંથી છૂટી ગયો.

**તબૂકથી પરત આવ્યા બાદ**

તબૂકથી પાછા ફર્યા બાદ આપ સમક્ષ ત્રણ મહત્ત્વના કાર્યો હતાઃ

(૧) મુનાફિકો વિશે સ્પષ્ટ નીતિ ઉપર અમલ અને એમના કાવતરાઓથી ઈસ્લામી આંદોલનને સુરક્ષિત કરવાની સંપૂર્ણ વ્યવસ્થા.

(૨) સાચા મો'મિનોનું પ્રશિક્ષણ અને તેમના સંદર્ભમાં ચારિત્ર્ય-નિર્માણના એ પાસાઓની પૂર્ણતા જેના વગર સદાચારીઓનું આ જૂથ જે નબી ની દેખરેખમાં તૈયાર થઈ રહ્યું હતું, સત્યની સાક્ષીના આ ભારને ઉઠાવી શકતા ન હતા, જે ટૂંકમાં જ તેમના ખભા ઉપર આવવાનો હતો.

(૩) દારુલ ઈસ્લામની આ સ્પષ્ટ રાજકીય નીતિની જાહેરાત જેની ઉપર આ નવા ઈસ્લામી રાજ્ય શાસનની રચના થવાની હતી.

**મુનાફિકો સાથે વ્યવહાર**

હજુ આપ મદીના પાછા પધાર્યા ન હતા કે માર્ગમાં જ સૂરઃ તૌબાનું અવતરણ થયું અને અલ્લાહતઆલાએ પોતાના નબીને અનેક એવા માર્ગદર્શનથી નવાજ્યા જેની ઉપર આપને મદીના પાછા ફર્યા બાદ અમલ કરવાનો હતો. અત્યાર સુધી મુનાફિકો સાથે જે કૂણું વલણ અપનાવવામાં આવ્યું હતું અને જેના આધારે તેમના એ બહાનાઓ સ્વીકારી લેવામાં આવ્યા હતા જે તેમણે યુદ્ધથી જાન બચાવવા માટે તબૂકની તૈયારીના સમયે આપની સેવામાં રજૂ કર્યા હતા તેને એકદમ બદલી નાખવાની સૂચના આપવામાં આવી અને સ્પષ્ટ જણાવી દેવામાં આવ્યું કે તેમ

સાથે સખત વ્યવહાર કરવામાં આવે. આ લોકો જો પોતાના ઈમાનના જૂઠા દાવાને ખરા સાબિત કરવા માટે માલની મદદ રજૂ કરે તો તેનો સ્વીકાર ન કરવામાં આવે. તેમનામાંથી કોઈ મરી જાય તો નબી તેના જનાઝાની નમાઝ ન પઢાવે. મુસલમાનો તેમ સાથે વ્યક્તિગત અને કૌટુંબિક સંબંધના આધારે નિખાલસતા અને મિત્રતાનો વ્યવહાર ન રાખે.

**અબૂ આમિરના કાવતરા**

આપના મદીના પધારવા પહેલા એક ઈસાઈ સંન્યાસી અબૂઆમિરની પવિત્રતા અને જ્ઞાનની મદીનામાં ખૂબ જ ચર્ચા હતી. લોકો તેને ખૂબ જ માનતા હતા. જ્યારે આપ મદીના પધાર્યા તો તેની પવિત્રતા અને ધર્મનિષ્ઠાનું પરિણામ તો આ નીકળવું જોઈતું હતું કે માર્ગદર્શનનાં પ્રકાશથી ફાયદો ઉઠાવતો અને ઈશપરાયણતાના ખરા સ્મરણને સૌ પ્રથમ આગળ વધીને સ્વીકારી લેતો; પરંતુ જે રીતે જ્ઞાન અને પરહેઝગારીનો ખોટો અહમ, પારંપરિક અને રિવાજી ધાર્મિકતાનો દેખાવ સામાન્ય રીતે માનવીને માર્ગદર્શનના આચરણથી રોકી દે છે એ જ રીતે અબૂ આમિર ઉપર પણ દા'વતની વિપરીત અસર થઈ. તેની દૃષ્ટિ પોતાના ધાર્મિક વેપાર ઉપર ગઈ અને તેને અનુભૂતિ થઈ કે હવે આ નવા આંદોલનના મુકાબલે એની પવિત્રતા અને ધર્મગુરૂતાનો સિક્કો નહીં ચાલી શકે એટલા માટે જ એ ઇસ્લામી આંદોલનનો સૌથી મોટો વિરોધી બની ગયો.

પહેલાં તો તે એવી ભ્રાંતિમાં રહ્યો કે ચાર દિવસની ચાંદની છે શું આ જાતની ધર્મનિષ્ઠા અને ધાર્મિકતાના બંધનોને લોકો સ્વીકારતા હશે. પરંતુ જ્યારે બદ્રના યુદ્ધમાં કુરૈશને પરાજય થયો તો તે બેબાકળો થઈ ગયો અને તેણે કુરૈશના અન્ય આરબ કબીલાઓને ઇસ્લામની વિરુદ્ધ ભડકાવવા માટે એડીચોટી સુધીની શક્તિ લગાવી દીધી અને ઉહદના યુદ્ધ તથા અહઝાબના હુમલામાં જે કાંઈ મુસલમાનોની સામે આવ્યું તેમાં એ દુર્વેશની બહુ અમલે-દખલ હતી. આ ઈસાઈ પાદરીએ મુસલમાનોની વિરુદ્ધ મુશ્રિકોથી સાંઠ-ગાંઠ કરવાને અને તૌહીદના દીપકને ઓલવી નાખવા માટે શિર્કની આંધી ફેલાવવામાં કોઈ જાતની કસર રાખી ન હતી. પરંતુ જ્યારે અલ્લાહતઆલાનો આ નિર્ણય સ્પષ્ટ રીતે સામે દેખાવા લાગ્યો કે "ફૂંકોંસે યે ચિરાગ બુઝાયા ન જાએગા" અને આ કે ઇસ્લામ જ સમગ્ર અરબસ્તાનમાં પ્રભાવી દીન બનીને રહેશે તો આ "ખુદાપરસ્ત દુર્વેશ"ની બેચેનીની કોઈ પરાકાષ્ઠા

બાકી ન રહી અને હવે તેણે રોમની યાત્રા ખેડી કે જેથી ત્યાં જઈને ભયની સાયરન વગાડે અને કૈસરનું ધ્યાન કેન્દ્રીત કરે કે તે આ ઉદ્‌ભવતા તોફાનને રોકવા માટે જે કાંઈ કરી શકતો હોય તે કરે.

**મસ્જિદે ઝિરાર**

અબૂ આમિરના આ બધા જ પ્રયત્નોમાં મદીનાના મુનાફિકોનો એક સમૂહ સામેલ હતો અને એકબીજા સાથે ચર્ચા-વિચારણા કરીને આ લોકો ઇસ્લામી આંદોલનને કચડી નાખવાની યોજનાઓ બનાવતા રહેતા હતા. આથી આ જ વ્યક્તિના મત મુજબ મદીનાના થોડાક મુનાફિકોએ પોતાની એક જુદી મસ્જિદ બનાવવાનો નિર્ણય કર્યો જેનું વર્ણન અગાઉ આવી ગયું છે. આ સ્થળે આ લોકો નમાઝના બહાને એકઠા થતા હતા અને મુસલમાનોની વિરુદ્ધ કાવતરાઓ ઘડતા હતા.

આ સમયે મદીનામાં બે મસ્જિદો હતી; એક મસ્જિદે કુબા જે નગરના એક છેડે હતી, અને બીજી મસ્જિદે નબવી જે નગરની વચ્ચો-વચ હતી. આ બે મસ્જિદો હોવાથી કોઈ ત્રીજી મસ્જિદની ખરેખર જરૂર જ ન હતી પરંતુ આ મુનાફિકોએ એવું બહાનું કર્યું કે થોડાક વૃદ્ધ અને અશક્ત લોકોને આ બંને મસ્જિદો સુધી પહોંચવામાં ખૂબ જ તકલીફ થાય છે એટલે આ ત્રીજી મસ્જિદ બનાવી અને આપને દરખાસ્ત કરી કે તેમાં આપ એક વખત નમાઝ પઢાવે કે જેથી આ મસ્જિદનું ઉદ્‌ઘાટન ખૈર અને બરકત સાથે થઈ જાય. આપે ફરમાવ્યું કે આ સમયે તો હું તબૂકની તૈયારીઓમાં વ્યસ્ત છું; પાછા ફરીને જોઈશું. પાછા ફરતાં માર્ગમાં જ તે આયતો નાઝિલ (અવતરિત) થઈ જેમાં અલ્લાહતઆલાએ સ્પષ્ટ રીતે આ મસ્જિદમાં નમાઝ પઢવાની મનાઈ ફરમાવી અને એ બતાવી દીધું કે આ વાસ્તવમાં એક એવી જગ્યા છે જે મુસલમાનોની વિરુદ્ધ ચર્ચા-વિચારણા અને કાવતરાઓ ઘડવાની સભાના આયોજનના કામમાં આવે છે. આ એ લાયક નથી કે આપ એમાં નમાઝ પઢાવો. આથી આપે થોડાક લોકોને આદેશ આપ્યો કે તેઓ મદીના જઈને આ મસ્જિદને આપના મદીના પહોંચતા પહેલાં ધ્વસ્ત કરી નાખે. આ રીતે મસ્જિદને ધરાશાયી કરવું વાસ્તવમાં મુનાફિકોની વિરુદ્ધ મુસલમાનોનાં ભાવિ વ્યવહારની એક સ્પષ્ટ જાહેરાત હતી. અને તે મુજબ જ ભવિષ્યમાં કાર્યવાહી કરવામાં આવી.

### ઈમાનવાળાઓની પ્રશિક્ષણની પૂર્ણતા

હવે ઈસ્લામી આંદોલન એક વૈશ્વિક જદ્દોજેહદના ક્ષેત્રમાં દાખલ થવાનું હતું. અને એ સમય સમીપ હતો કે જ્યારે અરબસ્તાનના આ મુસ્લિમો સમગ્ર બિનમુસ્લિમ સંસારને અલ્લાહના દીનનો સંદેશ પહોંચાડવાની ઝુંબેશમાં નીકળવાના હતા. આવા તબક્કે મો'મિનોની અંદર કોઈ નજીવી કમજોરી પણ મોટા અવરોધનું કારણ બની શકતી હતી. એટલા માટે જ આ તબક્કે મો'મિનોના પ્રશિક્ષણની પૂર્ણતા ઉપર સંપૂર્ણ ધ્યાન કેન્દ્રીત કરવામાં આવ્યું અને તેમની અંદર ઈમાનની એક એક કમજોરીને વીણી વીણીને સાફ કરવામાં આવી અને તેને દૂર કરવાની તાકીદ કરવામાં આવી.

તબૂકના યુદ્ધ પ્રસંગે જ્યાં તે લોકો પાછળ રહી ગયા હતા જેમની અંદર ખરેખર ઈમાન અને ઈસ્લામ ન હતા ત્યાં જ થોડાક એવા મો'મિનો પણ પાછળ રહી ગયા હતા જે આમ તો સાચા મુસલમાન હતા પરંતુ કોઈ ક્ષણિક કમજોરી અથવા આળસના કારણે તેમનાથી આ ભૂલ થઈ ગઈ હતી. આવા લોકોની સુધારણા માટે ખૂબ જ સખત વલણ અખત્યાર કરવામાં આવ્યું કે જેથી હવે પછી આવી કમજોરી જાહેર ન થાય. આ બાબતે ત્રણ સહાબાઓ હઝરત કા'બ બિન માલિક, હિલાલ બિન ઉમૈયા અને મુરારહ બિન રબીઅ રદિ.નો પ્રસંગ ખૂબ જ બોધદાયક છે. જેના પ્રકાશમાં આ અંદાજો સારી રીતે થઈ શકે છે કે આ સમયે મો'મિનોનું પ્રશિક્ષણ કેવી રીતે કરવામાં આવી રહ્યું હતું. ત્રણેય સહાબાઓ જો કે સાચા મો'મિનો હતા. અને આ અગાઉ તેમના સાચા ઈમાનની કસોટી પણ થઈ ગઈ હતી. પરંતુ માત્ર થોડીક આળસના કારણે તેઓ તબૂકના યુદ્ધ પ્રસંગે આપનો સાથ આપી શક્યા ન હતા એટલા માટે તેમની પકડ કરવામાં આવી અને નબી સ.અ.વ.એ તબૂકથી પાછા ફર્યા બાદ મુસલમાનોને આદેશ આપ્યો કે કોઈ તેમ સાથે સલામ ન કરે અને ચાળીસ દિવસ પછી તેમની પત્નીઓને પણ તેમનાથી જુદા રહેવાની તાકીદ કરવામાં આવી. પચાસ દિવસ પછી અલ્લાહતઆલાએ તેમની તૌબા કબૂલ ફરમાવી અને તેમની માફીનો આદેશ મોકલ્યો જે સૂરઃ તૌબામાં વર્ણવાયેલો છે. તેમનામાંથી એક સહાબી હઝરત કા'બ બિન માલિક રદિ.નો પ્રસંગ વિગતવાર સ્વયં તેમના મુખેથી વ્યક્ત થયો છે જે ખૂબ જ બોધદાયક છે.

**હઝરત કઅબનો પ્રસંગ**

"જયારે આપ સ.અ.વ. મુસલમાનોને તબૂકના યુદ્ધ માટે તૈયાર કરી રહ્યા હતા તો હું પણ ઈરાદો કરી લેતો હતો કે હવે જવાની તૈયારી કરું પણ પછી આળસ કરી જતો અને કહેતો હતો કે અત્યારે શું છે જયારે સમય આવશે તો તૈયાર થતા કેટલીવાર લાગશે. આ જ રીતે વાત ટળતી રહી. ત્યાં સુધી કે નીકળવાનો સમય આવી ગયો અને હું તૈયાર ન હતો. મેં મનમાં કહ્યું કે લશ્કરને જવા દો હું એક-બે દિવસ પછી નીકળીને પણ તેમને ભેટી જઈશ. જાણે આ એક આળસમાં સમય નીકળી ગયો અને હું જઈ ન શક્યો.

જયારે હું આ જોતો હતો કે જે લોકો સાથે હું પાછળ રહી ગયો છું તે કાં તો મુનાફિક છે અથવા એવા અશક્ત અને લાચાર લોકો છે જેમને અલ્લાહે નિર્બળ રાખ્યા છે તો મારૂં મન ખૂબ જ વ્યથિત થતું હતું અને મને મારી સ્થિતિ ઉપર ખૂબ જ અફસોસ થતો હતો.

જયારે નબી સ.અ.વ. તબૂકથી પાછા ફર્યા તો હંમેશની ટેવ મુજબ આપે પહેલા મસ્જિદમાં જઈને બે રકાત નમાઝ અદા કરી. પછી લોકો સાથે મુલાકાત માટે બેઠાં. હવે મુનાફિકોએ આવીને પોતાના કારણો રજૂ કરવાનું શરૂ કર્યું અને સોગંદ ખાઈ-ખાઈને આપને પોતાની મજબૂરીનો વિશ્વાસ અપાવવા લાગ્યા. આવા લોકો આશરે ૮૦ હતા. આપે તેમની બનાવટી વાતો સાંભળી અને તેમના બાહ્ય બહાનાઓ કબૂલ ફરમાવી તેમના અંતરાત્માને ખુદા ઉપર છોડી દીધા અને તેમને માફ કરી દીધા. હવે મારો વારો આવ્યો. મેં આગળ વધીને સલામ કરી. આપ મારી તરફ જોઈને હસ્યાં અને ફરમાવ્યું : "કહો, તમને કઈ વસ્તુએ રોક્યા હતા." મેં જણાવ્યું ખુદાના સોગંદ ! જો હું કોઈ સંસારના બીજા માણસની સામે હાજર હોત તો ચોક્કસ કોઈ ને કોઈ બહાનું બનાવીને તેને રાજી કરી લેત, પરંતુ આપના વિશે તો મારૂં ઈમાન છે કે જો આ સમયે કોઈ વાત બનાવીને આપને રાજી પણ કરી લઉં તો અલ્લાહ ચોક્કસ આપને મારાથી નારાજ કરી દેશે. અલબત્ત જો સાચેસાચું કહી દઉં તો ભલે આપ નારાજ જ કેમ ન થઈ જાઓ. મને આશા છે કે અલ્લાહતઆલા મારા માટે કોઈ ને કોઈ માફીની શક્યતા જન્માવશે. સત્ય તો આ છે કે મારી પાસે કોઈ બહાનું નથી જે હું રજૂ કરી શકું. હું જવા માટે સંપૂર્ણ સક્ષમ હતો." તેથી હુઝૂર સ.અ.વ.એ ફરમાવ્યું : "આ વ્યક્તિ છે જેણે સાચી વાત કરી, સારૂં ત્યારે ઊભા થઈ જાવ અને રાહ જુઓ. ત્યાં સુધી કે અલ્લાહતઆલા

તમારા વિશે કોઈ નિર્ણય ફરમાવી દે." હું ઊભો થયો અને મારા કબીલાના લોકોમાં જઈ બેઠો. મારી જેમ બીજી બે વ્યક્તિઓએ પણ એ જ વાત કહી જે મેં કહી હતી.

ત્યારબાદ નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે આદેશ આપ્યો કે અમારા ત્રણેયથી કોઈ વાત ન કરે. એ બંને તો ઘરમાં બેસી ગયા. પરંતુ હું નીકળતો હતો. જમાઅત સાથે નમાઝ પઢતો હતો. બજારમાં હરતો ફરતો હતો અને કોઈ મારાથી વાત કરતું ન હતું. એમ લાગતું હતું કે આ ધરતી એકદમ બદલાઈ ગઈ છે. હું અહીં એકદમ અજાણ્યો છું અને અહીં મારો કોઈ ઓળખીતો નથી, નમાઝ માટે મસ્જિદ જતો તો નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને સલામ કરતો અને રાહ જોતો કે જવાબ માટે આપના હોઠ હલે છે કે નહીં. નમાઝમાં નજરો ચોરીને હુઝૂરને જોતો રહેતો કે આપની દૃષ્ટિ મારા ઉપર કેવી પડે છે. પરંતુ ત્યાં સ્થિતિ આ હતી કે જ્યાં સુધી હું નમાઝ પઢતો આપ મારી તરફ જોતા રહેતા અને જ્યાં હું સલામ ફેરવતો આપ મારી તરફથી નજર ફેરવી લેતા. એક દિવસે હું ગભરાઈને મારા પિત્રાઈ ભાઈ, અને નાનપણના મિત્ર અબૂ કતાદા પાસે ગયો અને તેમના બગીચાની દીવાલ ઉપર ચઢીને તેમને સલામ કરી પરંતુ એ અલ્લાહના બંદાએ સલામનો જવાબ સુદ્ધાં ન આપ્યો. મેં કહ્યું : "અબૂ કતાદા ! હું તમને ખુદાના સોગંદ આપીને પૂછું છું : શું હું ખુદા અને તેના રસૂલને પ્રેમ નથી કરતો ?" તેઓ શાંત રહ્યા. મેં ફરી પૂછ્યું, તેઓ શાંત રહ્યા. ત્રીજીવાર માત્ર એટલું કહ્યું, "અલ્લાહ અને તેના રસૂલ જ વધારે સારૂં જાણે છે." આ સાંભળીને મારી આંખોમાંથી અશ્રુ સરી પડ્યા અને હું દીવાલ ઉપરથી ઊતરી ગયો.

એ જ દિવસોમાં એક વખત બજારમાંથી પસાર થઈ રહ્યો હતો કે સીરિયાની એક વ્યક્તિએ શાહ ગસ્સાનનો એક પત્ર કવરમાં લપેટેલો મને આપ્યો. મેં ખોલીને વાંચ્યું તો તેમાં લખ્યું હતું કે "અમે સાંભળ્યું છે તમારા સાહેબે તમારી ઉપર જુલ્મ વરસાવ્યો છે. તમે કોઈ નિમ્નકોટીના માણસ નથી અને વ્યર્થ વેડફી દેવાને લાયક પણ તમે નથી. અમારી પાસે આવી જાવ, અમે તમારી કદર કરીશું." મેં કહ્યું, "આ બીજી બલા આવી." અને એ જ સમયે પત્રને ચૂલામાં નાખી દીધો.

ચાળીસ દિવસો આ જ સ્થિતિમાં પસાર થઈ ગયા હતા કે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે આદેશ આપ્યો કે પોતાની પત્નીથી પણ જુદા થઈ જાવ. મેં પૂછ્યું, "શુ તલાક આપી દઉં ?" જવાબ મળ્યો "નહીં, બસ જુદા રહો."

મેં મારી પત્નીને તેના પિયર મોકલી દીધી. અને કહ્યું, "રાહ જુઓ, જ્યાં સુધી અલ્લાહતઆલા આ બાબતનો નિર્ણય કરી દે."

પચાસમા દિવસે સવારની નમાઝ પછી હું મારા મકાનની છત ઉપર બેઠો હતો અને મારા જીવનથી અકળાઈ રહ્યો હતો કે એકાએક કોઈ વ્યક્તિએ સાદ પાડીને કહ્યું, "મુબારક કા'બ બિન માલિક." હું આ સાંભળીને જ સજદામાં પડી ગયો અને મેં જાણી લીધું કે મારી માફીનો આદેશ આવી ગયો છે. પછી તો લોકોના ટોળે-ટોળાં આવી રહ્યા હતા અને દરેક એકબીજાથી આગળ વધીને મને મુબારકબાદી આપી રહ્યા હતા કે તારી તૌબા કબૂલ થઈ ગઈ. હું ઊઠ્યો અને સીધો મસ્જિદે નબવીની તરફ ગયો. જોયું કે નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો ચહેરો પ્રસન્નતાથી ચમકી રહ્યો છે. મેં સલામ કરી તો ફરમાવ્યું "તમને મુબારક થાય, આ દિવસ તારા જીવનનો સૌથી શ્રેષ્ઠ દિવસ છે." મેં પૂછ્યું, "આ માફી હુઝૂર તરફથી છે અથવા ખુદા તરફથી ?" ફરમાવ્યું "ખુદા તરફથી." અને કુર્આનની એ આયત સંભળાવી જેમાં આ તૌબાના સ્વીકારનું વર્ણન છે.

મેં અરજ કરી "હે રસૂલુલ્લાહ સ.અ.વ.! મારી તૌબામાં આ પણ સામેલ છે કે હું મારો બધો જ માલ અલ્લાહના માર્ગમાં સદ્કો (દાન) કરી દઉં? ફરમાવ્યું, થોડુંક રહેવા દો એ તમારા માટે સારૂં છે." મેં આદેશ મુજબ ખૈબરનો મારો હિસ્સો રહેવા દીધો બાકીનો બધો સદ્કો કરી દીધો. પછી મેં ખુદા સાથે વાયદો કર્યો કે જે સત્યના બદલામાં અલ્લાહે મને માફી આપી તેની ઉપર સમગ્ર જીવન સુધી મક્કમ રહીશ. આથી આજ સુધી કોઈ વાત મેં હકીકતની વિરુદ્ધ નથી કરી અને આશા રાખું છું કે ભવિષ્યમાં પણ અલ્લાહ મને તેનાથી બચાવશે."

**મુસ્લિમ સમાજની વિશિષ્ટતા**

આ પ્રસંગની વિગતોમાં સહાબાઓના સમાજનો જે નકશો સામે આવે છે તેની કેટલીક વિશિષ્ટતાઓ એવી છે જે દરેક મો'મિન સમક્ષ રહેવી જોઈએ. તેનાથી સમવાય છે કે ઇસ્લામી આંદોલન પોતાના ધ્વજવાહકોનો સ્વભાવ કેવો બનાવે છે.

સૌ પ્રથમ વાત તો એ સામે આવે છે કે જ્યારે કુફ્ર અને ઇસ્લામના સંઘર્ષની બાબત હોય છે તો આ મો'મિનો માટે ખૂબ જ કઠણ પરીક્ષાનો સમય હોય છે. એ સમયે આ વાતની આશંકા હોય છે કે ક્યાંક કોઈ ભૂલના કારણે આખા જીવનના

કાર્યો વ્યર્થ ન થઈ જાય કારણ કે આવા સમયે જો કોઈ મો'મિન ઈસ્લામનો સાથ ન આપે તો પછી ભલે ને તેની આ ભૂલ કોઈ ખોટી ભાવનાથી ન હોય, ભલે ને સમગ્ર જીવનમાં માત્ર એક જ વખત આવી ભૂલ કેમ ન થઈ હોય; છતાં પણ એ વાતનો ભય જન્મે છે કે ક્યાંક તેની ભૂલ તેના સમગ્ર જીવનની નેકીઓ (સદ્‌કાર્યો) અને ઈબાદતોને બરબાદ ન કરી દે. મો'મિન માટે કોઈ પણ પ્રસંગે એ શક્ય જ નથી કે તે ઈસ્લામના બદલે કુફ્રને સાથ આપે અને કોઈ એવો અમલ કરે જેનાથી કોઈ બિનઈસ્લામી આંદોલનને શક્તિ મળતી હોય. આ પરિસ્થિતિ એ પ્રસંગે ખૂબ જ ગંભીર બની જાય છે જ્યારે બિનઈસ્લામી આંદોલનના મુકાબલે કોઈ ઈસ્લામી આંદોલન મોજૂદ હોય ને મો'મિનોની શક્તિ અલ્લાહના દીનને ઉચ્ચતા પ્રદાન કરવાને બદલે કોઈ બીજા જ કામમાં વપરાઈ રહી હોય.

બીજી વાત આ છે કે જ્યારે કોઈ ફરજને અદા કરવાનો સમય આવી જાય તો તે સમયે મો'મિનો માટે આળસ બતાવવી યોગ્ય નથી. ક્યારેક આળસમાં ને આળસમાં કામનો સમય પસાર થઈ જાય છે અને પછી આ બહાનું કોઈ કામ નથી આવતું કે તેનો વાંક ખોટી ભાવના ઉપર આધારિત ન હતો.

સહાબાઓના સમાજની સ્થિતિ આ છે કે એક તરફ તો મુનાફિકો છે જે ખોટા બહાનાઓ રજૂ કરી રહ્યા છે અને બધા જ જાણે છે કે તેઓ જુઠ્ઠું બોલી રહ્યા છે પરંતુ નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ તેમના બાહ્ય બહાનાઓ સાંભળીને તેમની ભૂલ માફી કરી દે છે. કારણ કે તેમનાથી આ આશા જ ક્યાં હતી કે તેઓ કોઈ પરીક્ષાના સમયે ઈમાનની સાબિતી આપશે. પરંતુ બીજી તરફ થોડાક સાચા મો'મિનો છે જે પોતાના ઈમાનની સાબિતી આ અગાઉ અનેક વખત આપી ચૂક્યા છે. તેઓ ખોટી વાત કરવાનું પસંદ નથી કરતા. જાહેરમાં પોતાની ભૂલનો સ્વીકાર કરી લે છે પરંતુ તેમ સાથે આવો સખત વ્યવહાર કરવામાં આવે છે કે સંપૂર્ણ સમાજમાંથી તેમનો સામાજિક બહિષ્કાર કરવામાં આવે છે. એટલા માટે નહીં કે તેમના ઈમાન વિશે કોઈ શંકા ઉત્પન્ન થવા લાગી હતી બલ્કે માત્ર એટલા માટે કે આ બાબતે નેતા જે વિશ્વાસથી સજા સંભળાવે છે અને અનુયાયી જે ધીરજથી આ સજાને ભોગવે છે અને સંપૂર્ણ જમાઅત જે ધૈર્યથી લીડરના વિચાર મુજબ અમલ કરે છે તેનું દરેક પાસું અવર્ણનીય છે. નેતા ખૂબ જ સખત સજા આપી રહ્યો છે. પરંતુ ન જ ગુસ્સો છે અને ન જ નફરત બલ્કે ખૂબ જ પ્રેમપૂર્વક સજા આપવામાં આવી રહી છે. બરાબર એ જ રીતે જેમ કોઈ દયાળુ પિતા પોતાના ગુનેગાર

પુત્રને સજા આપે અને એ વાતનો ઇચ્છુક રહે કે ક્યારે દીકરો સુધરી જાય તો પછી તેને હૃદય સાથે વળગાડી લે. અનુયાયી સજાને લીધે ખૂબ જ બેચેન છે પરંતુ શું મજાલ છે કે કોઈ પ્રસંગે પણ પોતાના પ્રિય નેતાના અનુસરણને બદલે કોઈ વિદ્રોહ કરવાની ભાવના પણ મનમાં લાવે. ન કોઈ ફરિયાદ છે, ન જ પોતાના અગાઉના કાર્યોના ન્યાયની ખેવના. પછી આ જમાઅતને જુઓ કે તેની અંદર પોતાના નેતાના આદેશપાલનની ભાવનાનો ઉત્સાહ મોજૂદ છે. અહીં આદેશ મળ્યો કે ફલાણી વ્યક્તિ સાથે સંબંધ ન રાખવામાં આવે તો જણાયું કે સમગ્ર વસતીમાં કદાચ આ વ્યક્તિનો કોઈ પરિચિત જ ન હતો. અને અહીં માફીની જાહેરાત થઈ તો પછી દરેક વ્યક્તિ બેચેન થઈ ગઈ કે તે જ સૌ પ્રથમ જઈને મુબારકબાદી રજૂ કરે.

રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની આજ્ઞાપાલનનું આ એક ઉદાહરણ છે જે કુર્આન પોતાના અનુયાયીઓમાં ઉત્પન્ન કરવા ઇચ્છે છે અને જે દીનને ખાતર કામ કરનારાઓમાં તેમના કાર્યકરો અને શાસક માટે હાજર રહેવું અનિવાર્ય છે. કસૂરવારને જુઓ કે તે જુએ છે કે તેનાથી વધારે મોટા મોટા ગુનેગારો માત્ર જૂઠ બોલીને બચી ગયા અને તેમને તેમના સત્ય બોલવા ઉપર એટલી સખત રીતે પકડવામાં આવી રહ્યા છે. પરંતુ આ વાતે તેમની અંદર ન તો ગુસ્સો ઉત્પન્ન થાય છે, અને ન જ કોઈ જાતનો અણગમો છતો થાય છે. સજા મળ્યા પછી તેણે પૂરા પચાસ દિવસ સુધી ખૂબ જ કઠણ સજા ભોગવી. પરંતુ કોઈ એક પળને માટે પણ તેના મનમાં આ વિચાર ન જ જન્મ્યો કે તે સાથે ખૂબ જ અત્યાચાર કરવામાં આવ્યો છે અને તેના અગાઉના કાર્યો ઉપર પાણી ફેરવી નાખવામાં આવ્યું છે, તેના ઈમાન ઉપર શંકા કરવામાં આવી છે. જો કે ન તો તેની ભાવના ખોટી છે અને ન જ અલ્લાહ અને તેના રસૂલના પ્રેમથી તેનું હૃદય ખાલી છે. તેણે જમાઅતમાં કોઈ કાવતરું ન કર્યું. લોકોમાં કટુતા ન ફેલાવી, બીજાને પોતા સાથે સહમત કરીને જમાઅતની અંદર વિખવાદ ઊભો ન કર્યો, બલ્કે ખૂબ જ ધીરજ અને શાંતિથી સજાને સહન કરી અને હંમેશાં એ આશા ઉપર રહ્યા કે ક્યારે તેની ભૂલને માફ કરવામાં આવે છે. આ જ એ ઉદાહરણીય આચરણ છે જેના આધારે અલ્લાહતઆલાએ ખૂબ જ વાત્સલ્યભર્યા શબ્દોમાં તે સદાચારીઓની તૌબાના સ્વીકારની જાહેરાત કરી અને આ જ સૌથી મોટી સફળતા છે. આ એ કૃપા છે જે એમને જ મળે છે જેને અલ્લાહતઆલા અર્પે.

**ઈમાનના દાવાની હકીકત**

ઈમાન અને ઈસ્લામનો દાવો એક વ્યક્તિ ઉપર કેટલી જવાબદારી નાખી દે છે તેની સ્પષ્ટતા માટે આ પ્રસંગે સ્પષ્ટ રીતે જણાવી દેવામાં આવ્યું કે વાસ્તવમાં આ દાવાની સત્ય આ છે કે અલ્લાહતઆલાએ મો'મિનોથી તેમના જાન અને માલ જન્નતના બદલામાં ખરીદી લીધા છે. (સૂરઃ તૌબા-૧૧૧) ઈમાનની આ સ્પષ્ટતા જ્યાં સુધી સારી રીતે મગજમાં બેસેલી ન હોય અને દરેક પ્રસંગે ઈમાન દૃષ્ટિ સમક્ષ ન રહે તે દીનના તકાદાઓને પૂર્ણ કરવામાં ચોક્કસ આળસ કરશે. અલ્લાહતઆલાએ ઈમાનને એક કરાર સાથે સરખાવ્યો છે જે મો'મિન અલ્લાહતઆલા સાથે કરે છે તે કરાર આ છે કે બંદો પોતાની ઈચ્છાઓ અને પોતાનો માલ જાણે ખુદાના હાથમાં વેચી દે છે અને તેના બદલામાં ખુદાના એ વાયદાનો સ્વીકાર કરી લે છે કે મૃત્યુ બાદ તેને અનંત જીવનમાં અલ્લાહતઆલા જન્નત અર્પણ કરશે.

જ્યાં સુધી મૂળ હકીકતનો સંબંધ છે એ આધારે તો મનુષ્યોના જાન અને માલ બધું જ અલ્લાહનું જ છે. તેણે જ આ સર્વકાંઈ ઉત્પન્ન કર્યું છે અને તે જ તેમનો મૂળ માલિક છે. આવી સ્થિતિમાં બંદાનું પોતાનું છે જ શું જે તે અલ્લાહના હાથમાં વેચે ? આ રીતે તો વેચવાનો અને ખરીદવાનો કોઈ પ્રશ્ન જ નથી ઊભો થતો, પરંતુ એક વસ્તુ એવી છે જે અલ્લાહતઆલાએ તેના દરેક બંદાને અર્પણ કરી છે અને તેને સંપૂર્ણ અખત્યાર આપવામાં આવ્યો છે કે તે તેને જેમ ઈચ્છે કામમાં લે, તે છે તેનો ઈરાદો અને અખત્યારની સ્વતંત્રતા. તેને આ વાતની સ્વતંત્રતા આપવામાં આવી છે કે અલ્લાહે આપેલા જાન અને માલને તે ઈચ્છે તો અલ્લાહની જ મિલ્કત માનતો રહે જેમ કે તે વાસ્વતમાં છે અને તે ઈચ્છે તો તે સ્વયં પોતે આ વસ્તુઓનો માલિક બની બેસે. જો કે તે એ વસ્તુઓનો માલિક નથી. અલ્લાહતઆલાએ તેને આ અખત્યાર આપ્યો છે કે તે ઈચ્છે તો ખુદાથી મોઢું ફેરવીને પોતાના જાન અને માલ પોતાની ઈચ્છા અથવા પોતાના જેવા બીજા મનુષ્યોની ઈચ્છા મુજબ જે માર્ગમાં ઈચ્છે લગાવી દે અને જો ઈચ્છે તો અસલ માલિકને માલિક સમજીને તેણે આપેલા જાન અને માલને એ જ માલિકની ઈચ્છા મુજબ કામમાં લાવે અને એ હકીકતનો સ્વીકાર કરે કે વાસ્તવમાં તેની પાસે જે કાંઈ છે તે અલ્લાહની અમાનત છે અને તે એ વસ્તુઓના ઉપયોગમાં સ્વેચ્છા અને માલિકનું સ્થાન નથી ધરાવતો.

ઈરાદો અને અખત્યારની આ જ થોડીક સ્વતંત્રતા વાસ્તવમાં આ બાબતનો આધાર છે જેને અલ્લાહતઆલાએ પોતાની કૃપાથી ખરીદ-વેચાણ ફરમાવ્યું છે, અલ્લાહતઆલા બંદાથી માગણી કરે છે કે મારી અર્પેલી અમાનતમાં અખત્યાર હોવા છતાં દાનત ન બગાડે બલ્કે એ અમાનતને એ જ રીતે કામમાં લાવશે જે રીતે મારી ઇચ્છા હોય તો હું તને આ જીવન પછી આવનારા અનંત જીવનમાં પોતાની એ કૃપાઓ અર્પીશ જેનું નામ જન્નત છે. હવે જે વ્યક્તિ અલ્લાહતઆલાની આ માગણીનો સ્વીકાર કરીને આ એકરાર કરે છે કે તે પોતાના જાન અને માલને માત્ર અલ્લાહની ઇચ્છાના કાર્યોમાં લગાવશે અને તેના બદલામાં આખિરતના જીવનમાં અલ્લાહની જન્નત મેળવવા માટે રાજી છે તે વાસ્તવમાં મો'મિન છે અને તેનો આ મામલો જેને અલ્લાહતઆલાએ ખરીદ-વેચાણ તરીકે જણાવ્યો છે તેના ઈમાનનો એકરાર છે અને જે વ્યક્તિ આ માગણીનો સ્વીકાર નથી કરતી બલ્કે પોતાના જાન અને માલને અલ્લાહની ઇચ્છા વિરુદ્ધ કાર્યમાં લગાવવાનો નિર્ણય કરે છે તે જાણે અલ્લાહ સાથે આ ખરીદ-વેચાણનો મામલો નથી કરતી તે જ કાફિર છે અને તેનો આ જ ઇન્કાર કુફ્ર છે.

તબૂકના યુદ્ધની તૈયારી માટે જે લોકોને નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે આદેશ આપ્યો હતો તે બધા એ લોકો હતા જેમણે પોતાના મો'મિન હોવાનો એકરાર કર્યો હતો. જાણે આ બધા લોકો એ હતા જેમણે અલ્લાહ સાથે ખરીદ-વેચાણની બાબત નિશ્ચિત કરી હતી જેનું વર્ણન ઉપર થયું પરંતુ જ્યારે આ દાવાની પરીક્ષાનો નાજુક પ્રસંગ આવ્યો તો તેમાંથી થોડાક લોકો એવા પણ નીકળ્યા જે આ પરીક્ષામાંથી પસાર ન થઈ શક્યા અને તેમણે પોતાના જાન અને માલને અલ્લાહના માર્ગમાં લાવવાથી રોકી લીધા. તેમાં અધિકતર એ લોકો હતા જે મુનાફિકો હતા. જેમના ઈમાનના દાવાઓ જુઠ્ઠા હતા અને જે માત્ર સ્વહિત અથવા દબાણને કારણે ઇસ્લામી જમાઅતમાં ઘૂસી આવ્યા હતા. પરંતુ થોડાક એવા પણ હતા જેમનાથી આ ભૂલ માત્ર આળસ અને ગફલતને કારણે થઈ હતી. તેથી આ પ્રસંગે આ બધા લોકો ઉપર જાહેરમાં ટિપ્પણીઓ કર્યા બાદ તેમને સ્પષ્ટ જણાવી દેવામાં આવ્યું કે ઈમાન માત્ર આ માની લેવાનું નામ નથી કે ખુદા છે અને તે એક જ છે, બલ્કે ઈમાન વાસ્તવમાં આ એકરારનું નામ છે કે ખુદા જ અમારા જાન અને માલનો એકમાત્ર માલિક છે અને આ રીતે તેને માલિક માની લીધા પછી જો કોઈ પોતાના જાન અને માલને અલ્લાહના માર્ગમાં લગાવતા ખચકાય છે અને તેને આ માર્ગ

સિવાય અન્ય કોઈ માર્ગમાં લગાવે છે તો વાસ્તવમાં તે આ સાબિત કરે છે કે તે પોતાના એકરારમાં જૂઠો છે. ઈમાનના બધા જ દાવેદારોએ પોતાના દાવાની આ મૂળ વાસ્તવિકતાને હંમેશાં પોતાની સમક્ષ રાખવી જોઈએ અને અલ્લાહના માર્ગમાં પુરુષાર્થ કરવાના કોઈ પણ પ્રસંગે તેમનું મન ખચકાવું ન જોઈએ.

**પ્રજાનું ધાર્મિક પ્રશિક્ષણ**

ઇસ્લામના આરંભકાળ દરમ્યાન જે લોકો આ આંદોલનનો સાથ આપવા માટે તૈયાર થતા હતા તે એ લોકો જ હતા જેમના હૃદયમાં ઇસ્લામની સચ્ચાઈ ઘર કરી ગઈ હતી અને જે વાતને સંપૂર્ણ રીતે સમજીને ઇસ્લામનો સ્વીકાર કરતા હતા. પરંતુ હવે કે જ્યારે ઇસ્લામનો પ્રભાવ ચારેય તરફ ફેલાવવા લાગ્યો તો વસ્તીઓની વસ્તી ટોળે-ટોળાં ઇસ્લામમાં દાખલ થવા લાગ્યા. સ્પષ્ટ છે કે તેમાં થોડાક જ લોકો એવા હતા જે ઇસ્લામને સંપૂર્ણ રીતે સમજીને ઈમાન લાવતા હતા. અધિકતર લોકો એ હતા જેઓ વગર વિચાર્યે ઇસ્લામનો સાથ આપવા માટે તૈયાર થઈ જતાં હતા. બાહ્ય રીતે જોતાં તો આ સંજોગો ઇસ્લામની શક્તિનું કારણ હતું. કારણ કે હજારો માણસો તેમાં દાખલ થઈ રહ્યા હતા પરંતુ જ્યાં સુધી કોઈ સમૂહ ઇસ્લામના તકાદાઓને સારી રીતે ન સમજ્યા હોય અને એ બધી જ નૈતિક મર્યાદાઓને પૂર્ણ કરવા માટે તૈયાર ન હોય જે ઇસ્લામ પોતાના અનુયાયીઓ ઉપર લાગુ કરે છે, તો વાસ્તવમાં આવો સમૂહ ઇસ્લામી વ્યવસ્થાની નિર્બળતાનું કારણ બને છે. આ જ સ્થિતિ આ સમયે ઉદ્‌ભવી રહી હતી જેનો થોડોક્ અંદાજો તબૂકના પ્રસંગે પણ થઈ ગયો હતો. આથી આ પ્રસંગે ઇસ્લામી આંદોલનને આ આંતરિક કમજોરીથી બચાવવા માટે એક ખૂબ જ મહત્ત્વનું માર્ગદર્શન કરવામાં આવ્યું કે વસ્તીમાંથી થોડાક લોકો ઇસ્લામના કેન્દ્ર ઉપર આવે જેમ કે મદીના અને મક્કા વગેરે અને અહીં આવીને ઇસ્લામી શિક્ષણ અને તેની વિગતો શીખે અને ઇસ્લામના ખરા આત્માને પોતાની અંદર સ્થાન આપે પછી પરત જઈને પોત-પોતાની વસ્તીઓમાં પ્રજાના શિક્ષણ અને પ્રશિક્ષણની વ્યવસ્થા કરે કે જેથી સંપૂર્ણ મુસ્લિમ વસ્તીમાં ઇસ્લામની ખરી જાગૃતિ જન્મે અને અલ્લાહના આદેશથી પરિચિત થાય.

આ ઇસ્લામી શિક્ષણનો અર્થ વાસ્તવમાં લોકોને માત્ર લખવું-વાંચવું શીખવાડવાનો ન હતો બલ્કે આશય આ હતો કે લોકોમાં દીનની સમજ જન્મે અને તેમનામાં આ વાત પેદા થઈ જાય કે તેઓ ઇસ્લામી અને બિનઇસ્લામી જીવન

પદ્ધતિમાં અંતર કરી શકે. ભલે આ કાર્ય લખતા-વાંચતા શીખવાડ્યા પછી કરવામાં આવે અથવા તેના વગર કરવામાં આવે. મૂળ આશય દીનની ખરી જાગૃતિ પેદા કરવાનો હોવો જોઈએ. વાંચવું-લખવું તેના માટે માધ્યમ બની શકે છે ઉદ્દેશ્ય નથી બની શકતા.

**દારુલ ઇસ્લામની નીતિનું સ્પષ્ટ એલાન**

તબૂકના યુદ્ધની સફળતા પછી એ બધા લોકોની આશાઓ ઉપર પાણી ફરી ગયું જે અત્યાર સુધી એ આશા લગાવીને બેઠા હતા કે કોઈ ને કોઈ સમયે ઇસ્લામી આંદોલનને કોઈ એવું નુકસાન પહોંચાડીશું કે તેનો ખાત્મો જ થઈ જાય. હવે આ બધા લોકો માટે આ સિવાય કોઈ માર્ગ ન હતો કે તેઓ ઈસ્લામની છત્રછાયામાં આશ્રય મેળવે અને જો પોતે આ કૃપાનો લાભ ન મેળવે તો ઓછામાં ઓછું તેમની આવનારી પેઢી એકદમ ઈસ્લામના રંગમાં રંગાઈ જાય.

આ સમયે લગભગ સમગ્ર અરબસ્તાનનું શાસન ઈમાનવાળાઓના હાથમાં હતું અને તેમના મુકાબલા માટે કોઈ સમકક્ષ શક્તિ બાકી રહી ન હતી. એટલા માટે હવે એ સમય આવી ગયો હતો કે ઇસ્લામી રાજ્યની બંધારણીય નીતિની સ્પષ્ટ જાહેરાત કરી દેવામાં આવે. આથી તે નીચે મુજબ રજૂ કરવામાં આવી.

(અ) આરબમાંથી શિર્કને તદ્દન મિટાવી દેવામાં આવે અને જૂની બહુદેવવાદી વ્યવસ્થાને એકદમ સમાપ્ત કરીને હંમેશ માટે શુદ્ધ ઈસ્લામી કેન્દ્ર બનાવી દેવામાં આવે. આ આશય માટે મુશ્રિકો સાથેના સંબંધો સંપૂર્ણપણે તોડી નાખવામાં આવે અને તેમ સાથે જેટલા કરારો છે તેમને સમાપ્ત કરવાની જાહેરાત કરી દેવામાં આવે.

આથી ૯ હિજરીસનમાં હજ પ્રસંગે નબી સ.અ.વ.એ હઝરત અલી રદિ. મારફતે હાજીઓની સામાન્ય સભામાં આ જાહેરાત કરાવી દીધી કે :-

(૧) જન્નતમાં કોઈ એવી વ્યક્તિ દાખલ નહીં થાય, જે દીને ઇસ્લામનો સ્વીકાર કરવાથી ઈન્કાર કરી દે.

(૨) આ વર્ષ પછી કોઈ મુશ્રિક ખાનએ કા'બામાં હજ માટે ન આવે.

(૩) બયતુલ્લાહની ફરતે નગ્ન થઈને તવાફ કરવાની પરવાનગી કોઈને પણ આપવામાં નહિ આવે.

(૪) જે લોકો સાથે રસૂલુલ્લાહનો કરાર બાકી છે અને જેમણે પોતાના કરારની

મુદ્દત સુધી તેનું ઉલ્લંઘન નથી કર્યું તેમ સાથે આ કરારની મુદ્દત સુધી એ જ વ્યવહાર કરવામાં આવશે જેના વિશે કરાર થયા છે.

પરંતુ જે લોકોએ કરાર કર્યા છતાં પણ ઇસ્લામી આંદોલનની વિરુદ્ધ કાવતરાઓ કર્યા છે તેમને જાણ કરવામાં આવે છે કે બસ હવે તેમના માટે માત્ર ચાર માસની મહેતલ બાકી છે. આ મહેતલની અંદર ઇચ્છે તો તેઓ મુસલમાનો સાથે લડીને પોતાના ભાગ્યનો ફેસલો કરી લે અથવા રાજ્ય છોડીને જતા રહે અથવા પછી સમજી વિચારીને અલ્લાહના દીનનો સ્વીકાર કરે અને ઇસ્લામી વ્યવસ્થામાં સામેલ થઈ જાય.

(બ) કા'બાની વ્યવસ્થા અને તેની સંભાળ સંપૂર્ણપણે એક ખુદાને માનનારાઓના હાથમાં રહેશે. મુશ્રિકોની તેમાં કોઈ દખલ નહિ રહે અને હવે કા'બામાં મુશ્રિકોનો કોઈ રિવાજ નહીં ચાલે બલ્કે હવે મુશ્રિકો આ પવિત્ર ઘરની પાસે પણ નહિ આવી શકે.

.......

## પ્રકરણ-૧૨
# અંતિમ હજ અને વફાત

### હજ માટે રવાનગી

હિજરતના દસમા વર્ષે આપે હજનો ઈરાદો ફરમાવ્યો. ઝિલકદ ૧૦ હિજરીમાં એલાન કરવામાં આવ્યું કે આપ હજ માટે જઈ રહ્યા છે. આ સમાચાર સમગ્ર અરબસ્તાનમાં ફેલાઈ ગયા અને આ પવિત્ર પ્રસંગે આપ સાથે હજ અદા કરવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરવાના ઉત્સાહમાં આખું અરબસ્તાન ઊમટી પડ્યું. ઝિલકદની અંતિમ તારીખોમાં આપ મદીનાથી રવાના થયા અને ઝિલહજની ચોથી તારીખે સવારના સમયે મક્કામાં પધરામણી થઈ. આગમન પછી સૌ પ્રથમ કા'બાનો તવાફ (પરિક્રમા) કર્યો અને પછી મુકામે ઈબ્રાહીમમાં બે રકા'ત નમાઝ અદા કરી પછી સફાના પર્વતો ઉપર ગયા અને ત્યાંથી ઊતરીને મરવા ઉપર આવ્યા અને આ દરમ્યાન નિરંતર અલ્લાહતઆલાની પ્રશંસા કરતા રહ્યા અને દુઆ માંગતા રહ્યા, તવાફ અને સફા અને મરવાની સઈથી ફારેગ થઈને આપે ગુરૂવારના દિવસે આઠમી તારીખે બધા જ મુસલમાનો સાથે મિનામાં રોકાણ કર્યું. બીજા દિવસે ૯મી ઝિલહજ્જે સવારની નમાઝ પઢીને આપ મિનાથી રવાના થયા. અને અરફાત પધાર્યા. અહીં આપ સ.વ.અ.એ ઐતિહાસિક હજનું સંબોધન (ખુત્બો) કર્યું જેમાં ઈસ્લામ તેની સંપૂર્ણ જાહોજલાલી સાથે દૃષ્ટિપાત થયો. આ સંબોધનમાં આપ સ.અ.વ.એ અનેક મહત્ત્વના વિષયો વિશે માર્ગદર્શન કર્યું. તેમાંથી થોડાક નીચે મુજબ છે. ફરમાવ્યું :

### હજનું સંબોધન

"સાંભળો અજ્ઞાનતાકાળના તમામ નીતિ-નિયમો મારા બંને પગ તળે છે."

"અરબીને અજમી (બિનઆરબ) ઉપર અને અજમીને અરબી ઉપર કોઈ શ્રેષ્ઠતા નથી તમે બધાં આદમની સંતાન છો અને આદમ માટીમાંથી થયા હતા."

"મુસલમાન મુસલમાન એકબીજાના ભાઈ-ભાઈ છે."

"તમારા ગુલામ ! તમારા ગુલામ !! જે તમે ખાઓ તે જ તેમને ખવડાવો; જે તમે પહેરો તે જ તેમને પહેરાવો."

"અજ્ઞાનતાકાળની બધી જ હત્યાઓ રદ કરવામાં આવી. (હવે કોઈને ખૂનનો પુરાણો બદલો લેવાનો હક નથી) અને સૌ પ્રથમ હું પોતાના ખાનદાનનું ખૂન

રબીઆ બિન અલ હર્સના પુત્રની હત્યા રદ ઠેરવું છું."

"અજ્ઞાનતાનું બધું જ વ્યાજ પણ અવૈદ્ય કરી દેવામાં આવ્યું (હવે કોઈને પણ કોઈની પાસે વ્યાજની માગણી કરવાનો અધિકાર નથી) અને સૌ પ્રથમ મારા ખાનદાનનું વ્યાજ અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબનું વ્યાજ અવૈદ્ય ઠેરવું છું."

"સ્ત્રીઓની બાબતે ખુદાથી ડરો, તમારો સ્ત્રીઓ ઉપર અને સ્ત્રીઓનો તમારી ઉપર અધિકાર છે."

"તમારૂં લોહી અને તમારો માલ કયામત સુધી એકબીજાની ઉપર હરામ છે, એ જ રીતે જે રીતે આ દિવસ, આ મહિનો અને આ શહેર હરામ છે."

"હું તમારી વચ્ચે એક વસ્તુ છોડી જાઉં છું, જો તમે તેને મજબૂતીથી પકડી લીધું તો ક્યારેય ગુમરાહ નહીં થાવ અને તે અલ્લાહનો ગ્રંથ છે."

ત્યારબાદ આપ સ.અ.વ.એ શરીઅતના અનેક સિદ્ધાંતોનું વર્ણન કર્યું પછી સભા તરફ સંબોધિત થઈને પૂછ્યું : "તમારાથી ખુદાને ત્યાં જ્યારે મારા વિષે પૂછવામાં આવશે તો તમે શું કહેશો ?" સહાબાએ જણાવ્યું કે અમે કહીશું કે "આપે ખુદાનો સંદેશ પહોંચાડી દીધો અને પોતાની ફરજ અદા કરી દીધી." આપે આકાશની તરફ આંગળી ઉઠાવી અને ત્રણ વખત ફરમાવ્યું "હે અલ્લાહ ! તું સાક્ષી રહેજે." આ જ પ્રસંગે પવિત્ર કુર્આનની આ આયતનું અવતરણ થયું :

"આજે મેં તમારા દીનને તમારા માટે સંપૂર્ણ કરી દીધો છે અને પોતાની કૃપા તમારી ઉપર પરિપૂર્ણ કરી દીધી છે અને તમારા માટે ઇસ્લામને તમારા દીન તરીકે પસંદ કરી લીધો છે." (સૂરઃ માઈદહ-૩)

આ હજના પ્રસંગે આપ સ.અ.વ.એ હજની બધી જ રીતો સ્વયં કરીને દેખાડી દીધી કે હજ કઈ રીતે કરવું જોઈએ. આ જ પ્રસંગે આપે આ પણ ફરમાવ્યું કે, "મારાથી હજના મસાઈલ શીખી લો. હું નથી જાણતો કે કદાચ આના પછી મને બીજું હજ નસીબ થાય." આ જ પ્રસંગે આપ સ.અ.વ.એ બધા મુસલમાનોને આ પણ ફરમાવ્યું :

"જે લોકો આ સમયે હાજર છે (આ બધી વાતો) તેઓ તેમના સુધી પહોંચાડી દે જેઓ અહીં હાજર નથી."

**બીમારી**

હિજરી ૧૧ના સફર મહિનાની ૧૮ અથવા ૧૯ તારીખ હતી, કે તબિયત

થોડીક અસ્વસ્થ થઈ. આ બુધવારનો દિવસ હતો. સોમવારના દિવસે બીમારી ખૂબ જ વધી ગઈ. જ્યાં સુધી શક્તિ હતી આપ મસ્જિદમાં પધારીને નમાઝ પઢાવતા રહ્યા. સૌથી અંતિમ નમાઝ જે આપે પઢાવી, તે મગરિબની નમાઝ હતી. માથામાં દુઃખાવો થતો હતો, રુમાલ બાંધીને પધાર્યા અને નમાઝમાં સૂરઃ અલ મૂર્સલાત સારી રીતે પઢી. ઈશાના સમયે ખૂબ જ અશક્તિ વધી ગઈ અને આપ મસ્જિદ ન પધારી શક્યા અને ફરમાવ્યું કે અબૂબક્ર નમાઝ પઢાવે. આથી કેટલાય દિવસ સુધી હઝરત અબૂબક્ર રદિ.એ નમાઝ પઢાવી.

**અંતિમ પ્રવચન અને માર્ગદર્શન**

દરમ્યાનમાં એક દિવસ તબિયત થોડી સુધરી તો આપે ગુસલ (સ્નાન) કર્યું. મસ્જિદ પધાર્યા અને એક પ્રવચન આપ્યું. આ જીવનનું સૌથી અંતિમ પ્રવચન હતું. આપે ફરમાવ્યું :

"ખુદાએ પોતાના એક બંદાને અખત્યાર આપ્યો છે કે ઇચ્છે તો સંસારની કૃપાઓનો સ્વીકાર કરે અથવા ખુદાની પાસે (આખિરતમાં) જે કાંઈ છે તેનો સ્વીકાર કરી લે. પરંતુ તેણે ખુદાની જ પાસેની વસ્તુનો સ્વીકાર કર્યો." આ સાંભળીને હઝરત અબૂબક્ર સમજી ગયા કે તેમાં સંકેત કઈ તરફ છે. અને આપ રડી પડ્યા. આપે વધુમાં ફરમાવ્યું :

"સૌથી વધુ હું જેમની દોલત અને નિકટતા કે મિત્રતાનો આભારી છું તે અબૂબક્ર છે. જો હું સંસારમાં કોઈને પોતાની ઉમ્મતમાં પોતાનો મિત્ર બનાવી શકતો તો અબૂબક્રને બનાવતો. પરંતુ ઈસ્લામનો સંબંધ મિત્રતાને માટે પૂરતો છે. અને હા સાંભળી લો, તમારી અગાઉ કોમોએ પોતાના પયગંબરો અને બુઝુર્ગોની કબરોને ઈબાદતનું સ્થાન બનાવી લીધું, જુઓ, તમે એવું ન કરતા. હું તમને મનાઈ કરું છું." પછી ફરમાવ્યું : "હલાલ અને હરામનો સંબંધ મારી તરફ ન કરવામાં આવે. મેં એ જ વસ્તુઓ હલાલ ઠેરવી છે જે ખુદાએ હલાલ કરી છે, અને એ જ વસ્તુઓ હરામ કરી છે જે ખુદાએ હરામ કરી છે."

આ જ બીમાર અવસ્થામાં એક દિવસ આપે પોતાના કુટુંબને સંબોધન કરીને ફરમાવ્યું : "હે પયગંબરે ખુદાની પુત્રી ફાતિમા, અને હે પયગંબરે ખુદાની ફોઈ ફાતિમા ! કાંઈક કરી લો જે ખુદાને ત્યાં તમારા કામ આવે. હું તમને ખુદાથી નથી બચાવી શકતો."

એક દિવસ બીમારીની તકલીફ વધારે હતી. આપ ક્યારેક ચાદર મોઢા ઉપર નાખી દેતા અને ક્યારેક કાઢી નાખતા. આ અવસ્થામાં હઝરત આયશા રદિ.એ પવિત્ર મુખેથી આ શબ્દો સાંભળ્યા :

"યહૂદીઓ અને નસારાઓ ઉપર ખુદાની લાનત થાય. તેમણે પોતાના પયગંબરોની કબરોને ઇબાદતનું સ્થાન બનાવી લીધું."

આપે હઝરત આયશાની પાસે ક્યારેક થોડી અશર્ફીઓ મુકાવી હતી. આ જ બેચેનીની અવસ્થામાં એક વખત ફરમાવ્યું, "આયશા ! એ અશર્ફીઓ ક્યાં છે ? શું મુહમ્મદ ખુદાથી બદગુમાન થઈને મળશે ? જાવ, તેને ખુદાના માર્ગમાં ખૈરાત (દાન) કરી દો."

**શ્રેષ્ઠ મિત્ર તરફ કૂચ**

બીમારીનાં દર્દમાં ક્યારેક વધારો થતો અને ક્યારેક ઘટાડો. જે દિવસે વફાત થઈ એટલે કે સોમવારના દિવસે. એ દિવસે બાહ્ય રીતે જોતાં તબિયત સ્વસ્થ હતી. પરંતુ જેમ જેમ દિવસ ચઢતો ગયો આપની ઉપર વારંવાર મુર્છાવસ્થા છવાતી ગઈ. આ અવસ્થામાં મોટે ભાગે પવિત્ર મુખેથી આ શબ્દો નીકળતાં રહ્યા : "એ લોકો સાથે જેમને ખુદાએ પુરસ્કૃત કર્યા."

અને ક્યારેક ફરમાવતા : "અલ્લાહતઆલા શ્રેષ્ઠ મિત્ર છે !"

અને ક્યારેક ફરમાવતા : "હવે અન્ય કોઈ નહીં બલ્કે તે શ્રેષ્ઠ મિત્ર જોઈએ." આ કહેતા કહેતાં તબિયત બગડવા લાગી. મુબારક રૂહ આલમે કુદ્દસમાં પહોંચી ગઈ. ''અલ્લાહુમ્મા સલ્લિઅલા મુહમ્મદિન બારિક વસલ્લિમ''

વફાતનું વર્ષ ૧૧ હિજરી છે. રબીઉલ અવ્વલનો મહિનો હતો. સોમવારનો દિવસ. સામાન્ય રીતે પ્રચલિત છે કે ૧૨મી તારીખ હતી.

બીજા દિવસે કફન-દફનની વિધિ પૂરી થઈ, અને સાંજ સુધી મુબારક શરીરને એ જ હુજરા (ઓરડા)માં કે જ્યાં આપની વફાત થઈ હતી, દફનાવી દેવામાં આવ્યો.

ઇન્નક મૈય્યિતુંવ વઇન્નહુમ મૈય્યિતુન
ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલૈહિ રાજિઊન.

(પૂર્ણ)